# શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

## ઉપોદ્ઘાત

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઇનિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ મી સપ્ટેમ્બર સને ૧૮૭૭ ને રોજ વીલ કર્યું છે. તે અન્વયે પ્રથમ સને ૧૮૮૦ માં રૂ. ૨૦૦૦) સોસાઇટીને મળ્યા એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલ્કત, પુસ્તક પ્રસારને માટે સોસાઇટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪ માં રૂ. ૧૮૦૦૦) ની સરકારી નોટો સોસાઇટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦)ની નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. તેમાંથી આજપર્યંત નીચેનાં પુસ્તકો 'શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા' તરીકે પ્રસિદ્ધ થયા છે: —

| | |
|---|---|
| (૧) કયી કયી નાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેના કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ | ૦—૭—૦ |
| (૨) માને શિખામણ | ૦—૬—૦ |
| (૩) નીતિ મંદિર | ૦—૧૨—૦ |
| (૪) બાળલગ્નથી થતી હાનિ | ૦—૬—૦ |
| (૫) પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી ગોળગોળ આના કજેતી | ૦—૫—૦ |
| (૬) ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર | ૦—૪—૦ |
| (૭) ધાર્મિક પુરુષો | ૦—૪—૦ |
| (૮) ઉદ્યોગી પુરુષો | ૦—૪—૦ |
| (૯) બેન્જામીન ફ્રાંકલીન | ૨—૦—૦ |
| (૧૦) બોધક ચરિત્ર | ૦—૪—૦ |
| (૧૧) સદ્વર્તન | ૨—૦—૦ |
| (૧૨) રઘુવંશ કાવ્ય | ૧—૦—૦ |
| (૧૩) બાવજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર | ૦—૨—૦ |
| (૧૪) ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, ભા. ૧ લો. | ૧—૦—૦ |
| (૧૫) ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ, ભા. ૨ જો | ૧—૮—૦ |
| (૧૬) નીતિ સિદ્ધાંત | ૧—૦—૦ |

(૧૭) ફ્રાન્સીસ બેકનનું જીવનચરિત્ર ૧—૪—૦
(૧૮) શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર ૦—૬—૦
(૧૯) પરોપકાર ૦—૧૨—૦
(૨૦) ઢોરનું ખાતર ૦—૪—૦
(૨૧) જગતનો અર્વાચીન ઇતિહાસ ૨—૦—૦
(૨૨) કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર ૧—૦—૦
(૨૩) વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો ૦—૧૨—૦
(૨૪) વાનિંશ ૧—૦—૦
(૨૫) જીવનનો આદર્શ ૦—૧૨—૦
(૨૬) કીર્તિ કૌમુદી ૦—૧૨—૦
(૨૭) શિશુપાળ વધ-પૂર્વાર્ધ-(માર્ગ ૧ થી ૧૦) ૧—૮—૦
(૨૮) હિન્દુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યનો ઉદય ૦—૬—૦
(૨૯) રસાયનશાસ્ત્ર ૦—૧૨—૦
(૩૦) બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ, ભા. ૨ જો ૦—૧૨—૦
(૩૧) જાપાનની કેળવણીની પદ્ધતિ ૦—૧૨—૦
(૩૨) શિશુપાળ વધ-ઉત્તરાર્ધ-(માર્ગ ૧૧ થી ૨૦) ૧—૦—૦
(૩૩) લેન્ડોરના કાલ્પનિક સંવાદો, ભા. ૧ લો. ૦—૧૨—૦
(૩૪) ખગોળ વિદ્યા ૦—૧૨—૦
(૩૫) લેન્ડોરના કાલ્પનિક સંવાદો. ભા. ૨ જો ૦—૧૨—૦
(૩૬) માનસશાસ્ત્ર ૧—૦—૦
(૩૭) શિક્ષિત આર્ય સંતાનોનું આરોગ્ય ૧—૦—૦
(૩૮) સદ્દકાર પ્રવૃત્તિ ૦—૧૨—૦
(૩૯) ઇંગ્રેજી રાજ્યબંધારણ ૧—૦—૦
(૪૦) ઉદારમતવાદ ૦—૧૨—૦
(૪૧) સચિત્ર શારીરવિદ્યા ૧—૦—૦
(૪૨) હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ-પૂર્વાર્ધ ૧—૦—૦
(૪૩) " " " ઉત્તરાર્ધ ૧—૦—૦
(૪૪) બંગાળી સાહિત્યનો ઇતિહાસ ૧—૦—૦
(૪૫) સંરક્ષણવાદ ૦—૧૨—૦
(૪૬) હિંદી સાહિત્યનો ઇતિહાસ ૧—૦—૦
(૪૭) ઉપનિષદ વિચારણા ૧—૦—૦

# પ્રસ્તાવના.

હિંદુ ધર્મનો સારસર્વસ્વ કહીએ તો તે ઉપનિષદોમાં સમાયલો છે. ઐકેશ્વરવાદની દૃષ્ટિથી અથવા તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી ઉપનિષદ્ સાહિત્યે ભારતવર્ષની અપૂર્વ પ્રતિષ્ઠા વિશ્વના સાહિત્યમાં મેળવી છે. પ્રાચીન શિષ્ટ પદ્ધતિથી આપણા ધર્મનો અભ્યાસ કરનાર, અને અર્વાચીન વિવેચક પદ્ધતિથી અભ્યાસ કરનારને ઉપનિષદ્ સંબંધી જે કંઈ જાણવાયોગ્ય હોય તે એકત્ર કરી તેમના વિશેષ અભ્યાસમાં ઉપકારક થવાના હેતુથી આ ઉપનિષદ્ વિચારણા કરવામાં આવી છે. આ વિચારણામાં નથી ઉપનિષદોનું ભાષાંતર, કે નથી ઇંગ્રેજી તત્ત્વજ્ઞાનના ઇતિહાસની પદ્ધતિ. આ વિચારણામાં ઉપનિષદોના બહિરંગ અને અંતરંગ પરીક્ષા કરી તેના પ્રતિપાદ્ય વિષયોની સમાલોચના કરવામાં આવી છે.

પ્રથમનાં ૭ પ્રકરણમાં ઉપનિષદોની શબ્દ બ્રહ્માત્મક રચનાનું સ્વરુપ આલેખવામાં આવ્યું છે. મૂલ શ્રૌત સાહિત્ય સાથે ઉપનિષદોનો કેવા પ્રકારનો સંબંધ છે, ઉપનિષદોનો મૌલિક અર્થ વાચ્યાર્થ, લક્ષ્યાર્થ અને વ્યંગ્યાર્થ કેવા પ્રકારનો છે; તે ગ્રંથોનો સંગ્રહ અને વર્ગીકરણ કેવા પ્રકારનું છે; તે ગ્રંથોના પ્રવર્તક મુખ્ય ઋષિજનોના જીવન સંબંધી તથા સિદ્ધાંત સંબંધી માહિતી ઇતિહાસ પુરાણોના ઉપબૃંહણમાંથી શી શી મળી આવી છે; અને સામાન્ય રીતે આ સાહિત્યનો કાલનિર્ણય શો થયો છે વિગેરે બાબતોની બહિરંગ પરીક્ષા આરંભનાં ૭ પ્રકરણમાં છે.

ત્યાર પછી ઉપનિષદ્ના અર્થ બ્રહ્માત્મક પ્રતિપાદ્ય વિષયો બ્રહ્મ, જીવ અને જગત્ ક્રમપૂર્વક વિચારવામાં આવ્યા છે. બ્રહ્મને

લગતા ત્રિવિધ બ્રહ્મવાદ; દ્વિવિધ બ્રહ્મવાદ; અદ્વિતીય બ્રહ્મવાદનું સ્વરૂપ પ્રકરણ ૭–૮–૯ માં ચિંતવવામાં આવ્યું છે; અને તે સાથે સગુણ બ્રહ્મવાદના અનેક ગુણોનો, સર્વ ઉપનિષદોનો વિચાર કરી, ઉપસંહાર કરવામાં આવ્યો છે;-અને સગુણ બ્રહ્મવાદની પીઠમાં નિર્ગુણ બ્રહ્મવાદ શી રીતે ગોઠવાયો છે તેનું ચિંતન કરવામાં આવ્યું છે. ત્યારપછી ભોક્તૃવર્ગ અથવા જીવ વર્ગને લગતા ઉપનિષદોના વિચારો અને તેનો પ્રેરક બ્રહ્મ સાથે કેવા પ્રકારનો સંબંધ છે તે દસમા પ્રકરણમાં વિચારવામાં આવ્યું છે. ભોક્તાનું ભોગ્ય જગત્ અને દ્રષ્ટા–સાક્ષીનું દૃશ્ય જગત્ કેવા પ્રકારનું સ્વીકારવામાં આવ્યું છે તેની મીમાંસા અગીઆરમા પ્રકરણમાં કરવામાં આવી છે.

ભોક્તા જીવે પ્રેરકબ્રહ્મ અથવા પરપુરુષ સાથેનો અભેદાનુભવ શી રીતે કરવો તેના બે ઉપાયો–ઉપાસના અને તત્વજ્ઞાન–તેનું વર્ણન પ્રકરણ ૧૨, ૧૩, ૧૪ માં કરવામાં આવ્યું છે.

ઉપાસના વડે એટલે વિદ્યા વડે મેળવવાની ગતિ, અવિદ્યા વડે એટલે કેવળ કર્મ વડે પ્રાપ્ત થતી ગતિ, વિદ્યા–અવિદ્યા વિનાની ક્ષુદ્ર જીવની ગતિ, ઉપનિષદોમાં કેવા પ્રકારની વર્ણવવામાં આવી છે, અને વિદ્યા–અવિદ્યાનાં સાધનો અને છેવટનું તત્વજ્ઞાનનું અમોઘ સાધન કેવા પ્રકારનું છે; ક્રમમોક્ષ અને સદ્યોમોક્ષ કેવી રીતે મળે તે બાબતના વિચારો પંદરમા પ્રકરણમાં એકત્ર કરવામાં આવ્યા છે.

આ પ્રમાણે શબ્દબ્રહ્માત્મક અને અર્થબ્રહ્માત્મક ઉપનિષદોની વિચારણા થયા પછી આ ગ્રંથોના વિચારો સાથે સાંખ્યયોગનો અને ભક્તિશાસ્ત્રનો સંબંધ કેવા પ્રકારનો છે તેનું ચિંતન પ્રકરણ સોળ તથા સત્તરમાં કરવામાં આવ્યું છે. ઉપનિષદના કાળમાં આપણો સમાજ કેવા પ્રકારનો હતો, આચારવિચાર કેવા પ્રકારના હતા, તેનું દિગ્દર્શન પ્રકરણ અઢારમાં કરવામાં આવ્યું છે.

વેદબાહ્ય દર્શનો અને આગમો, અને વેદાનુસારી દર્શનોનો

ઉપનિષદ્ સાથે કેવો પરસ્પર સંબંધ છે તેનું વર્ણન પ્રકરણ ઓગણીસ તથા વીસમાં કરવામાં આવ્યું છે.

યુરોપ અમેરીકામાં ઉપનિષદ્ સાહિત્યે કેવી અસર કરી છે, અને પ્રાચીન પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની શ્રેણીઓ સાથે ઉપનિષદોના સિદ્ધાંતો ક્યા અંશમાં મળતા આવે છે તેનો તુલનાત્મક વિચાર પ્રકરણ એકવીસ અને બાવીસમાં કરી છેવટે વિચારણાનો ઉપસંહાર તેવીસમા પ્રકરણમાં કર્યો છે.

ગ્રંથના અભ્યાસમાં સુગમતા મળે તેટલા સારૂ વિષયોનો સાર સંગ્રહ અને સૂચી આપવામાં આવી છે.

ગુજરાતી પ્રજામાં ઉપનિષદોના અભ્યાસની વિશેષ અભિરુચિ ઉત્પન્ન થાય એવા હેતુથી આ વિચારણા કરી છે. તે વિચારણાના ટેકામાં મૂલ શ્રુતિઓનો જ્યાં જ્યાં બની શક્યું છે ત્યાં ત્યાં ફુટનોટમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

આ ગ્રંથની પ્રસિદ્ધિમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ જે સરળતા મને કરી આપી છે તે બદલ સોસાઇટીનો સર્વથા આભાર માનું છું.

ખંભાત
તા. ૩-૯-૩૨ } નર્મદાશંકર દેવશંકર મહેતા.



# વિષયાનુક્રમણી

પ્રકરણ પહેલું:—ઉપનિષદ્ સાહિત્યનો વેદસાહિત્ય સાથે સંબંધ—મંત્ર બ્રાહ્મણનું સ્વરૂપ—ગુરુ પરંપરાથી સ્વાધ્યાયના રૂપમાં પ્રાપ્ત કરેલું શબ્દબ્રહ્માત્મક સાહિત્ય તે શ્રુતિ—તેજ અર્થબ્રહ્માત્મક-રૂપે ગ્રહણ થાય ત્યારે વેદ—શ્રુતિના ત્રણ પ્રતિપાદ્ય વિષયો, કર્મ, ઉપાસના, જ્ઞાન—વેદના ત્રણ કાંડો—તેના અર્થતાત્પર્યને સમજવા સારૂ વેદનાં છ અંગો—વેદના શબ્દાત્મક શરીરનું મસ્તક તે ઉપનિષદ્—વેદાંતનો વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ—ઉપનિષદ્નું સાંપ્રદાયિક અધ્યયન—ત્રણ વેદવ્રતો—યજુર્વેદનાં ત્રણ વેદવ્રતો, આગ્નેય વ્રત, શૌક્રભ વ્રત, ઔપનિષદ વ્રત—ગ્રામાધ્યયન અને અરણ્યાધ્યયન—આરણ્યક ગ્રંથો—તેમાં ઉપનિષદ્નું સ્થાન—ઔપ-નિષદવ્રતના આરંભ પછી ઉપનિષદ્નું અધ્યયન—ઉપનિષદ્ શબ્દનો ધાત્વર્થ—અધ્યયન અધ્યાપન કરનારી નાની મંડળી—પરિષદ્નો તેથી વિરોધી અર્થ એટલે યજ્ઞના અંતે થતી બહોળી ચર્ચા કરનારી સભા તે પરિષદ—ઉપનિષદ્નું બીજું નામ વેદમૂર્ધા, વેદોત્તમાંગ, વેદશિર, વેદમુંડ—આ મસ્તકના જ્ઞાન વિનાના વેદને કબંધરૂપે સમજે છે એવો શાંખાયન આરણ્યકનો અભિપ્રાય—ઔપનિષદ વ્રતનું બીજું નામ શિરોવ્રત—મુંડક ઉપનિષદ્માં તે વ્રતનો ઉલ્લેખ—ઉપનિષદ્ શબ્દનો વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ—ઉપ+નિ+સદ્ (બેસવું, કાપવું) ઉપરથી બે અર્થ—ગુરુ પાસે બેસી મેળવેલું શાબ્દિક જ્ઞાન તથા તેવી ગુરુશિષ્યની મંડળી તે વાચ્યાર્થ—બ્રહ્મ પાસે લઇ જઇ શિષ્યને અવિદ્યા અને તેના પરિણામોને કાપી બ્રહ્માકાર બનાવે તે વિદ્યા ઉપનિષદ્ એવો

લક્ષ્યાર્થ—જ્ઞાનગર્ભ સૂત્ર વાક્યોને ઉપનિષદ્ સાહિત્યમાં ઉપનિષદ સંજ્ઞા આપવામાં આવી છે—સત્યસ્ય सत्यम्–तज्जलान्–तद्वनम् વિગેરે ગૂઢાર્થ સૂત્ર વાક્યો તેનું નામ ઉપનિષદ્–ઉપનિષદ્ શબ્દનો "રહસ્ય ગ્રંથ" એવો રૂઢાર્થ—પ્રત્યેક શાસ્ત્રમાં ઉપનિષદ્ પ્રકરણનો સમાવેશ કામસૂત્રમાં ઉપનિષદ્–અર્થશાસ્ત્રમાં ઉપનિષદ્–શ્રૌત સાહિત્યનો કયો ભાગ ઉપનિષદ ગણવો તેની પરીક્ષા वज्रसूची વિગેરે બૌદ્ધધર્મનાં સમર્થક પ્રકરણો ઉપનિષદ સમૂહમાં પેસી ગયાં છે—મંત્ર સંહિતામાં જ્ઞાનકાંડનાં પ્રકરણો છે—ઋગ્વેદ સંહિતામાં नासदीयसूक्त, हिरण्यगर्भसूक्त, ब्रह्मणस्पतिसूक्त, वाक्सूक्त, अघमर्षणसूक्त, दीर्घतमसनાં સૂક્તો विश्वकर्मसूक्त, वैश्वानरसूक्त, વિગેરે જ્ઞાનકાંડના વિષયોથી ભરપૂર છે—તેનો याज्ञिकी नारायण ઉપનિષદ્માં, मैत्रेयीमां, અને कौषीतकीमां ઉપયોગ—શુક્લ યજુર્વેદના शिवसंकल्प અધ્યાય, रुद्राध्याय, अश्वमेध ઉપનિષદ્, पुरुषसूक्त અને उत्तरनारायण અધ્યાય ઉપાસનાપ્રધાન પ્રકરણો છે—સગુણ બ્રહ્મપર વેદવાક્યો ઉપનિષદ્ વર્ગમાં પડે છે—ઉપાસના કાંડના સાહિત્યની પરંપરાનો લોપ—તેથી ઉત્પન્ન થયેલી ઉપનિષદ સાહિત્યના ખરા તાત્પર્યને સમજવામાં ઉભી થયેલી મુશ્કેલી— ઉપાસનાપ્રધાન ઉપનિષદો જેવાં કે आरुणोपनिषद् શ્રી વિદ્યાને લગતું છે, गायत्री ઉપનિષદ્ સાવિત્રી વિદ્યાને લગતું છે, प्राणोपनिषद् ઉપર પ્રાણોપાસના બંધાયેલી છે, प्रणवोपनिषद् ઉપર પ્રણવવિદ્યા બંધાયેલી છે—આ સર્વ પ્રકરણો तैत्तिरीय आरण्यक, गोपथब्राह्मण, ऐतरेय आरण्यक, વિગેરમાં આવે છે તેથી સપ્રમાણ ઉપનિષદ્ છે. ઉપાસના કાંડનું સ્વરૂપ ન સમજવાથી પ્રસિદ્ધ ઉપનિષદોના કેટલાક ભાગ સ્પષ્ટાર્થ વિનાના રહેલા છે— ઉદાહરણ તરીકે કાઠકનો ઈષિકામંત્ર, बृहदारण्यक ઉપનિષદ્ના યાજ્ઞવલ્ક્ય કાંડનો ઔપનિષદ પુરુષને વૃક્ષના રૂપકમાં જણાવનારો છેલ્લો ભાગ, અને તેનું અંતિમ વાક્ય, શ્વેતાશ્વતર ઉપનિષદ્નું બ્રહ્મ-

ચક્ર વિગેરે અદ્યાપિ સંદિગ્ધાર્થે રહેલાં છે-સંહિતા અને બ્રાહ્મણ ગ્રંથોમાં સમાયેલાં उपनिषदोनी તારવણી-શંકરાચાર્યના બ્રહ્મસૂત્ર ભાષ્ય ઉપરથી તેમના વિચારના વિષયભૂત થનારાં ઉપનિષદો-ઉપનિષદોમાં દેવતાશાસ્ત્ર અને દર્શનશાસ્ત્રનાં બીજકો-હાલ મળી આવેલાં बाष्कलमंत्रोपनिषद्, छागलेय, आर्षेय, અને शौनक નામનાં ચાર ઉપનિષદો.

પૃ. ૧—૧૩

પ્રકરણ બીજું—ઉપનિષદોનો સંગ્રહ અને વર્ગીકરણ-શંકરાચાર્યના (૭૮૮-૮૨૦) સમય સુધી ઉપનિષદો સ્વતંત્ર સંગ્રહરૂપે ન હતાં, પરંતુ વેદ શાખાના અવયવરૂપે સમજાતાં હતાં-રામાનુજાચાર્ય (૧૦૧૭-૧૧૨૭) પણ વેદ શાખાના અંશરૂપે ઉલ્લેખ કરે છે—નારાયણ યતિએ કરેલો અથર્વવેદનાં ઉપનિષદોનો સમુચ્ચય—સને ૧૮૭૨ માં તેની પ્રથમ પ્રસિદ્ધિ—अथर्ववेदना ચરણવ્યૂહમાં ઉપનિષદોની સૂચી-દક્ષિણામ્નાય પ્રમાણેનો ૧૦૮ ઉપનિષદોનો સમુચ્ચય—આ સમુચ્ચય મોગલ રાજ્ય પછીનો જણાય છે-દારાશિકોહના ફારસી ભાષાંતરમાં (ઇ. સ. ૧૬૫૭) માત્ર ૪૯ ઉપનિષદોનો સમાસ છે-દારાશિકોહના સમુચ્ચયમા शतरुद्रीय, शिवसंकल्प, पुरुषसूक्त ઉપનિષદ્ વર્ગમાં દાખલ થયા છે-૧૦૮ ઉપનિષદોની સને ૧૮૯૫ માં પ્રથમાવૃત્તિ મુંબાઇમાં, મદ્રાસમાં તેલગુ લિપિમાં સને ૧૮૮૩ માં-ઉપનિષદોનાં સર્વ પ્રજાને સમજાય તેવાં વિવરણો—अनुभूतिप्रकाश, आत्मपुराण વિગેરેમા-વેદ શાખાને અનુસાર ૧૦૮ ઉપનિષદોનું વર્ગીકરણ-તેમાં થયેલી ભૂલો—ઉપનિષદોનું વિષયાનુસાર વર્ગીકરણ—સંન્યાસ, યોગ,
૨૦ ૨૦
સામાન્ય વેદાંત, શૈવ, વૈષ્ણવ, શાક્ત અને મુખ્ય દસ તત્ત્વ-
૨૪ ૧૫ ૧૪ ૮ ૧૦

જ્ઞાનનાં મળી ૧૧૧)—ઉપનિષદ્ બ્રહ્મયોગીની સરલ ટીકા—તાંત્રિક ઉપનિષદો કેટલાંક અપ્રસિદ્ધ છે; જેવાં કે काली, अद्वैतभाव, अरुणा,—સામાન્ય વેદાંતનાં પણ કેટલાંક અપ્રસિદ્ધ ઉપનિષદો છે; જેવાં કે छागलेय, आर्षेय, शौनक, बाष्कल, तुरीय, प्रबोध, श्रीविद्यातारक, शिवतत्त्व વિગેરે—વિદ્યારણ્યના અનુભૂતિ પ્રકાશના વિવરણમાં ૨૦ અધ્યાયમાં સમાયેલાં બાર ઉપનિષદો—શંકરાનંદના આત્મ પુરાણમાં અંતર્ગત થયેલાં ચોવીસ ઉપનિષદો—દારાશિકોહનો 'સીરાઇ અકબર" નામનો ફારસી ભાષાંતરવાળો ઉપનિષદ્ સમુચ્ચય-તેને લગતો ઇતિહાસ-દારાશિકોહનો ઉપોદ્ઘાત-દારાશિકોહના અદ્વૈત સુફીમતના ગુરુ "હજરત મુલ્લાંશાહ"-તેના વેદાંતી ગુરુ નૃસિંહાશ્રમ—દારાશિકોહનાં બ્હેન "જહાનઆરા"ની અદ્વૈત મતની સુફીદીક્ષા—જહાનઆરાની ઉંડી અદ્વૈત મતની સમજણ-દારાશિકોહના અવસાનથી થયેલી હિંદુ-મુસ્લિમ ઐક્યની વાસના ખંડિત થઈ—ફારસી સમૂહનું લેટીનમાં ભાષાંતર કરનાર "એનક્વેટીલ ડ્યુપેરોન" (૧૮૧-૦૨) જર્મન તત્ત્વવેત્તા શોપેનહોરને તે ગ્રંથની પ્રાપ્તિ-શોપનહોરનું ઉપનિષદ્વિદ્યા સંબંધી ઉચ્ચ મત-પશ્ચિમમાં ઉપનિષદોના અભ્યાસનો આરંભ શોપનહોરદ્વારા થયો.

પૃ. ૧૪-૩૨

પ્રકરણ ત્રીજું—ઉપનિષદ્ સાહિત્યના મુખ્ય પ્રવર્તકો-મહીદાસ ઐતરેય વિગેરે-મહીદાસ ઐતરેયનું જીવન અને તત્વ વિચારો-મહીદાસનું સૃષ્ટિ વિજ્ઞાન.

પૃ. ૩૩-૪૩

પ્રકરણ ચોથું—ઉદ્દાલક આરુણિ-તેનું જીવન અને વિચારો-વરુણના તાત્વિક વિચારો-યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય-તેમનું જીવન અને તત્વજ્ઞાન-માંડૂક્યમુનિ-તેની પ્રણવવિદ્યા-પિપ્પલાદમુનિ

અને તેના શિષ્યો-પિપ્પલાદનું પુરાણોમાં મળી આવતું જીવન-રાજર્ષિ જનક-તેમનો બ્રહ્મવિદ્યાના પ્રસારણમાં ઉત્સાહ-રાજર્ષિ પ્રવાહણ જૈબલિ-તેમની પંચાગ્નિવિદ્યા

પૃ. ચાલુ ૪૪—૬૧

પ્રકરણ પાંચમું—સત્યકામ જાબાલ-તેનું જીવન અને ચતુષ્પાદ બ્રહ્મના જ્ઞાનની પ્રાપ્તિ-સયુગ્વા રૈક્વ નામના "રમતારામ" મુનિ-તેમણે રાજકન્યા મેળવી શૂદ્રરાજાને કરેલો બ્રહ્મોપદેશ-ચિત્રગાર્ગ્યાયણિ-તેમણે કરેલું સ્વર્ગલોકનું વર્ણન, તેમનો પ્રાણ-બ્રહ્મવાદ, ઉત્તમ પુત્રપ્રાપ્તિ અને પિતાપુત્રીય નામનું વિદ્યાનું સંપ્રદાન કર્મ વિગેરેનો ઉપદેશ-પ્રતર્દન દૈવોદાસિ-પ્રાણ-પ્રજ્ઞાનો વિવેક-શ્રુતર્ષિ, સત્યર્ષિ, બ્રહ્મર્ષિ, રાજર્ષિ વિગેરે આર્ષપદ પ્રાપ્તિનાં નિમિત્તો.

પૃ. ૬૨—૬૮

પ્રકરણ છઠ્ઠું—ઉપનિષદ્‌કાલ નિર્ણય-મંત્ર બ્રાહ્મણ સમય-બ્રાહ્મણકાળ ( ઇ. સ. પૂ. ૧૨૦૦—૧૫૦૦ ) ના અવધિએ ઉપનિષદ્ કાળ પૂર્ણ થયો જણાય છે.

પૃ. ૬૯—૭૧

પ્રકરણ સાતમું—ઉપનિષદ્‌ના પ્રતિપાદ્ય વિષયો—સેશ્વર ઉપનિષદોમાં ત્રિવિધ બ્રહ્મવાદ-ભોક્તૃ, ભોગ્ય અને પ્રેરકબ્રહ્મ-ક્ષર, અક્ષર, અને પુરુષોત્તમ-અધિભૂત, અધિદૈવ, અધ્યાત્મ-જગતનું કારણ-દ્રવ્ય અવ્યાકૃત-તેની નામરૂપ વડે થતી વ્યાકૃતિ, અને કર્મદ્વારા થતી વિસૃષ્ટિ-કારણ દ્રવ્યની પ્રવૃત્તિકલા અને નિવૃત્તિકલા-વ્યાકૃત વિશ્વમા અંતર્ગત પુરુષ-તેના नारायण, ईश्वर, सद्ब्रह्म, परंज्योति, परमात्मा, परब्रह्म, વિગેરે નામો-સર્વેશ્વર, સર્વજ્ઞ, અંતર્યામી, ઔપનિષદ પુરુષની ભાવના-તેની ઇશ્વર, ૨૮ વિગેરે સંજ્ઞાઓ-દેવતાભાવ અને તત્ત્વભાવનો વિવેક-"પર" શબ્દ

સગાડવાથી તત્ત્વભાવનું આધાત્મ-દેવતાભાવવાળું અપરબ્રહ્મ, તત્ત્વભાવવાળું પરબ્રહ્મ-અવ્યાકૃત અથવા અવ્યક્ત, અક્ષરની વ્યાકૃતિ, વ્યક્તિ, અને ક્ષરભાવ-આ અક્ષર કરતાં પણ ચઢીઆતો ઔપનિષદ પુરુષ-જડ અવ્યક્ત (ક્ષર), જડાજડ (અક્ષર) અને પ્રેરક પુરુષનો ભેદ-પ્રધાન, જીવ, ઇશ્વર-એ રીતે ત્રિવિધ બ્રહ્મનું ચિંતન-ભગવદ્ગીતામાં ત્રિવિધ પુરુષનું ચિંતન ઉપનિષદને અનુસરતું છે-ત્રિવિધ બ્રહ્મવાદનું સમર્થક શ્વેતાશ્વતર ઉપનિષદ્-દેવતાજ્ઞાન ઉપરાંત તત્ત્વભાવની અગત્ય-પ્રેરક પરમેશ્વર સાથે પ્રણવયોગ-તેની સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ દ્રવ્યના અધ્યક્ષ તરીકેની બ્રહ્માંડમાં અને પિંડાડમાં ભાવના-તુરીય પદની ભાવના-અંતર્યામી પરમેશ્વરની ઉંડી સમજણ-એકવીસ તત્ત્વમાં પેઠેલા અંતર્યામી અમૃત આત્મા-તે અંતર્યામી આત્મા વિશ્વમાં મધુ અથવા મીઠાશ લાવે છે-અંતર્યામી બ્રાહ્મણ અને મધુબ્રાહ્મણનો સાર-આ સેશ્વર બ્રહ્મવાદમાં શક્તિવાદનો આશ્રય.

પૃ. ૭૨–૮૫

પ્રકરણ આઠમું—પ્રેરકબ્રહ્મ અથવા પરપુરુષના ગુણધર્મો-સગુણબ્રહ્મનાં ભાવનીય નામ, રૂપ અને ગુણોનું ચિંતન-શાંતબ્રહ્મવાદ, સ્પંદબ્રહ્મવાદ, ચિત્રબ્રહ્મવાદ-પ્રેરકબ્રહ્મનો ગુણોપસંહાર-પરમેશ્વરનું ૧ ઈશિત્વ, ૨ સર્વદેવાધિદેવત્વ, ૩ વિદ્યુત્ જેવી સ્થિતિ, ૪ મનોહરત્વ, ૫ જગત્સંહારકત્વ, ૬ સુહૃદ્પણું, ૭ સર્વશાસ્તૃત્વ, ૮ સદ્યોજાતત્વ, ૯ સર્વભાસકત્વ, ૧૦ પ્રણવબોધ્યત્વ, ૧૧ આકાશ જેવું વિભુત્વ, ૧૨ નિત્યતૃપ્તત્વ, ૧૩ ગુહાહિતત્વ, ૧૪ સર્વકામદાતૃત્વ, ૧૫ આનંદમયત્વ, ૧૬ આનંદસ્વરૂપત્વ,

પરાવરત્વ, સત્યસંકલ્પત્વ, જગત્ જન્મસ્થિતિલયકર્તૃત્વ,
૧૭ ૧૮ ૧૯
વૈશ્વાનરત્વ, સૂક્ષ્મતમત્વ, ભૂમા અથવા પરમમૃહત્વ, નિષ્પાપત્વાદિ
૨૦ ૨૧ ૨૦
અષ્ટગુણોપેતત્વ સૂર્યમંડલાંતર્ગતત્વ,હૃદયાંતર્ગતત્વ શ્યામ-શબલત્વ
૨૩ ૨૪ ૨૫ ૨૬
અમૃતદાતૃત્વ, સત્યસ્યસત્યત્વ, મધુવર્ષિત્વ, સર્વમર્યાદાપાલકત્વ
૨૭ ૨૮ ૨૯ ૩૦
( સેતુત્વ ), પરોરજસ્ત્વ, પરમમહિમાયુક્તત્વ
૩૧ ૩૨
તારકબ્રહ્મોપદેષ્ટૃત્વ, ગાયત્રી પ્રતિપાદ્યભર્ગ સ્વરૂપત્વ, પ્રજ્ઞાપ્રાણ-
૩૩ ૩૪
નિયામકત્વ વિગેરે અનેક ગુણોથી યુક્ત પરમાત્માનું સેશ્વર
૩૫
ઉપનિષદોમાં ચિંતન-તેવા પરમેશ્વરના જ્ઞાન વિના મોક્ષને
અવકાશ નથી એવો શ્વેતાશ્વતરનો નિર્ણય.

પૃ. ૮૬—૧૦૩

પ્રકરણ નવમું—નિર્ગુણ બ્રહ્મવાદ—ત્રિવિધ બ્રહ્મમાંથી દ્વિવિધબ્રહ્મ-મૂર્તામૂર્ત, મર્ત્યામર્ત્ય, સ્થાવર જંગમ, સત્ (અપરોક્ષ) અને ત્યત્ (પરોક્ષ)-એવી રીતે દ્વિવિધ બ્રહ્મની ભાવના-બ્રહ્માંડમા અને પિંડાડમા દ્વિવિધ બ્રહ્મભાવના-ચિત્રબ્રહ્મવાદ-ચિત્રાંતર્ગત નેતિનેતિ આદેશ બોધ્ય અદ્વૈત બ્રહ્મવાદ-ભાવપ્રબોધ અને નિષેધ પ્રબોધનું વર્ણન—एकमेवाद्वितीयम् બ્રહ્મ—બ્રહ્મના સ્વભાવધર્મો અને ઔપાધિક ધર્મો-બ્રહ્મલક્ષણ-बृह् ધાતુ, भ्राज् ધાતુમાંથી બ્રહ્મ શબ્દની પાશ્ચાત્યોએ કરેલી વ્યુત્પત્તિ-બ્રહ્મનો કર્મકાંડમાં बर्हि એટલે "કુશની જૂડી"નો અર્થ-પ્રેરક બ્રહ્મા નામના ઋત્વિકના હાથમાં તે જૂડી હોવાથી બ્રહ્મદંડ તરીકે તેની સંજ્ઞા-ઋત્વિજોનો નિયામક બ્રહ્મદંડ-સાંપ્રદાયિક બ્રહ્મશબ્દનો અર્થ-बृहत्वाद् बृंहण-

त्वादब्रह्म-અત્યંત મોટો અને વધતો જતો પદાર્થ–તે ભાવનાં સમર્થક ઉપનિષદ્ વાક્યો–सत्यंज्ञानमनन्तंब्रह्म–એ સ્વભાવબોધક વાક્ય–આ ત્રણે લક્ષણો સચેતન આત્મામાં પ્રવેશેલાં હોવાથી બ્રહ્મની ભીતર શોધ–આત્માનું કર્તૃત્વ, ભોક્તૃત્વ, સાક્ષિત્વ–વિવેકજ્ઞાન, અને અદ્વૈત સાક્ષાત્કારમાં ભેદ ઉપાસ્યબ્રહ્મ અને જ્ઞેયબ્રહ્મ–બ્રહ્મવેદનની વિલક્ષણતા–વિષયરૂપે અગ્રહણ–અવેદ્ય છતાં અપરોક્ષાનુભવ–વૃત્તિવ્યાપ્તિ, ફલવ્યાપ્તિનો વિવેક–બ્રહ્મના સત્ સ્વભાવ અને ચિન્મય સ્વભાવ ઉપરાંત આનંદ સ્વભાવ–આનંદનો મૌલિક અર્થ મિથુની ભાવનો છે–તેને દૃષ્ટાંતરૂપે લઇ જીવનો બ્રહ્મ સાથેનું તાદાત્મ્ય બ્રહ્માનંદને જગવે છે એમ વર્ણન છે–આનંદના આવિર્ભાવમાં પ્રવર્તતો લયયોગ–આનંદની દર્શન, પ્રાપ્તિ, ભોગ, અને રસનિષ્પત્તિરૂપ અવસ્થાઓ–પ્રતિબિંબ અને બિંબરૂપ આનંદ–આત્મવસ્તુની પરમપ્રેમાસ્પદતા–આનંદમીમાંસાનું તાત્પર્ય–રસરૂપ પરમાત્માનો સિદ્ધાંત–તે ઉપર ભક્તિશાસ્ત્રનું મંડાણ–ઉપનિષદોમાં જ્ઞાન ઉપરાંત ભાવ અથવા ભક્તિનો સાધન તરીકે સ્વીકાર–બ્રહ્મના સચ્ચિદાનંદ ત્રણ સ્વભાવમાંથી શક્તિ, તેજ, જ્ઞાન, બલ, ઐશ્વર્ય અને વીર્ય–એવાં છ ભગો અથવા ગુણોનો આવિર્ભાવ–તે વડે બ્રહ્મનું ભગવત્પણું.

પૃ. ૧૦૪—૧૧૯

પ્રકરણ દસમું—ભોક્તૃ વર્ગનું બ્રહ્મ અથવા જીવવર્ગ–પ્રેરકબ્રહ્મ અને પ્રેર્યબ્રહ્મ–શ્વેતાશ્વતર ઉપનિષદાનુસાર ભોક્તા અથવા ક્ષેત્રજ્ઞના સ્વરૂપનું ચિંતન–જીવચેતનને વળગેલા મલ, માયા, કર્મ અને તત્ત્વનિરોધાન નામના ચાર પાશો–પાશવાળું જીવનું રૂપ, પાશવિનાનું શિવનું રૂપ–બદ્ધ જીવને ખંડ આત્માનું ભાન રહે છે, મુક્ત જીવને અખંડ આત્માનું જ્ઞાન રહે છે–

અખંડ બ્રહ્મરૂપે આત્મજ્ઞાન થાય તે બ્રહ્માકાર બને છે-ગમે તે યોનિનો જીવ હોય તોપણ બ્રહ્મજ્ઞાન ફલવાળું હોય છે-જીવની પશુતાનિવૃત્તિ બ્રહ્મજ્ઞાનથી જ છે-દેવો મોક્ષમાં વિઘ્ન ક્યારે કરે છે કે જ્યારે ઉપાસક અને ઉપાસ્ય જૂદા છે એવું ભાન હોય છે-અહંગ્રહ કરનારને દેવોનું વિઘ્ન નથી, કારણ કે તે દેવાભિમાનીનો પણ આત્મા હોય છે-પાશમોક્ષ, અને ક્લેશનિવારણમાં ઇશ્વર ચેતનના અભિધ્યાનની જરૂર-અભિધ્યાનનો પ્રકાર-જીવના જીવ તરીકેના ગુણધર્મોનું ચિંતન-તેની ગતિ આગતિ-તેની અસંસારી દશામા તેના મૂલ સ્વરૂપનો આવિર્ભાવ-અપરબ્રહ્મને લગતી ગતિઆગતિની શ્રુતિઓ-પરબ્રહ્મના અનુભવીને ગતિઆગતિનો અભાવ-આધિકારિક જીવોને લગતા વિશેષ નિયમો.

પૃ. ૧૨૦—૧૨૯

પ્રકરણ અગીઆરમું—ભોગ્ય જગત્-ભોગ્ય જગતનું બીજ બ્રહ્મમા અંતર્ગત છે-બ્રહ્મના જ્યોતિર્મય સ્વરૂપમાં તે બીજ પ્રસ્ત થયેલું છે-તે બીજને અવ્યાકૃત કહે છે-તેમાં નામ, રૂપ, ગુણ એ ત્રિપુટી ગૂઢ રહેલી છે-સર્જન પ્રક્રિયામાં માનુષી ભાવના સમજવાની નથી, પરંતુ નૈસર્ગિક ભાવના સમજવાની છે-અવ્યાકૃત શી રીતે વ્યાકૃત થાય છે-તે દ્રવ્યની બિંદુ, બીજ, અને નાદ અવસ્થાઓ-તેના અધ્યક્ષનાં ત્રણ નામો ईश्वर, हिरण्यगर्भ અને विराट्-તે દ્રવ્યની શુદ્ધ અને અશુદ્ધ અવસ્થાઓ-શુદ્ધનો બ્રહ્માંડના અધ્યક્ષ સાથે સંબંધ-અશુદ્ધનો પિંડાભિમાની સાથે સંબંધ-પિંડના અભિમાની प्राज्ञ, तैजस અને विश्वनो બ્રહ્માંડની ત્રિપુટી સાથે સંવાદ-સંવાદના જ્ઞાનથી મોક્ષ, વિસંવાદથી બંધ-ત્રિપુટીમાં રહેલી શુદ્ધ ચેતનની સમજણનો પ્રકાર-કારણાવસ્થાના દ્રવ્યનું नासदीयसूक्तમાં કરેલું વર્ણન-

અવિદ્યા, કામ, કર્મના સંસ્કારો–પુરાણની नारायण भावनानुं બીજ-સત્ય, તપ અને જનલોકની ભૂમિકાઓ કારણ દ્રવ્યની છે–સૂક્ષ્માવસ્થાવાળું દ્રવ્ય–તેનાં સત્તર તત્વો–તે તત્વોના પ્રાધાન્યવાળો મહર્લોક–સ્થૂલ પંચીકૃત તત્વો અને તેના પરિણામો–સ્થૂલ બ્રહ્માંડના ભૂ, ભુવર્ અને સ્વર્ નામની ત્રિલોકી સૃષ્ટિપ્રક્રિયાનું ઉપનિષદમાં ગૌણ સ્થાન–ઉપનિષદ્નું તાત્પર્ય બ્રહ્માત્માના અનુભવમાં છે–કારણ કાર્યના નિયમાનુસાર સૃષ્ટિ-પ્રક્રિયા વડે જગત્ (કાર્ય) બ્રહ્મ (કારણ) થી અનન્ય છે એ સાબીત કરવાનો ઉદ્દેશ–પ્રણવવિદ્યા સાથે સૃષ્ટિપ્રક્રિયાનો વ્યાવહારિક–સાધન તરીકે સંબંધ–સૃષ્ટિપ્રક્રિયાથી ઉલટી લય પ્રક્રિયા —

પૃ. ૧૩૦—૧૪૧

પ્રકરણ બારમું—બ્રહ્મની ઉપાસના—બ્રહ્મપ્રાપ્તિના ઉપાયો, ઉપાસના અને જ્ઞાન—ઉપનિષદોનો મોટો ભાગ ઉપાસના કાંડમાં રોકાયેલો છે–ઉપાસ્ય બ્રહ્મ અને જ્ઞેય બ્રહ્મ–અપર બ્રહ્મ અને પર-બ્રહ્મ—અપરવિદ્યા અને પરવિદ્યા-બ્રહ્મના સ્વભાવધર્મો અને ઔપાધિક ધર્મો–ઉપાધિ અને વિશેષણમાં ભેદ—ઉપહિત ચેતન અને વિશિષ્ટ ચેતન શાખાચંદ્રન્યાયે ઉપાસનાની તત્ત્વજ્ઞાનમાં ઉપયોગિતા—ઉપાસના એ વિકલ્પવૃત્તિ છે, પ્રમાણવૃત્તિ નથી—દશ મુખ્ય ઉપનિષદોમાં ઉપાસના પ્રધાન અંશો–ઉપાસનાનું લક્ષણ–ઉપાસનામાં આલંબન અને ઉદ્દીપક નિમિત્ત—મૂર્તિ અને પ્રતીકમાં ભેદ–પ્રતીક ઉપાસનાના ચાર પ્રકારો:-सारोपा, संपद्रूपा, संवर्गरूपा, अध्यासरूपा,–તેનાં દૃષ્ટાંતો બ્રહ્મ વિનાના પદાર્થોને લગતાં–બ્રહ્મવિષયક ચાર પ્રકારની ઉપાસનાનાં બોધક વાક્યો—અહંગ્રહ ઉપાસના—ઉપાસનાની પદ્ધતિ ગુરુગમ્ય હોય છે, શાસ્ત્ર માત્ર મંત્ર વાક્ય દર્શાવે છે–

ઉપાસનાના સહાયક નિયમો—દહરાકાશની પારમેશ્વરી ઉપાસના, આનુષ્ટુભી નૃસિંહ ઉપાસના, પ્રણવ વિદ્યાને લગતી ઉપાસના વિગેરે સર્વોત્તમ બ્રહ્મની ઉપાસનાઓ છે-ઉપાસનાનો મંત્રશાસ્ત્ર સાથે સંબંધ-ઉપાસનાનાં પંચ અંગો, પટલ, પદ્ધતિ, કવચ. નામ સહસ્ર, અને સ્તોત્ર ઉપાસનાને લગતાં અગસ્ત્ય, ભરદ્વાજ પરશુરામ વિગેરેનાં સૂત્રો-સાંપ્રદાયિક જ્ઞાન અને અનુષ્ટાન પદ્ધતિની જરૂર-પુનઃ ઉપાસનાના કાયિક, વાચિક, માનસ એવા વિભાગ ઉપાસ્યના સ્થૂલ, સૂક્ષ્મ અને પર રૂપને લગતા હોય છે-"આદિત્યબ્રહ્મ"ને લગતા ત્રણે પ્રકારોનું સૂચન-તુરીય ગાયત્રી પ્રતિપાદ્ય ઉપાસ્ય દેવ સાથે ઉપાસકનો અહંગ્રહ-તેવી ઉપાસના વડે જીવદ્ દશામાં ઉપાસ્ય સાથેનું સામ્ય, અને મરણ પછી સાયુજ્ય-અહંગ્રહ ઉપાસના ક્રમમોક્ષની સાધક છે.

પૃ. ૧૪૨-૧૫૩

પ્રકરણ તેરમું—ઉપાસ્ય બ્રહ્મની ઉપાધિનું સ્વરૂપ-ભોગ્ય જગતનો બીજભાવ શ્વેતાશ્વતર ઉપનિષદ્ દેવભાવ, ભોક્તૃભાવ, અને ભોગ્ય ભાવનું સ્પષ્ટીકરણ કરે છે-ભોગ્ય બીજનું નામ અજા-તેનું આપેક્ષિક સત્યત્વ-તેનો પ્રેરક બ્રહ્મ સાથેનો અવિનાભાવ સંબંધ-આ આદ્ય શક્તિને "દેવાત્મશક્તિ" કહે છે—તેને અવ્યક્ત પણ કહે છે-આ અવ્યક્ત શક્તિ બ્રહ્મને આશ્રિત છે-શંકરાચાર્યના અભિપ્રાય પ્રમાણે આ બીજ શક્તિનો અવશ્ય સ્વીકાર થવો જોઇએ. અવ્યક્તનાં આકાશ, અક્ષર, માયા વિગેરે નામો શાથી પડ્યાં છે—આ બીજ શક્તિના બે ભેદ-શુદ્ધસત્વા અને મલિનસત્વા-વિદ્યા અવિદ્યાનો ભેદ—વિદ્યા વ્યૂહનો સર્વોત્તમ વિકાસ શબલ બ્રહ્મમાં—મર્યાદિત વિકાસ ગુણ મૂર્તિઓમાં—મનુષ્યયોનિમાં વિદ્યા-અવિદ્યાનો સંયોગ-

શાસ્ત્રીય અવિદ્યા કર્મ વડે લૌકિક કર્મજન્ય દોષોનું નિવારણ-અવિદ્યા-વિદ્યાનો ઉપાસક ભૂમિકામાં સમુચ્ચય—વિદ્યામય ગુણધર્મોનો ઉપસંહાર પ્રથમ કર્યો છે તે પ્રતિ નજર નાંખવાની જરૂર—શૈવ, શાક્ત, અને વૈષ્ણવ ઉપનિષદો ઉપાસનામય છે.

પૃ. ૧૫૪—૧૬૦

પ્રકરણ ચૌદમું—બ્રહ્મનું તાત્ત્વિક જ્ઞાન-ઉપનિષદો જ્ઞાનાધિકાર, જ્ઞાનપ્રાપ્તિ, અને જ્ઞાનનિષ્ઠા એવા ત્રણ ક્રમને જણાવે છે—મુમુક્ષા વિના ખરી વિવિદિષા એટલે જ્ઞાનેચ્છા હોતી નથી-જ્ઞાનાધિકારના ગુણધર્મો પાપ વિરહ, યજ્ઞ, દાન, તપ, વેદાનુવચન-જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો શ્રવણ, મનન, નિદિધ્યાસન; બાલ્ય, પાંડિત્ય, તથા મૌન-પુત્રદારૈષણા, વિત્તૈષણા અને લોકૈષણાનો ત્યાગ થવાની જરૂર-લોકૈષણા ત્યાગની ખાસ આવશ્યકતા-જ્ઞાનનિષ્ઠાવાળાનું ઉપનિષદોમાં કરેલું વર્ણન—બ્રહ્મવિદ્‌, બ્રહ્મવિદ્વર, બ્રહ્મવિદ્વરીયાન્, બ્રહ્મવિદ્વરિષ્ઠ-એ પાયરીઓનો જ્ઞાનની ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકા સાથે સંબંધ-અજ્ઞાનની સાત ભૂમિકા અને જ્ઞાનની સાત ભૂમિકા-સ્વરૂપાવસ્થિતિરૂપ મોક્ષ મેળવવામાં ગમે તે જાતિનો મનુષ્ય હોય તોપણ સાધનસંપન્ન હોય તો અધિકાર છે-આ બ્રહ્મનું શબ્દદ્વારા જ્ઞાન કરાવવામાં ગુરુની આવશ્યકતા-ગુરુમાં શાસ્ત્રરહસ્યના જ્ઞાન ઉપરાંત બ્રહ્મનિષ્ઠતાની જરૂર-ઉપનિષદ્‌ વાક્યો વડે પ્રબોધ કરાવવામાં અવાંતર વાક્ય અને મહાવાક્યના ભેદ-વાક્યના તાત્પર્યનિર્ણય કરાવનારાં છ લિંગો-તે લિંગો વડે તાત્પર્યનિર્ણય શી રીતે થાય તેનું ઐતરેય ઉપનિષદ્‌ની પરીક્ષા વડે નિરૂપણ—યજુર્વેદના સામવેદના અને અથર્વવેદનાં મહાવાક્યોના ભાવનો નિર્ણય-બ્રહ્મ

સાક્ષાત્કાર કરાવનાર ગુરુ પ્રતિ ઉપકાર નિવેદન-યાજ્ઞવલ્ક્ય અને જનકનો પ્રસંગ.

પૃ. ૧૬૧—૧૭૫

પ્રકરણ પંદરમું—જીવાત્માની ગતિ— પ્રત્યેક શરીરીના શરીરનો કાર્યબ્રહ્મ એટલે હિરણ્યગર્ભ સાથે નાડી સંબંધ-મૈત્રાયણી ઉપનિષદ્‌માં ભૂતાત્મા, વિજ્ઞાનાત્મા અને ઈશ્વરાત્માનો વિવેક-ભૂતાત્મા વિકારી છે, અંતઃપુરુષ અવિકૃત વસ્તુ છે-સ્થૂલ શરીર અને લિંગ શરીર-જન્માંતરનો સંબંધ કરાવનાર લિંગ શરીર—લિંગ શરીરની ભાવના ઋગ્વેદ સંહિતામા છે-મન ગતિ આગતિ કરનાર તત્ત્વ છે એવું ઋગ્વેદના દશમ મંડલના ૫૮ મા સૂક્તનું રહસ્ય દેવયાન અને પિતૃયાનની ભાવના પણ ઉપનિષદ્ પહેલાંની છે—ઋગ્વેદના દશમ મંડલના ૮૮ મા સૂક્તમાં બે માર્ગોનો ઉલ્લેખ અને તેનો ઉપનિષદોમાં અને ભગવદ્‌ગીતામાં સ્વીકાર-બંને માર્ગોનાં વિશ્રામસ્થાનો અને ગતિનો ક્રમ-કેવલ કર્મ વડે પિતૃયાન ગતિ-ઉપાસના વડે દેવયાન ગતિ-છાન્દોગ્ય, બૃહદારણ્યક અને કૌષીતકી ઉપનિષદોની એક વાક્યતા-ક્ષુદ્ર જીવોની જન્મમરણની ધારાવાહી. ત્રીજી ગતિ-પાપીઓની નારકી ગતિ-બ્રહ્મજ્ઞાનીને લોકાંતર ગતિ નહિ, પરંતુ બ્રહ્મમાં સમાપત્તિ—આધિકારિક જીવોના દેહ ધારણમા પ્રવર્તતો નિર્માણ કાયાનો નિયમ.

પૃ. ૧૭૬—૧૮૩

પ્રકરણ સોળમું—ઉપનિષદો અને સાંખ્ય યોગ-પ્રાચીન સાંખ્યનું બીજ સંહિતા કાળમાં નંખાયું હતું-સાંખ્યના આદ્ય પ્રવર્તક કપિલ ઐતિહાસિક વ્યક્તિ નથી, પરંતુ વેદના હિરણ્યગર્ભ સાથેનો અભેદારોપ છે-શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માંથી અગ્નિ-હિરણ્યગર્ભ-પ્રથમજ-કપિલનું એકત્વ સાબીત થાય છે-યોગ

સૂત્રભાષ્યમાં આદિ વિદ્વાન્ કપિલે નિર્માણ ચિત્ત મેળવી સાંખ્ય પ્રવચન કર્યું એવો ઉલ્લેખ છે-વેદ સંહિતાના સમયમાં કાલવાદી, પ્રકૃતિકારણવાદી, શક્તિવાદી, પ્રાણવાદી, સદ્બ્રહ્મ-વાદી, વિશ્વયજ્ઞવાદી, અજ્ઞાનવાદી, વિજ્ઞાનવાદી, પ્રાણ-પ્રજ્ઞા વાદી એવા અનેક વિચારવાળા મુનિઓ હતા-તે સર્વમાંથી સાંખ્યયોગ સેશ્વરવાદી મૂળ ઘડાયું જણાય છે-પાછળના નિરીશ્વર સાંખ્યવાદ સામે બ્રહ્મસૂત્રનો વિરોધ છે, સેશ્વર સાંખ્યવાદ સાથે નથી-આ સાંખ્ય પ્રેરક પુરુષને અથવા પુરુષોત્તમને માને છે-કાઠક મૈત્રાયણી, શ્વેતાશ્વતર વિગેરે ઉપનિષદોમાં સાંખ્ય-પરિભાષાનો ખુલાસો આ રીતે થાય છે-ગૌતમ બુદ્ધ ઉપર સાંખ્યયોગની અસર-તેમની જન્મ ભૂમિનો ઇતિહાસ, તેમનાં ચાર આર્ય સત્યોમાં પેઠેલી સ ખ્ય યોગની ચતુર્વિધ હેય, હેય હેતુ. હાન, અને હાનોપાયની સિદ્ધાંત પદ્ધતિ-ગૌતમ બુદ્ધના આદ્ય ગુરુઓ સાંખ્યયોગી આરાડ-કાલામ અને ઉદ્રક રામપુત્ર હતા-ગૌતમ બુદ્ધ સમકાલીન પૂર્ણ કાશ્યપનુ મત સાંખ્યાનુસારી હતું—પૂર્ણ કાશ્યપનો નિરીશ્વર સાંખ્યવાદ અને અક્રિયાવાદ-ગૌતમ બુદ્ધનો નિરાત્મવાદ છતાં ક્રિયાવાદ-યોગનો તત્ત્વદર્શનના ઉપાય તરીકે ઉપનિષદોમાં સ્વીકાર-વીસ યોગોપનિષદો આ વિચારનું સમર્થન કરે છે.

પૃ. ૧૮૪—૧૮૯

પ્રકરણ સત્તરમું—ઉપનિષદો અને ભક્તિશાસ્ત્ર-પ્રાચીન ઉપનિષદો કેવળ વિચારપ્રધાન નથી, પરંતુ તેમાં આનંદરૂપ પરમાત્મા સાથે ભક્તિયોગ સાધવાનાં બીજકો છે-પરબ્રહ્મ આનંદઘન છે, તે પરમપ્રેમાસ્પદ છે, તેના આનંદને મેળવનાર મુક્ત પુરુષ આગળ સર્વ વિષયાનંદો તુચ્છ છે, તે પરમાત્મા ભાવગ્રાહ્ય છે, તે ભાવે કરીને વશ થાય છે વિગેરે પ્રાચીન ઉપનિષદોના ફકરાઓ

–જ્ઞાન અને ધ્યાન, વિચાર અને શ્રદ્ધાનો યોગ–ધ્યેય બ્રહ્મમાં શાંત પ્રેમભાવ જ્યારે સગુણ સાકાર બ્રહ્મ સાથે જોડાય છે ત્યારે રસસાગર બને છે–સગુણ બ્રહ્મને શિવરૂપે, વિષ્ણુરૂપે, શક્તિરૂપે, અવતારરૂપે, વિભૂતિરૂપે ભજવા ઉપર શૈવ, વૈષ્ણવ, શાક્ત ઉપનિષદોનું વર્ણન–ઉપનિષદો ભજનીયનું રૂપ ઘડે છે, ભક્તિશાસ્ત્ર ભક્તિનું રૂપ અને ભેદ ઘડે છે ભાક્તશાસ્ત્રના આચાર્યો શાંડિલ્ય નારદાદિ ઔપનિષદ વિદ્યાના ઋષિઓ છે.

પૃ. ૧૯૦—૧૯૨

પ્રકરણ અગ્યારમું— ઉપનિષદો અને સામાજિક વ્યવસ્થા.

ઉપનિષદોના સમયનો સમાજ બ્રાહ્મણ સમયના ઉત્તર ભાગની અસરમાં આવેલો છે–સંહિતાકાળના આર્ય અને દસ્યુ એ બે ભેદો પલટાઇ ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા ઘડાઈ ગઇ હતી–પ્રજાની પ્રવૃત્તિનું ક્ષેત્ર પંજાબથી ગંગા યમુનાનો પ્રદેશ–મધ્ય હિંદ અને ગોદાવરીપર્યંત વિસ્તાર પામ્યું હતું–ચક્રવર્તી રાજ્ય ન હતું, પણ નાનાં નાનાં સ્વરાજ્ય, વિરાજ્ય વિગેરે ગણરાજ્યો હતાં–પૂર્વમાં સદાનીરા આગળ સાગ્નિકો આવી વસ્યા હતા–વિદેહ રાજ્ય અથવા બિહાર વૈદિકોના બ્રહ્મવાદની અસરમા આવ્યું—કર્મ કાંડનું ગૌણપણું અને જ્ઞાન કાંડનું પ્રાધાન્ય સ્થપાયું—જનક વિદેહ અને યાજ્ઞવલ્કયના ચર્ચાના પ્રસંગો–પ્રાચીન વિદેહ રાજ્યમા થઈ ગયેલા ચક્રવર્તી રાજાઓ અને પરમહંસોની ઉપનિષદ્ કાળના બૃહદ્રથને સ્મૃતિ–ચાતુર્વર્ણ્ય ઘડાયા છતાં ઇતર શૂદ્ર અને મિશ્ર પ્રજાનો સમાજમાં સમાસ થતો–મહીદાસ ઐતરેય, સત્યકામ જાબાલ, જાનશ્રુતિ પૌત્રાયણ, શૂદ્ર રાજા, કવષ ઐલૂષ વિગેરેને મળેલી બ્રહ્મવિદ્યા –આચાર ધર્મ સર્વ સંસ્કારો ઉપર બંધાયેલો હતો—ઉત્તમ પ્રજાની વાસના ગર્ભાધાન, નામકરણ વિગેરે સંસ્કારોમાં

સમાયેલી હતી-વિદ્વાન્ પુત્ર ઉપરાંત વિદુષી પુત્રીઓની પણ વાસના હતી-વિદ્યા અને કલા નિપુણ સ્ત્રી સમાજ હતો-કાત્યાયનીનું કલાવૈદગ્ધ્ય, મૈત્રેયીનું વિદ્યાકૌશલ, ગાર્ગી વાચક્નવીનું વાદકૌશલ્ય—સ્ત્રીઓને અરણ્યવાસ અને પ્રવ્રજ્યાને સ્થાન હતું-આશ્રમો ચાર છતાં સંન્યાસ ઘણે ભાગે વિદ્યાપ્રાપ્તિ પછી લેવાતો અને વિવિદિષા સંન્યાસ મર્યાદિત હતો-ગૃહસ્થાશ્રમમાં બ્રહ્મ વિદ્યા મેળવી ઉત્તમ પ્રજાને શિક્ષણ આપનારા ગૃહમેધીઓ હતા—વ્યવહારધર્મમાં રાજધર્મ સારી રીતે ખીલ્યો હતો-રાજાઓ વિદ્યાકલામાં નિપુણ હતા-વિદ્વાનોને ઉત્તેજન મળતું-પ્રજાની નીતિ ઉપર રાજાનું અંકુશ હતું, અને નીતિવાળી મારી પ્રજા છે તે ઉપર રાજાઓ અભિમાન ધરતા—ન્યાયનિર્ણયમાં દૈવપ્રયોગો થતા-રાજાઓ દાનધર્મરૂપે બ્રાહ્મણોને રહસ્યવિદ્યા આપતા-અશ્વપતિ કૈકેય, અને અજાતશત્રુ રાજાનાં દૃષ્ટાંતો-આટલું છતાં દ્યૂત રમવાનો દોષ પ્રજામાં હતો, નાની વયે કન્યાનું લગ્ન થતું, દેશનિકાલ અપરાધીને આંખો બાંધી દૂર દેશમાં મૂકવારૂપ હતો-પ્રાયશ્ચિત્ત ધર્મમાં વિદ્યા અને તપ ઉપર ભાર હતો—યજ્ઞો પ્રાચીન ત્રેતાયુગના ગણાતા અને તેના ઉપર મમતા ઉઠી ગઇ હતી-ચિત્તશુદ્ધિમાં પ્રવૃત્તિધર્મનો વિનિયોગ હતો-અનેક દેવોને સમષ્ટિ હિરણ્યગર્ભમાં અંતર્ગત કર્યા હતા—તેત્રીસ કોટિ દેવોની ૭ માં, ૭ ની ત્રણમાં, ત્રણની બેમાં અને બેની એકમાં વ્યવસ્થા હતી-કાર્યબ્રહ્મ એટલે હિરણ્યગર્ભની પીઠમાં અંતર્યામી ઈશ્વર કારણ બ્રહ્મરૂપે સ્વીકારાતો હતો-લોકોમાં ગણપતિ, સ્કંદ વિગરે દેવો પૂજાના હતા, પરંતુ તે સર્વ પરદેવતા અથવા કારણ બ્રહ્મના મહિમા અથવા અંશો ગણાતા.

પૃ. ૧૯૩-૨૦૦

પ્રકરણ ઓગણીસમું—ઉપનિષદો તથા વેદબાહ્યદર્શનો અને વેદથી અવિરોધી આગમો.

ઉપનિષદોમાં જૈન અને બુદ્ધના પૂર્વભાવી વિચારોનાં બીજકો શ્વેતાશ્વતર અને મૈત્રાયણી વાક્યો વેદબાહ્ય વિચારકો જણાવે છે–વેદ સામે વિરોધ નહિ કરનારા, પરંતુ એકેશ્વરવાદની સાર્વભૌમ સત્તા સ્વીકારનારા આગમો-આગમોનો ઉદય છાન્દોગ્ય ઉપનિષદ્ જેટલો જૂનો છે—નિગમ આગમ ભેદ-તેની વ્યવસ્થા-માંડૂક્ય ઉપનિષદ્ તે આગમ પ્રકરણ છે-આગમવાદીઓએ હિંદુ ધર્મને ભારત વર્ષ બહાર દક્ષિણમાં સુમાત્રા, વાલી વિગેરે બેટોમાં, તથા પૂર્વમાં ઇન્ડોચાઇનાના ચંપા (આન્નામ) કાંબોજ વિગેરે સ્થળોમાં પ્રવેશ કરાવ્યો હતો-શૈવ ધર્મીઓનું રાજ્ય ચંપામા ઇસવીસનના બીજા સૈકાથી તેરમા સૈકા સુધી ચાલ્યું હતું-કંબુજમાં દાખલ થયેલા તંત્ર ગ્રંથો-દેવરાજ અથવા મહાદેવના મંદિરો—તેના અવશેષો અને શિલાલેખો આ વસ્તુની સાબીતી કરે છે.

પૃ. ૨૦૧–૨૦૫

પ્રકરણ વીસમું—ઉપનિષદો અને તેના ઉપર બંધાયેલાં દર્શનો.

ઉપનિષદોના વિચારો તે અનેક રંગવાળાં પુષ્પો છે-તેમાંથી છડી, ગુચ્છ, માળા વિગેરે કરવામાં મતિભેદ અને રુચિભેદ નિમિત્ત છે-શ્રૌત સમય પછી ઐતિહાસિક સમયમાં પ્રકટ થયેલું સ્માર્ત સાહિત્ય-શ્રુતિપ્રસ્થાન અને સ્મૃતિ પ્રસ્થાનનું સ્વરૂપ-સ્મૃતિ પ્રસ્થાનના પાંચ ગ્રંથો-સ્મૃતિ પ્રસ્થાનમાં પ્રવેશ પામેલા નવા સિદ્ધાંતો-બ્રહ્મનું ભગવાન્‌પણું, કર્મકાંડને બદલે કર્મયોગ, કર્મયોગ અને જ્ઞાનયોગની એકવાક્યતા, ભક્તિયોગ, અને ભજનીયના સ્વરૂપમાં ભેદ નહિ છતાં નામ અને આકૃતિમાં ભેદ-ભગવદ્‌ગીતાને ઉપનિષદ્

સંજ્ઞા શાથી મળી છે—ન્યાયપ્રસ્થાન, બ્રહ્મસૂત્ર-ત્રણે પ્રસ્થાનોમાંથી એક સિદ્ધાંત તારવી કાઢનાર આચાર્ય-આવા મતાંતરોનું વર્ગીકરણ-અદ્વૈતમત, દ્વૈતમત, દ્વૈતાદ્વૈત મત-અદ્વૈત શાખાના વિચારકો, ભર્તૃપ્રપંચ, શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, શ્રીકંઠાચાર્ય, વિજ્ઞાનભિક્ષુ-દ્વૈતમતના આચાર્ય મધ્વ અથવા આનંદતીર્થ પૂર્ણપ્રજ્ઞ-દ્વૈતાદ્વૈતના આચાર્ય ભટ્ટ ભાસ્કર, નિંબાર્ક—

પૃ. ૨૦૬-૨૧૨

પ્રકરણ એકવીસમું—ઉપનિષદ્ વિદ્યાની પશ્ચિમમાં અસર.

પશ્ચિમની તત્ત્વવિદ્યા ઉપર અસર થવાનો કારણોઃ—હિંદની જૂનામા જૂની માહિતી ડાયોનીસીઅસને હતી-ઇ. સ. પૂ. ૨૪૦-૧૯૬ માં એલેક્ઝાન્ડ્રા લાયબ્રેરીના અધ્યક્ષની માહિતી-હિંદુ લોકોના રીતરિવાજનાં વર્ણનો-ગ્રીકોનો હિંદુસ્થાન સાથે વેપાર ધંધાનો સંબંધ-પેરીપ્લસની પશ્ચિમ હિંદની હકીકત ઇસવીસનના પહેલા સેકાની-ચૌલ પાંડય રાજાનાં વર્ણનો-ગ્રીક લોકો ત્યાં લશ્કરમાં અને શિલ્પ કામમાં રોકાયા હતા-ટોલેમીનું વર્ણન-નાસિકના લેખો શું બતાવે છે-અલેકઝાન્ડ્રાનું નામ હિંદુસ્થાનમાં યવનપુર, રોમકપુર, અથવા "અલસંદ્રા" હતું-ગ્રીક લેખક કોસ્મોઝ ઇન્ડીકો પ્લુરટીસની હકીકત ગ્રીક ફારસમાં કાનડાની સ્ત્રીનો ઉપહાસ-ટ્રોજન રાજ્ય સમયમાં (ઈ. સ. ૧૧૭) હિંદુઓની અલેકઝાન્ડ્રામાં અવર જવર-કલેમંટ (ઈ. સ. ૨૨૦) નામના પાદરીએ આપેલી હકીકત-આર્કેલોસે ( ઈ. ૨૭૮ ) આપેલી હકીકત-પ્રાચીન ગ્રીક તત્વવિદ્યા સાથે હિંદના પ્રાચીન તત્ત્વજ્ઞાનનો સંબંધ-ડાયોનીસીઅસ ધર્મે ખ્રીસ્ત છતાં હિંદના યોગની અસરમાં પડેલો છે-પ્લોટીનસના વિચારોની છાયા તેનામાં ઉતરી છે-પ્લેટોના સિદ્ધાંતો પ્લોટીનસમાં ઉતર્યા હતા-પ્લોટીનસના

સિદ્ધાંતો સાથે હિંદના સિદ્ધાંતોનું સામ્ય પ્લોટીનસ ઉપર હિંદુ ધર્મ પ્રવચન કર્તાની અસર-ખ્રીસ્ત યોગમાં હિંદુના યોગનો પ્રવેશ-પ્લોટીનસ અને તેના ગુરુનું જીવન-અર્વાચીન જર્મન તત્ત્વવિદ્યા સાથે ઉપનિષદોનો પ્રત્યક્ષ સંબંધ-સંસ્કૃત સાહિત્યનો પશ્ચિમમાં પ્રવેશ કેવી રીતે થયો- ૧૬૬૩થી આજ સુધીનો ઇતિહાસ ફ્રેન્ચદ્વારા ફારસી ઔપનિષદ અથવા દારાશિકોહના "સીરાઈ અકબર" નો એંકવેટીલ ડ્યુપેરોનને પરિચય-તેનું લેટીનમાં ભાષાંતર-જર્મન કવિએ અને તત્ત્વચિંતકો ઉપર હિંદ સાહિત્યની અસર-કેન્ટ, (૧૭૨૪-૧૮૦૪), ફીષ્ટ (૧૭૬૨-૧૮૧૪), હેગેલ [ ૧૭૭૦-૧૮૩૭] ના સિદ્ધાંતોનું ઉપનિષદ વિચારો સાથે સામ્ય-શેલીંગ (૧૭૭૫-૧૮૫૪) અને શોપેનહોર ( ૧૮૮૮-૧૮૬૦ ) ઉપર ઉપનિષદોની પ્રત્યક્ષ અસર-શોપેનહોરની ફીલસુફીમા ઉપનિષદોની ભાવના-પોલડ્યુસન વિદ્યમાન વેદાંતરસિક છે. હાર્ટમેન ( ૧૮૪૨-૧૯૦૬), નીટ્શ ( ૧૮૪૪-૧૯૦૦ ) ની એકેશ્વરવાદ અને સંન્યાસપ્રધાન ભાવના.

પૃ. ૨૨૩—૨૨૭

પ્રકરણ બાવીસમું—ઉપનિષદ્ વિદ્યા અને પ્રાચીન પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની સરખામણી.

ઉપનિષદોની વિદ્યાની સરખામણી અર્વાચીન તત્ત્વજ્ઞાનની શ્રેણીઓ સાથે થવી જોઇએ નહિ, પરંતુ પ્રાચીન પશ્ચિમના તત્ત્વચિંતકોની પદ્ધતિ સાથે થવી જોઇએ-ઉપનિષદો ઉપર બંધાયલાં અદ્વૈતાદિ દર્શનોની સરખામણી સ્પાઇનોઝાના દર્શન સાથે અથવા જર્મન વિવેચક તત્ત્વવેત્તાઓ ( કેન્ટ વિગેરે ) સાથે થાય, પણ ઉપનિષદોના વિચારો તો ગ્રીક તત્ત્વવેત્તાના વિચારો સાથે સરખાવી શકાય-તેમાં પણ ઉપનિષદો ગ્રીક તત્ત્વવિદ્યા પહેલાંનાં છે તે વાતની વિસ્મૃતિ થવી જોઇએ નહિ.

શ્રીકતત્ત્વવેત્તા પાયથેગોરાસ ( ઇ. સ. પૂ. ૫૮૨ ) નું જીવન અને સિદ્ધાંતો-તેની સરખામણી-પ્લેટો ( ઈ. સ. પૂ. ૪૨૭-૩૪૭ ) નું જીવન અને સિદ્ધાંતો-તેની સરખામણી-મહીદાસ ઐતરેય અને એરિસ્ટોટલ (ઇ. સ. પૂ. ૩૮૪-૩૨૨ ).

પૃ. ૨૨૮—૨૩૬

પ્રકરણ ત્રેવીસમું—ઉપસંહાર.

*નિબંધની સમાલોચના*—ઉપનિષદોએ અધ્યાત્મ જ્ઞાનનો વારસો આપ્યો છે-ગુજરાતના ઉછરતા વર્ગે ઉપનિષદોનો અભ્યાસ કરવો ઘટે છે-મૂલ ગ્રંથોનું પ્રથમ અધ્યયન થવું જોઇએ-અભ્યાસમાં ઉપકારક થાય તેવાં ગુજરાતી ભાષાંતરો-પ્રથમ અભ્યાસ ઉપનિષદોનો થયા પછી બ્રહ્મસૂત્રનો અભ્યાસ થવો જોઇએ-ત્યારપછી ભાષ્યકારોના અભિપ્રાયોની તુલના કરવાની શક્તિ આવશે-બ્રહ્મ સમીપ લઇ જાય તે ઉપનિષદ એ ધ્યેય નિબંધમાં રાખ્યું છે.

પૃ. ૨૩૭—૨૩૮

॥ ॐ ॥

उपनीयेममात्मानं ब्रह्मापास्तद्वयं ततः ।
निहंत्यविद्यां तज्जं च तस्मादुपनिपन्मता ॥

જેમાં દ્વૈત શમી ગયું છે એવા બ્રહ્મ તત્વ પ્રતિ આત્માને નજીક (ઉપ) લાવીને, (ની) તે બ્રહ્મબોધ વડે અવિદ્યા અને તેનાં કાર્યને જે હણે છે (સદ્) તે (વિદ્યાના) ગ્રંથને ઉપનિષદ્ કહે છે.

# ઉપનિષદ્ વિચારણા

## પ્રકરણ પહેલું

### ઉપનિષદ્ સાહિત્યનો વેદસાહિત્ય સાથે સંબંધ.

ઉપનિષદોના સાહિત્યનો બહિરંગ અને અંતરંગ અભ્યાસ શરૂ કરતા પહેલા આ ગ્રંથો જે વિપુલ સાહિત્યમાં સમાયા છે તે સાથેની તેની સંગતિ સમજવી જરૂરની છે. મૂલ વેદ સાહિત્યની વેદવ્યાસે વ્યવસ્થા કરી, અને તેને ઋક્, યજુષ, સામ અને અથર્વ સંહિતામાં ગોઠવ્યા પછી તે મંત્રોના સાહિત્યનું સ્પષ્ટીકરણ કરે તેવા ગ્રંથો પણ વ્યવસ્થિત થયા હતા. આ બીજા પ્રકારના સાહિત્યને બ્રહ્મણ નામ આપવામાં આવે છે. મૂલ મંત્ર સાહિત્ય અને તેના સંબંધી વિવરણ કરનાર બ્રાહ્મણ સાહિત્ય મળી વેદશાસ્ત્ર ઘડાયું છે. વેદાનુસારી ધર્મમાં વેદશબ્દ વડે મંત્ર-બ્રાહ્મણનો અર્થ સમજવામાં આવે છે.* આ સાહિત્યને અપૌરુષેય એટલે કોઈ એક પુરુષે પોતાની બુદ્ધિમાંથી રચેલું વેદાનુસારી મનુષ્યો માનતા નથી, પરંતુ સૃષ્ટિના આરંભમાં જે સ્વયંભૂ જ્ઞાનનો આવિર્ભાવ થયો તેનો ગુરુપરંપરા દ્વારા અધ્યયન-ક્રમથી શબ્દબ્રહ્મમાં વિકાસ થયો, અને તેનું જે પ્રતિભામાં દર્શન થયું તે પ્રતિભાવાળા જ ઋષિજનો તે તે મંત્ર-બ્રાહ્મણના દ્રષ્ટા મનાયાં પરંતુ કર્તા નહિ એવું વેદવાદીઓ માને છે. શબ્દબ્રહ્મના પ્રાતિભ દર્શનમાં અને બુદ્ધિવડે થયેલી રચનામાં વેદવાદીઓ ભેદ માને છે. ગુરુપરંપરાથી સાંભળેલું શબ્દબ્રહ્મરૂપ સાહિત્ય તે શ્રુતિ કહેવાય;

---

* मंत्रब्राह्मणयोर्वेदनामधेयम् ॥ श्रौतसूत्र

તેનો અર્થબ્રહ્મરૂપે જે અનુભવ જાગે તે વેદ (જ્ઞાન) કહેવાય. ખરી રીતે શ્રુતિ તેજ વેદ છે, પરંતુ પહેલામાં શબ્દબ્રહ્મરૂપ અને બીજામાં અર્થબ્રહ્મરૂપ વિકાસ સમજવાનો છે.

મંત્રસંહિતામાં અને બ્રાહ્મણ ગ્રંથોમાં જે વિષયોનું પ્રતિપાદન થયું છે તેના ત્રણ વર્ગ પડે છેઃ—(૧) કર્મ, (૨) ઉપાસના, અને (૩) જ્ઞાન. આ ઉપરથી શબ્દસમૂહરૂપે જે સાહિત્ય શ્રુતિ અથવા વેદ કહેવાય છે, તે અર્થવિભાગવડે ત્રણ કાંડમાં પડે છે એટલે કે કર્મકાંડ, ઉપાસના કાંડ, અને જ્ઞાનકાંડ. આ ત્રણે કાંડો એવાં તો પરસ્પર સંકલિત છે કે તેનું રહસ્ય સમજવાને વેદનો સાંગોપાંગ અભ્યાસ કરવો જરૂરનો છે. તેવા સાંગોપાંગ વેદના અભ્યાસ વિના ગમે તે મંત્ર અથવા બ્રાહ્મણનો ત્રુટક અર્થ કરવામાં આવે તો પ્રસંગે અર્થ નહિ પણ અનર્થ ઉભો થઇ શકે છે. આ કારણથી ત્રિકાંડ વેદના અર્થને સમજવા માટે વ્યાકરણાદિ છ અંગો, ચાર ઉપવેદો, પુરાણ, ન્યાય, અને મીમાંસા વિગેરે વિપુલ વેદાર્થનું વિવરણ કરનાર સાહિત્ય જાણવાની જરૂર રહે છે.

મૂલ મંત્રબ્રાહ્મણાત્મક સાહિત્યના શબ્દશરીરમાં મસ્તક અથવા શિરોભાગનું સ્થાન રોકનાર સાહિત્યને ઉપનિષદ્ કહે છે. આ સાહિત્ય ઘણે ભાગે મંત્ર સંહિતાના અંતમાં તથા બ્રાહ્મણ સાહિત્યના છેલ્લા વિભાગમાં આવે છે તેથી તે શબ્દરાશિને **વેદાંત** એવું હેતુગર્ભિત નામ આપવામાં આવે છે. તેમાં વેદના શબ્દસમૂહનો અંત એટલે છેડો છે એટલું જ નહિ પરંતુ વેદનો અર્થસિદ્ધાંત તેમાં સમાયો છે તેથી તેને વેદાંત નામ આપવામાં આવે છે.

શ્રુતિનું અધ્યયન જ્યારે અવિછિન્ન ગુરુપરંપરાથી થતું હતું, ત્યારે યજ્ઞોપવીત સંસ્કાર મેળવ્યા પછી ગુરુને ત્યાં વેદવ્રત અને વિદ્યાવ્રત લેવાં પડતાં હતાં. ઉદાહરણ તરીકે યજુર્વેદ (શુકલ) ભણનારને અગ્નિવ્રતનો સ્વીકાર કરી જે મંત્રોનો સ્વાધ્યાય થતો તે આગ્નેયવ્રતના પાંત્રીસ અધ્યાયો ગણાતા; ત્યારપછી શૌક્રિય વ્રત

વિદ્યાર્થી લેતા હતા અને તેમાં પાંચ અધ્યાયોનું અધ્યયન થતું એટલે, કે યજુર્વેદની સંહિતાના ૩૬-૪૦ સુધીના અધ્યાયો આ વ્રતકાલમાં પડતા* ત્યાર પછી તે વેદના શતપથ બ્રાહ્મણના ચૌદ કાંડનો અભ્યાસ શરૂ થતો. તેમાં સંહિતાના પ્રથમના ૩પ અધ્યાય સુધીનો વિવરણભાગ, આગ્નેયવ્રતમાં પડતો, ઉપાસના કાંડનો ભાગ આરણ્યક સંજ્ઞાવાળો હતો, અને તેનું અધ્યયન ગામમાં અથવા નગરમાં નહિ, પરંતુ ઉપવન અથવા અરણ્ય પ્રદેશમાં થતું હતું. (જુઓ શાંખાયન ગૃહ્યસૂત્ર ૨, ૩૨, ૩૧) તેથી તે સાહિત્યને આરણ્યક કહેવામાં આવતું. આ આરણ્યક સાહિત્યના અધ્યયનના અંતમાં ઉષાવા अश्वस्य मेध्यस्य शिरः—"આ ઉષઃકાલ અશ્વમેધના અશ્વનું મસ્તક છે"—એ રહસ્ય ભાગથી શરૂ થતો ગ્રંથ ઉપનિષદ્ ગણાય છે. તેનું અધ્યયન ઔપનિષદવ્રત લીધા પછી થતું હતું. આ વ્રતમાં ઘણે ભાગે ગુરુ અને રહસ્યવાળા ભાગને જેઓ સમજી શકે તેવા વિદ્યાર્થીઓ પાસે બેસી સ્વાધ્યાય કરી, વેદનો સ્વીકાર, વિચાર, અભ્યસન, જપ, અને યોગ્ય શિષ્ય અથવા મિત્રમાં વિદ્યાનું સ્થાપન—એ પાંચ પ્રકારે આ રહસ્યગ્રંથોનું શિક્ષણ અપાતું અને મેળવાતું હતું. સર્વાંગ અભ્યાસ પૂર્ણ થયા પછી ગુરુ અનુગ્રહ વડે શિષ્યના મસ્તક ઉપર પોતાની શાખાના કર્મને અનુસાર સંસ્કાર આપતા, જે વડે શિષ્ય ભવિષ્યમાં વેદને માત્ર શબ્દરૂપે નહિ, પરંતુ અર્થરૂપે વિકસાવી શકે એવી ભાવના તે કર્મવડે થતી હતી. આ ઉપનિષદ્ શબ્દનો મૂલ યૌગિક અર્થ. જ્યારે પ્રકટ વેદની ચર્ચા જે મંડળીમાં થતી તે મંડળીને પરિષદ્ સંજ્ઞા મળી હતી, ત્યારે ગુરુ શિષ્યની જે નાની મંડળીમાં અધ્યયન-અધ્યાપન શુદ્ધ ભાવનાપૂર્વક થતું તે મંડળીને ઉપનિષદ્ સંજ્ઞા મળી હતી, અથવા આપણે હાલ જેને "ક્લાસ લેસન" કહીએ તેવો થતો હતો. આ અધ્યયનમાં પ્રત્યેક વિદ્યાર્થીની ગ્રહણ ધારણ શક્તિનો વિચાર કરી

* अग्ने व्रतपते व्रतं मे पाहि—એ મંત્ર વડે આગ્નેયવ્રત; ऋचं वाचं प्रपद्ये એ મંત્ર વડે ઔત્તમ વ્રત શુક્લ યજુર્વેદના અભ્યાસીઓ લેતા.

વિદ્યાનું વિતરણ થતું હતું તેથી તે વિદ્યાના પ્રકારને રહસ્યમાર્ગ કહેવામાં આવતો. વળી જે વિદ્યાનું દાન થયા પછી શિષ્યના મસ્તક ઉપર અમુક પ્રકારનો ધાર્મિક સંસ્કાર આપવામાં આવતો હતો તેથી તે વિદ્યાગ્રંથને વેદમૂર્ધા, વેદોત્તમાંગ, વેદશિરઃ વેદમુંડ એવાં નામ આપવામાં આવતાં હતાં, અને ઔપનિષદ વ્રતના સેવન સહિત જેઓ આ વિદ્યા મેળવતા એટલે જેઓ વ્રતસ્નાતક અને વિદ્યાસ્નાતક બનતા તેઓ ભવિષ્યમાં વેદાર્થનો અનુભવ કરવા તથા તેનો પ્રસાર કરવાને સમર્થ થતા એવું માનવામા આવતું હતું. વેદના આ મસ્તક ભાગને બાજુએ રાખી જેઓ વેદ ભણતા તેમના સંબંધમાં એવું ઉપહાસપૂર્વક કહેવામાં આવતું કે:—

"આ ઋગ્વેદના મૂર્ધાને, યજુર્વેદના ઉત્તમાંગને, સામવેદના શિરસને અને અથર્વવેદના મુંડને જેઓ અભ્યાસ કરી મેળવતા નથી તેઓ જાણે વેદશરીરનું માથું કાપી ધડ વડે કાર્ય સિદ્ધ કરવા ઇચ્છનારા મૂર્ખ છે. ખરેખર આવો વેદાભ્યાસી જડ થાંભલા જેવો ભાર વહન કરનારો સમજવો, કારણ કે તે વેદના શબ્દને મેળવી અર્થને જાણતો નથી. જે અર્થને જાણે છે તે સકલ કલ્યાણને મેળવે છે, અને જ્ઞાન વડે પાપથી મુક્ત થઇ બ્રહ્મલોકને મેળવે છે.*"

"પાસે બેસી ગુરુ પાસેથી મેળવવાની શબ્દ વિદ્યા" જ્યારે ઉપનિષદ્ (ઉપ=પાસે; નિ એટલે અત્યંત નજીક, અને સદ્ એટલે બેસવું) ગણાતી, ત્યારે તેજ અર્થમયી વિદ્યા પણ લક્ષણાથી ઉપનિષદ્ ગણાતી; અને તે અર્થમાં સદ્ ધાતુ કાપવું, નાશ કરવું એવા ભાવમાં સમજવામાં આવતો હતો. જે વિદ્યા જીવાત્માને પરબ્રહ્મની પાસે લાવી તે પરબ્રહ્મ સાથેના અભેદનું ભાન કરાવી અવિદ્યા અને તેનાં પરિણામોને—રાગદ્વેષાદિ ક્લેશો, સુખદુઃખ, જન્મમરણ વિગેરેને

* જુઓ શાંખાયન આરણ્યક ૧૪ મો અધ્યાય. જુઓ મુંડક-ઉપનિષદ્માં આ વ્રતનો ઉલ્લેખ બ્રહ્મવિદ્યાના અધિકારી મંત્રમાં શિરોવ્રતં વિધિવદ્ યૈસ્તુચીર્ણમ્—મું. III-ii-I.

કરે છે અથવા નાશ કરે છે તેને ઉપનિષદ્ નામ આપવામાં આવે છે, એટલે બ્રહ્મવિદ્યા એ ઉપનિષદનું નામ કહીએ તો ચાલે. આ પ્રમાણે ઉપનિષદ્ નો મૌલિક વાચ્યાર્થ "ગુરુ શિષ્યની ગુપ્ત મંડળી" લક્ષ્યાર્થ "પાસે બેસી મેળવવાની શબ્દબ્રહ્માત્મિકા અપરા વિદ્યા, અને વ્યંગ્યાર્થ તે અપરા વિદ્યામાંથી જે તત્ત્વજ્ઞાનરૂપ અર્થબ્રહ્મનો પ્રકાશ અથવા શુદ્ધવિદ્યા—એવા ત્રણ અર્થો ક્રમપૂર્વક સ્પષ્ટ થાય છે.

આ વિદ્યા જેમાં ગ્રથિત થઈ છે તે શબ્દસમૂહ વેદના છેડા ઉપર આવે છે અને તે સાથે વેદનું તાત્પર્ય તેમાં સમાયું છે માટે તે ઉપનિષદોને વેદાંત એવું સાર્થક નામ પણ આપવામાં આવે છે.

ઉપનિષદ્ ગ્રંથમાં પણ જ્ઞાનગર્ભ સૂત્રરૂપ વાકયોને ઉપનિષદ્ સંજ્ઞા આપવાની પ્રથા દાખલ થયેલી જણાય છે. જેમકેઃ—

यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह
आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ॥
य एवं वेद इत्युपनिषद्

એ તૈત્તિરીય ઉપનિષદ્ માં સ્મૃતિમા અખંડ રમતું રાખવાનું વાકય ઉપનિષદ્ ગણ્યું છે.

૧ જ્યાંથી મન સાથે વાણી પાછી પડે છે એવા બ્રહ્મના આનંદને જાણનાર કશાથી બ્હીતો નથી. જે એવું જાણે છે તે—આ ઉપનિષદ્ એટલે રહસ્ય છે.

तस्योपनिषद्-सत्यस्यसत्यम्

प्राणा वै सत्यं तेषामेषसत्यम् बृ. ब्रा. उ. ૨-૪-૧૦ માં सत्यस्य सत्यम्—એ વાકય ઉપનિષદ્ છે.

૨ તે બ્રહ્મનું ઉપનિષદ્ એટલે રહસ્ય વાકય "સત્યનું સત્ય" છે. પ્રાણો તે સત્ય છે. તેનું પણ તે સત્ય છે.

तज्जलान् ( छां. ૩-૧૪-૧ ); तद्वनम् ( केन. ૪-૬ ) संयद्वाम वामनी, भामनी ( छा. ૪-૧૫-૨-૪ )એવાં નાનાં ગૂઢાર્થ વાકયને ઉપનિષદ્ કહેવામાં આવતાં.

૩ જે તત્ત્વમાંથી વિશ્વ ઉત્પન્ન થાય છે, જેમાં તે જીવે છે અને જેમાં તે લય પામે છે તેનું નામ બ્રહ્મ—तज्जलान् એ રહસ્ય શબ્દનો ભાવ છે.

૪ જે વનનીય એટલે પ્રાર્થનીય છે તે બ્રહ્મ છે.

૫ જે ચક્ષુરિન્દ્રિયમાં "સૌન્દર્યને અંકુશ રાખનારી શક્તિ છે; જે સૌન્દર્ય પ્રતિ લઇ જાય છે, અને જે પ્રકાશમયી છે," તે બ્રહ્મમયી શકિત છે.

ઉપનિષદ્ શબ્દને રહસ્યવિદ્યા—એવો યોગ-રૂઢ અર્થ પ્રચારમાં આવ્યા પછીના સર્વશાસ્ત્રોના ગ્રંથોમાં જે કંઇ ગુપ્ત સમજાવવા યોગ્ય હોય તે પ્રકરણ અથવા અધિકરણને ઉપનિષદ નામ આપવામાં આવતું, જેમકે वात्सायन कामसूत्र ના અંતમાં उपनिषद; कौटिल्य અર્થશાસ્ત્રમાં અંતે ઉપનિષદ્ આ તેનો રૂઢાર્થ છે.

ઉપનિષદ્ શબ્દનો યૌગિક અર્થ એટલે વ્યુત્પત્તિ સિદ્ધ અર્થ, તેનો વાચ્યાર્થ, તેનો લક્ષ્યાર્થ, તેનો વ્યંગ્યાર્થ, તેનો યોગ-રૂઢાર્થ, અને તેનો છેવટનો કેવલ રૂઢાર્થ વિચારી જોયા, પછી જે મૂલ-શ્રૌતસાહિત્યમાં તેનું સ્થાન છે તેની સંગતિ વિચારવાની રહે છે. સામાન્ય રીતે અમુક ગ્રથ શ્રૌતસાહિત્યના અંગભૂત "ઉપનિષદ્" છે કે પાછળથી અમુક ગુપ્ત વિદ્યાનું બોધક હોવાથી ઉપનિષદ્ ગણાયું છે તેની પરીક્ષા કરવી ઘટે છે. આગળ ઉપર કહેવામાં આવશે તેમ હાલના ઉપનિષદોના સમુચ્ચયમાં ઘણાં ઉપનિષદો સાંપ્રદાયિક સિદ્ધાંતનાં દાખલ થયાં છે, અને वज्रसूची જેવાં બૌદ્ધ સિદ્ધાંતનાં અશ્વઘોષનાં રચેલાં બ્રાહ્મણ સિદ્ધાંતનાં પ્રતિક્ષેપ કરનારાં પ્રકરણો પણ જાણ્યે અજાણ્યે આ સમુચ્ચયમાં પ્રવેશ પામ્યાં છે. ઘણાએ એવું માની લે છે કે ઋગ્વેદાદિસંહિતા રચાયા પછી અને બ્રાહ્મણ ગ્રંથો ગ્રથિત થયા પછી ઉપનિષદો રચાયાં છે, અથવા ઉપનિષદોમાં પ્રવેશ પામેલા વિચારો સંહિતાના સમયમાં બીજ અથવા અંકુરરૂપે પણ ન હતા.

આ મંતવ્ય ટકી શકે તેવું નથી; કારણ કે પ્રસિદ્ધ ઉપનિષદ્ ગ્રંથોમાં વારંવાર તત્વ સિદ્ધાંત અથવા દેવતા સિદ્ધાંતના ટેકામાં ઋગ્વેદના મંત્રો ઉદ્ધૃત કરવામાં આવ્યા છે. ઋગ્વેદનું पुरुषसूक्त, नासदीयसूक्त, (X 130) हिरण्यगर्भसूक्त (X 121), ब्रह्मणस्पतिसूक्त (X. 72) वाक्सूक्त (X 126), अघमर्षणसूक्त (1. 15. I1. 37) दीर्घतमसूनां સૂક્તો (1. 160,66: 1V. 4 13; V1ii 9 10); दीर्घसूक्त (X 51); वैश्वानरसूक्त (6 1V1) વિગેરે અનેક સૂક્તોમાં અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મ તત્વનાં ઘણાં ગંભીર ચિંતનો છે, અને આ કંઈક અવ્યક્ત અને કંઈક વ્યક્તાવ્યક્ત ચિંતનોની નીહારિકા અથવા ધૂમ્રસના ગર્ભમાંથી ઉપનિષદોનાં વ્યક્ત અથવા મૂર્ત વિચાર શરીરો પ્રકટ થયાં છે ઉપનિષદ્ મંત્રો પોતે જ પોતાના આનુવંશિક સંબંધને હાલના વિચારકોની પેઠે વિસ્મૃતિમાં નાંખતા નથી. કેટલાંક ઉપનિષદોમાં તો આ ઋગ્વેદની સંહિતાના મંત્રો જેવાને તેવા ઉતારવામાં આવ્યા છે, મુખ્યત્વે કરીને नारायण उपनिषद, मैत्रेयी उपनिषद, कौषीतकी उपनिषद्‌માં ડગલે ડગલે ઋગ્ મંત્રો પ્રસ્તુત વિચારના ટેકામાં ઉતારેલા જણાય છે.

શુકલ યજુર્વેદની સંહિતાના शिवसंकल्प અધ્યાય, (वा. सं. ३४) रुद्राध्याय (वा. सं. १६), अश्वमेध उपनिषद् અધ્યાય (वा. सं. २९) पुरुषसूक्त તથા उत्तरनारायण મંત્રો (वा सं. ३१) કેવલ કર્મ પ્રતિપાદક નથી, પરંતુ ઉપાસનાના પ્રતિપાદક હોવાથી ઉપનિષદ્ વર્ગમાં પડે છે.

સાંપ્રદાયિક વિચારકો કર્મમાં અને ઉપાસનામાં જેનો વિનિયોગ છે તેવા મંત્રો ઉપનિષદ્ વ્યૂહમાં ગણે છે, અને તેવા મંત્રોને જ ઉપાસના કાંડના વિચારકો અથવા સગુણ બ્રહ્મવાદીઓ નિર્ગુણ બ્રહ્મવાદી સામે વારંવાર રજુ કરે છે. ટુંકામાં વેદનો મધ્યમ કાંડ જે ઉપાસનાપર છે તેનો સઘળો આધાર પાછળનાં પ્રસિદ્ધ ઉપનિષદો ઉપર છે એમ નથી, પરંતુ આ સંહિતાના પ્રાચીન મંત્રો ઉપર છે. ઉપાસનાકાંડનો

અભ્યાસ લોપ પામવાથી, તથા તેની અષ્ટમ મીમાંસાનાં નારદ, અગસ્ત્ય, ભરદ્વાજ. વિગેરે અનેક ઋષિઓનાં સૂત્ર–ભાષ્યો લોપ પામવાથી, મંત્ર સંહિતાનાં કેટલાંક પ્રકરણો આપણને હાલ ચીનાઇભાષાની ચિત્રલિપિ જેવાં રહ્યાં છે. ઉદાહરણ તરીકે तैत्तिरीय आरण्यकના आदर्शोपनिषद् અથવા अरुणोपनिषद् ( तै. आ. प्र. २ अ २८) ઉપર શાક્તોની શ્રીવિદ્યા બંધાયેલી છે; गोपथ ब्राह्मणની गायत्री उपनिषद् ઉપર સાવિત્રી વિદ્યા બંધાયેલી છે; ऐतरेय आरण्यकના प्राणोपनिषद् ઉપર પ્રાણોપાસના બંધાઇ છે; अथर्ववेदना गोपथ ब्राह्मणના प्रणवोपनिषद् ઉપર સઘળી પ્રણવવિદ્યા ઘડાઇ છે. આ સઘળા મંત્રસમૂહો મૂલ શ્રૌત સાહિત્યમાં એટલે સંહિતા અને બ્રાહ્મણ ગ્રંથોમાં ગ્રથિત થયા છે, અને બીજાં પાછળનાં ઉપનિષદો જેવા અસ્તંવ્યસ્ત નથી. ઉપાસના કાંડના મંત્રો, અને તેને લગતી ન્યાયમીમાંસા વિગેરેનો અભ્યાસ લોપ પામવાથી, તથા તે મંત્રોનો સંબંધ પ્રસિદ્ધ ઉપનિષદોમાં શી રીતે છે તે વિસરાવાથી આપણે પ્રસિદ્ધ ઉપનિષદોના કેટલાંક ઉપાસનાપ્રધાન વાક્યોનાં તાત્પર્ય જેવાં જોઇએ તેવાં સમજી શકતા નથી. આપણને આ અગવડ હાલ પડે છે એટલુંજ નહિ, પરંતુ શ્રીશંકરાચાર્યના સમયમાં એટલે ઇસવી સનના આઠમા સૈકામાં પણ સાંપ્રદાયિક અભ્યાસના અભાવે તેવાં સ્થાનોના મર્મો ઉઘડ્યા જણાતા નથી. ઉદાહરણ તરીકેઃ—

(૧) પ્રસિદ્ધ काठक उपनिषद्માં આવેલા અગ્નિરહસ્યવાળો ઇષ્ટકા મંત્ર ( काठक १ १५ )

(૨) પ્રસિદ્ધ बृहदारण्यक उपनिषद्ના ત્રીજા અધ્યાયના અંતમાં વૃક્ષના રૂપકમાં औपनिषद पुरुषनું વર્ણન કરી विज्ञानमानंदं ब्रह्म राति र्दातुःपरायणं तिष्ठमानस्य तद्विदः—એ રહસ્ય મંત્ર

(૩) પ્રસિદ્ધ बृहदारण्यक उपनिषद् ( अ. ४ ब्रा. मंत्र ८-९-१० )

(૪) પ્રસિદ્ધ श्वेताश्वतर उपनिषद्નું ब्रह्मचक्र ( श्वे. अ. १-४-५-६ ) વિગેરે અનેક સ્થાનોનાં વાક્યો માત્ર ભાષાશાસ્ત્ર અને વ્યાકરણ શાસ્ત્રની વિવરણ પદ્ધતિ વડે ઉઘડે તેવાં નથી. ભાષ્યકાર અને ટીકાકારો આ

કાશોના વિવરણમાં કંઇક મૌન સેવે છે, અને કેટલેક પ્રસંગે તે તે
આગમના વિદ્વાનો પાસેથી અર્થ સમજી લેવાનું સૂચન કરે છે.

પ્રસિદ્ધ સર્વમાન્ય ઉપનિષદો, જેના ઉપર શંકરાચાર્યનાં ભાષ્ય
મળી આવે છે; તેઓનાં નિયત સ્થાનો આપણને મંત્ર–બ્રાહ્મણમાં
મળી આવે છે.

ઋગ્વેદના એેતરેય બ્રાહ્મણના એેતરેય આરણ્યકમાં ऐतरेय उपनिषद्; ઋગ્વેદની कौषीतकी શાખાના કૌષીતકી બ્રાહ્મણના કૌષીતકી આરણ્યકના અંતમા कौषीतकी ઉપનિષદ્ આવે છે.

કૃષ્ણ યજુર્વેદની તૈત્તિરીય શાખાના તૈત્તિરીય આરણ્યકના અંતમાં तैत्तिरीय उपनिषद् ગોઠવાયેલું છે, તેવીજ રીતે महानारायण અથવા याज्ञिकी ઉપનિષદ્ પણ તેજ વેદના સાહિત્યમા અંતર્ગત થયેલું છે. આજ વેદની मैत्रायणी શાખાના બ્રાહ્મણમાં मैत्रायणी उपनिषद् આવે છે.

શુકલ યજુર્વેદના શતપથ બ્રાહ્મણના ચૌદમા કાંડમા બૃહદારણ્યક આવે છે. તેના નવ અધ્યાયમા આરંભના ત્રણ અધ્યાય શુદ્ધ આરણ્યક કર્મને લગતા છે, અને બાકીના ૭ અધ્યાય તે बृहदारण्यक उपनिषद् કહેવાય છે. તેના બે પાઠ છે–(૧) काण्व, (૨) माध्यंदिन. સામવેદના તાંડ્યમહાબ્રાહ્મણના અંતમા आरण्यक આવે છે, અને આઠ ખંડ પૈકી છઠ્ઠા ખંડમાં પ્રસિદ્ધ छान्दोग्य उपनिषद् આવે છે. સાતમા ખંડમા તે વેદનું संहितोपनिषद છે. અને છેવટે યજુર્વેદીઓના वंश ब्राह्मण જેવું સામવેદીઓનું વિદ્યા પ્રચારકોનું वंशब्राह्मण છે.

વળી સામવેદની जैमिनीय શાખા જેનું બીજું નામ तलवकार શાખા છે, તેના આઠ વિભાગ છે. તેમાં આઠમા વિભાગને ઉપનિષદ્ કહે છે. તેનો એક પેટા વિભાગ તે પ્રસિદ્ધ केनोपनिषद् ગણાય છે.

મંત્રસંહિતાનાં ઉપનિષદ્દોમાં પ્રસિદ્ધ ईशावास्य ઉપનિષદ્ તે શુકલ યજુર્વેદની વાજસનેયી સંહિતાનો છેલ્લો ચાળીસમો અધ્યાય છે. તેવીજ રીતે काठक ઉપનિષદ અને श्वेताश्वतर ઉપનિષદ્ પણ યજુર્વેદની શાખાના અવશેષો છે એમ આંતર બાહ્ય પ્રમાણથી સમજાય છે.

આ ઉપરાંત અથર્વવેદના અંગનાં ગણાતાં પ્રાચીન ઉપનિષદો સર્વમાન્ય ઉપનિષદ્ વ્યૂહમાં આવે છેઃ—(૧) प्रश्न, (૨) मुंडक,, (૩) मांडूक्य, (૪) नृसिंहतापनीय.

શાંકર બ્રહ્મસૂત્ર ભાષ્યમાં ઉપરનાં ઉપનિષદોનાં વાક્યો વિચારના વિષય તરીકે લેવાયલાં છે. તે ઉપરાંત શંકરાચાર્ય पैंगिरहस्य બ્રાહ્મણનો ( ब्र. सू. १–३–७ ) ઉલ્લેખ કરે છે. અને जाबाल उपनिषदનું વાક્ય પણ સ્મરણ ઉપર લાવે છે. તેથી આ લગભગ સત્તર ઉપનિષદો વેદાંત શાસ્ત્રના મૂલ પ્રસ્થાન રૂપે એટલે શ્રુતિપ્રસ્થાન તરીકે સ્વીકારવામાં બાધ નથી. બાદરાયણ સૂત્રકારને તે જાણવામાં હોવાં જોઇએ; કેમકે તે ઉપનિષદોનાં વાક્યો ઘણે ભાગે વિચારના વિષયવાક્યો તરીકે લેવામાં આવે છે.

શંકરાચાર્યના જ્ઞાનકાંડના ગ્રંથોમાં જો કે ઉપરનાં ઉપનિષદો આધારરૂપે લેવાયેલાં છે, તોપણ ઉપાસના કાંડનાં अरुणा, गायत्री, प्राण, प्रणव વિગેરે ઉપનિષદો તેમના જાણવામાં હતાં એવું અનુમાન તેમના ઉપાસનાકાંડનાં પ્રકરણો જોતાં સમજાય છે.

ટુંકામાં અમુક ગ્રંથ વાસ્તવ ઉપનિષદ્ છે કે કેમ તેનો નિર્ણય કરવામાં કયા વેદની કઇ શાખાની કેઈ સંહિતા અથવા બ્રાહ્મણમાં તેનો સમાસ થાય છે, અને પૂર્વાપર સંબંધ તે સહિતા અને બ્રાહ્મણ સાથે તેનો કેવો છે તે વિચારવું ઘટે છે તાત્પર્ય નિર્ણયમાં આ લક્ષ્ય ખાસ રાખવાની જરૂર છે, કારણ કે બ્રહ્મજ્ઞાન અથવા તત્ત્વજ્ઞાન, અને ઉપાસ્યજ્ઞાન અથવા દેવતાજ્ઞાન—આ બે ભિન્ન વસ્તુઓ છે. પ્રથમ ઉપર દર્શનશાસ્ત્ર ( Philosophy ) બંધાયું છે, બીજા ઉપર દેવતાશાસ્ત્ર ( Theology ) બંધાયેલું છે. તે બે શાસ્ત્રના વિષય, અધિકારી. સાધન અને ફલ નિરાળાં છે, અને એ સર્વની મર્યાદા એકત્ર કરી નાંખવાથી દેવતાવાદના સંપ્રદાયો, મતો, પંથો વિગેરેના અખાડા ઉત્પન્ન થયા છે. ઉપનિષદના અભ્યાસીઓ આ બે શાસ્ત્રના વિવેકને ધ્યાનમાં રાખે તો ઉપનિષદો પોતે શો સિદ્ધાંત પ્રતિપાદન કરી શકે છે તે સરલતાથી જાણી શકશે.

ઉપર ગણાવેલાં ઉપનિષદો પ્રસિદ્ધ છે તે ઉપરાંત નીચેનાં અપ્રસિદ્ધ ઉપનિષદો* પણ ઉપનિષદ્ વર્ગમાં તેની અંતરસ્થ રચના અને વિષય ઉપરથી આવી શકે તેવાં હાથ લાગ્યાં છેઃ—

બાષ્કલમંત્રોપનિષદ્-પરંતુ મૂલ હસ્તગત ન હોતું તે અડીઅર લાયબ્રેરીના Descriptive Catalogue Vol Iમાં પકડાયું છે. ઋગ્વેદ તો બાષ્કલ શાખાનું જણાય છે, અને ૨૫ ત્રિષ્ટુપ છંદમાં સૂક્તરૂપે જણાય છે.

(૨) છાગલેય ઉપનિષદ્—આ પણ અડીઅર લાયબ્રેરીમાં છે.

(૩) આર્ષેય ઉપનિષદ્—આ પણ અડીઅર લાયબ્રેરીમાં છે.

(૪) શૌનક ઉપનિષદ્—આ પણ અડીઅર લાયબ્રેરીમાં છે. આ ચારે પ્રાચીન શાખાને લગતાં જણાય છે. અને તે દારાશિકોહના ફારસી ભાષાંતર સમૂહમાં દાખલ થયાં છે, અને તેની પ્રતો હાથ લાગવાથી સને ૧૯૨૫માં પ્રસિદ્ધ થયાં છે.

---

* જુઓ History of Indian Philosophy Vol II Messrs Belvalker and Ranade Pages 87 and 130, 132. આ ચાર પ્રાચીન ઉપનિષદોનો ઉદ્ધાર અને ઇંગ્રેજીમાં ભાષાંતર પ્રોફેસર બેલવલકરે કર્યાં છે. જુઓ Report of the Third Oriental Conference, Madras 1925

## પ્રકરણ બીજું

### ઉપનિષદોનો સંગ્રહ અને વર્ગીકરણ.

શંકરાચાર્યના સમયસુધી (ઇ. સ ૭૮૮–૮૨૦) ઉપનિષદ રૂ ગણાતા ગ્રંથો મૂલ વેદમાંથી છૂટા પાડી સંગ્રહ રૂપમાં વિદ્યમાન હતા. જ્યાં જ્યાં ઉપનિષદ વાક્યોનો ઉલ્લેખ કરવામાં આવે છે ત્ય ત્યાં ઘણે ભાગે જે વાક્યો તે શાખાના પાઠમાં આવે છે તે શાખાના* નામથી વ્યવહરવામાં આવે છે. જેમકે છાન્દોગ્ય ઉપનિષદ્‌ને છંદોગા અથવા તાંડિ શાખાવાળા આમ કહે છે; મૈત્રાયણી અથવા કૌષીતકીનાં

---

* બ્રહ્મસૂત્રભાષ્યની પરીક્ષા કરતાં સમજાય છે કે શંકરાચાર્યના જાણવામાં કંઈ નહિ તો નીચેની વેદશાખાનો રહસ્યકાંડ જાણવામાં હતોઃ—(૧) આથર્વણિક, (૨) તાંડિ, (૩) કઠ. (૪) તૈત્તિરીય, (૫) વાજસનેયી, (૬) કૌષીતકી, (૭) રાણાયણીય, (૮) શાટ્યાયની, (૯) પૈંગ્ય, (૧૦) ભાલ્લવી (૧૧) ઐતરેયી, (૧૨) જાબાલ, (૧૩) કૌંડપાયી આ પૈકી નંબર (૭) (૮), (૯) (૧૦), (૧૨), (૧૩) શાખાનાં સંહિતા અથવા બ્રાહ્મણો મળી આવતાં નથી. તેથી બ્રહ્મસૂત્ર ૧–૨–૧૨; ૧–૩–૭. ૩–૩–૨૬; ૩–૩–૩૭; ૪–૧–૩ ઉપરના શાંકરભાષ્યમાં વિષયવાક્યો જે શ્રુતિનાં આપ્યાં છે તે ગ્રંથોનાં મૂલ અદ્યાપિ પ્રસિદ્ધિ માં આવ્યાં નથી; અને તેથી સમજાય છે કે રાણાયણીય, શાટ્યાયની, પૈંગ્ય, ભાલ્લવી, જાબાલ. અને કૌંડપાયી શાખાનું શ્રૌતસાહિત્ય લોપ પામ્યું છે તેની શોધ થવાની ખાસ જરૂર છે. ડૉ. બેલવેલકરને પૂછતાં પણ સમજાય છે કે ઉપરનાં ઉપનિષદો જેમાં અંતર્ગત છે તે શાખાનું સાહિત્ય તેમને પણ મળ્યું નથી.

વાક્યોને પણ તે તે શાખાના અભ્યાસકો આમ ટકે છે, એવું પ્રતિપાદન શંકરાચાર્ય કરે છે, ત્યાર પછીના શ્રી રામાનુજાચાર્યના સમયમાં પણ (ઇ. સ. ૧૦૧૭–૧૧૩૭) તેજ પદ્ધતિ ચાલી આવી છે એટલે તે સમય સુધી પણ ઉપનિષદો પૃથક્ સમુચ્ચય રૂપે તારવવામાં આવ્યાં જણાતાં નથી.

ઈ. સનના સોળમા સૈકાના અરસામાં નારાયણ નામના યતિએ બાવન ઉપનિષદોનો સંગ્રહ કર્યો છે; તેમાં અથર્વવેદનાં ૩૮ અથવા ૨૮ ઉપનિષદ્ જણાય છે.

દારાશિકોહની ફારસી પ્રત સને ૧૯૧૧માં છપાઇ છે, અને તેની તપાસણીમાં મને જણાયુ છે કે પહેલા ભાગમાં ૯, બીજામાં ૨ અને ત્રીજામાં ૩૮ મળી એકંદર ૪૯ ઉપનિષદો છે. તે સમુચ્ચયમાં शिवसंकल्प, शतरुद्रीय અને पुरुषसूक्त ઉપનિષદ્ વર્ગમાં પેઠાં જણાય છે. ડયુસન કહે છે કે "ઔપનિષદ" લેટીન ભાષાંતરમાં ૫૦ ઉપનિષદો છે. પરંતુ મેં ફારસી પ્રતની મેળવણી કરી છે તેમાં ૪૯ જણાય છે.

૧૦૮ ઉપનિષદોનો સમુચ્ચય પ્રથમ મુંબાઇમાં સને ૧૮૯૫માં પ્રસિદ્ધ થયો હતો, અને મદ્રાસમા તેલગુ લીપીમા સને ૧૮૮૩માં પ્રસિદ્ધ થયો હતો. નવી આવૃત્તિઓ આ સમુચ્ચયની ઘણી થઈ છે. આ સમુચ્ચય પ્રથમ ક્યારે ગ્રથિત થયો તેનો નિર્ણય થઇ શકે તેમ નથી. વેદના સ્વાધ્યાય પ્રવચનનો લોપ પામ્યા પછી વિજયનગરના દક્ષિણ સામ્રાજ્ય સમયે ઉપનિષદ્ માર્ગનો પુનરુદ્ધાર સાયણ-માધવના સમયમાં થયો, અને યતિધર્મનો પુનરુદ્ધાર વિદ્યારણ્ય સ્વામીએ કર્યો તે સમય પછી આ સંગ્રહ થયો હોવો જોઇએ. વળી अनुभूतिप्रकाश તથા आत्मपुराणમાં ઉપનિષદોનાં પદ્યરૂપ સરલ વિવરણો છે. તેમાં પણ ૧૦૮ પર્યંત ઉપનિષદો પહોંચ્યાં હોય એવું જણાતું નથી. मुक्तिकोपनिषदમાં ઋગ્વેદની ૨૧ શાખા, યજુર્વેદની ૧૦૯ શાખા, સામવેદની ૧૦૦૦ શાખા અને અથર્વવેદની ૫૦ શાખા મળી ૧૧૮૦

શાખાઓ ગણાવી* છે. દરેક શાખાને લગતું એક એક ઉપનિષદ્ ગણતાં ૧૧૮ ઉપનિષદો થાય. પરંતુ ગણત્રીમાં ૧૦૮ મૂકયાં છે, અને તે નીચે પ્રમાણે ગણાવ્યાં છે:—

(अ) ईश, केन, कठ, प्रश्न, मुंडक, मांडुक्य, तैत्तिरीय, एतरेय, छान्दोग्य, बृहदारण्यक, =१०

(आ) ब्रह्म, कैवल्य, जाबाल, श्वेताश्वतर, हंस, आरुणि, गर्भ, नारायण, परमहंस, बिन्दु, नाद, अथर्व शिरस्, अथर्व शिखा =१३

(इ) मैत्रायणी, कौषीतकी, बृहज्जाबाल, नृसिंह तापिनी ( पूर्व तथा उत्तर ), कालाग्निरुद्र, मैत्रेयी, सुबाला, क्षुरिका, =९

(ई) सर्वसार, निरालंब, ( शुक ) रहस्य, वज्रसूची, तेजोबिन्दु, नादबिन्दु, ध्यानबिन्दु, (ब्रह्म) विद्या, योगतत्व, आत्मबोध =१०

(उ) परिव्राट्, त्रिशिखी, सीता, ( योग ) चूडामणि, निर्वाण, मंडल, दक्षिणामूर्ति, शरभ, स्कंद, महानारायण, अद्वय =११

(ऊ) ( राम ) रहस्य, रामतापिनी, वासुदेव, मुद्गल, शांडिल्य, पैंगल, भिक्षु, महा, शारीरक, योगशिखा =१०

(ऋ) तुरीयातीत, संन्यास, परमहंस-परिव्राजक, अक्षमालिका, अव्यक्त, एकाक्षर, अन्नपूर्णा, सूर्य, अक्षि, अध्यात्म, कुंडिका, =११

*વ્યાકરણ મહાભાષ્યમાં યજુર્વેદની ૧ ૧, અને અથર્વવેદની ગણાવી છે.

(ऋ) सावित्री, आत्मा, पाशुपत, परब्रह्म, अवधूत, त्रिपुरातापिनी, देवी, त्रिपुरा, कठरुद्र (कठश्रुति?) भावना, रुद्रहृदय, कुंडली, भस्म, रुद्राक्ष, गणपति, ( जाबाल ) दर्शन =१६

(ऌ) तारसार, महावाक्य, पंचब्रह्म, प्राणाग्निहोत्र, गोपालतापिनी, कृष्ण, याज्ञवल्क्य, वराह =८

(ल) शाट्यायनी, हयग्रीव, दत्तात्रेय, गारुड, कलि, जाबालि, सौभाग्य ( लक्ष्मी ), ( सरस्वती ) रहस्य, बह्वृच मुक्तिका =१०

कुल १०८

ત્યાર પછી આ અનુક્રમણીરૂપ મુક્તિકોપનિષદમાં વેદાનુસારી વર્ગીકરણ કર્યું છેઃ—

| | |
|---|---|
| (૧) ઋગ્વેદનાં | ૧૦ |
| (૨) શુક્લ યજુર્વેદનાં | ૧૯ |
| (૩) કૃષ્ણ યજુર્વેદનાં | ૩૨ |
| (૪) સામવેદનાં | ૧૬ |
| (૫) અથર્વવેદનાં | ૩૧ |
| | કુલ ૧૦૮ |

આ વર્ગીકરણમાં, વેદશાખાના અધ્યયનનો લોપ થવાથી, કેટલીક ભૂલો થયલી છે. ઉદાહરણ તરીકે મૈત્રાયણી એ યજુર્વેદની શાખા છે, છતાં તેનું ઉપનિષદ્ સામવેદમાં મૂક્યું છે.

ઉપનિષદોની વિદ્યાની ગંભીરતા પ્રમાણે સૌથી અગ્રસ્થાન માંડૂક્યને આપવામાં આવે છે. તે એક ઉપનિષદ્ વડે કૈવલ્યમુક્તિનો અનુભવ ન થાય તો ઈશાદિ દશ ઉપનિષદોનું અધ્યયન; તેથી પણ સ્વરૂપાનુભવ જીવન્મુક્તિનો ન જાગે તો ઈશાદિથી મંત્રિકા સુધીનાં બત્રીસનું અધ્યયન: અને પછી વિદેહમુક્તિ મળવાના સારૂ ૧૦૮ ઉપનિષદોનું અર્થસહિત પારાયણ કરવું. બાવન ઉપનિષદો અથર્વવેદનાં ગણી ઉત્તરામ્નાયમાં પ્રચારને પામ્યાં છે. આના ઉપર નારાયણની દીપિકાઓ છે. આ સમુચ્ચયની બે પ્રતો છે. તેમાંની એક સને ૧૮૭૨માં બીબ્લીઓથીકા ઇન્ડીકામાં પ્રસિદ્ધ થઈ હતી. તે પૈકી ૩૨ ઉપનિષદોનો સમુચ્ચય આનંદાશ્રમ સંસ્કૃત ગ્રંથાવલિમાં આંક ૧૯ થી સને ૧૮૯૫માં પ્રસિદ્ધ થયો છે. અથર્વવેદના ચરણવ્યૂહના પરિશિષ્ટમાં આ ઉપનિષદોની સૂચી આવે છે. આ ઉપનિષદ્ સમુચ્ચય કંઈક જૂનો જણાય છે. પ્રો. કોલબ્રુકનો પ્રથમ ઉપનિષદ્ સંગ્રહ લગભગ નારાયણ સંગ્રહને અનુસરે છે. નારાયણ શંકરાનંદ પછી થયા જણાય છે. જ્યાં શંકરાનંદને અનુસરે છે ત્યાં शंकरोच्युपर्जीविना એમ લખે છે. જ્યાં પ્રાચીન વિવરણ નથી ત્યાં श्रुतिमात्रोपजीविना એમ લખે છે.

વિષયાનુસાર આડત્રીસ ઉપનિષદોનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે:—

| ૧ તત્વપ્રધાન ઉપનિષદો | ૨ યોગપ્રધાન ઉપનિષદો | ૩ સન્યાસ પ્રધાન ઉપનિષદો | ૪ દેવતા પ્રધાન ઉપનિષદો | |
|---|---|---|---|---|
| મુંડક (૧) | બ્રહ્મવિદ્યા (૩) | બ્રહ્મ (૧૦) | અથર્વશિરસ (૬) | શિવ માર્ગનાં |
| પ્રશ્ન (૨) | ક્ષુરિકા (૪) | સન્યાસ (૨૩) | અથર્વશિખા (૭) | |
| માંડૂક્ય | ચુલિકા (૫) | આરુણેય (૨૪) | નીલરુદ્ર (૧૯) | |
| ગર્ભ (૮) | નાદબિંદુ (૧૨) | કંઠશ્રુતિ+ | કાલાગ્નિરુદ્ર (૨૦) | |
| પ્રાણાગ્નિહોત્ર | બ્રહ્મબિંદુ (૧૩) | પરમહંસ (૨૬) | કૈવલ્ય (૨૦) | |
| પિંડ | અમૃતબિંદુ (૧૪) | જાબાલ | (એકદંતી) (૨૨) | |
| આત્મા | ધ્યાનબિંદુ (૧૫) | આશ્રમ | | |
| સર્વોપનિષદ સાર | તેજોબિંદુ (૧૬) | | મહાનારાયણ (૭) | વિષ્ણુ માર્ગનાં |
| ગરુડ | યોગશિખા (૧૭) | | આત્મબોધ | |
| | યોગતત્ત્વ (૮) | | (૨૧) નૃસિંહ પૂર્વતાપિની | |
| | હંસ (૨૫) | | (૨૧) નૃસિંહ ઉત્તરતાપિની | |
| (૨૮) વૈતથ્ય* | | | (૨૧) રામ પૂર્વતાપિની | |
| | | | (૨૧) રામ ઉત્તરતાપિની | |
| ૯ | ૧૧ | ૭ | ૧૧ = ૩૮ | |

(૯) મહોપનિષદ
(૧૧) પ્રાણાગ્નિહોત્ર

*આ ખરી રીતે ગૌડપાદનું માંડૂક્ય ઉપનિષદ ઉપરનું પ્રકરણ છે, છતાં ભૂલથી ઉપનિષદ મનાયું છે.
નોટઃ-ઉપરના કોષ્ટકમાં કૌંસમાં મૂકેલા આંક નારાયણની મુક્ત દીપિકામાં આપેલા અનુક્રમ નંબર સૂચવે છે.
+ફુટનોટ માટે જુઓ પૃ. ૨૦.

બીજો સમુચ્ચય ૧૦૮ ઉપનિષદોનો છે, અને તે દક્ષિણામ્નાયનો છે. તેમાં બાવન ઉપનિષદો ઉપરાંત ઘણાં ઉપનિષદો પ્રવેશ પામ્યાં છે આ સમુચ્ચયની સુચી અથવા અનુક્રમણી તે मुक्तिकोपनिषद् છે. આ સમુચ્ચય મોગલ રાજ્ય પછીનો હોવો જોઇએ. કારણકે દારા શિકોહના ફારસી ભાષાંતરમાં [ ઇ.'સ. ૧૬૩૭ ] માત્ર ૪૯ ઉપનિષદો દાખલ થયાં છે, અને તે કાશીના પંડિતો મારફત મેળવી તેમનાં ભાષાંતર કરાવ્યાનું જણાય છે. આ સમયમાં જો ૧૦૮ ઉપનિષદો ઉત્તર હિંદમાં પ્રચારમાં હોત તો તેનો ઉલ્લેખ થયા વિના રહેત નહિ. દારા શિકોહ અદ્વૈત વિદ્યાનો રસિક અભ્યાસી બાદશાહ શાહજહાંનનો રાજપુત્ર હતો, અને તેણે ઘણા શ્રમથી ઉપનિષદોનું સાહિત્ય એકત્ર કર્યું હતું. ઉપનિષદોના અસ્તિત્વની માહિતી તેને કાશ્મીરમાં મળી હતી, અને તેના સંગ્રહમાં પ્રસિદ્ધિમાં આવેલાં ઉપનિષદો ન આવે એ સામાન્ય રીતે મનાય તેમ નથી. "૧૦૮ ઉપનિષદોનું અર્થ સહિત પારાયણ કરવું." આ કથનમાં ઉપનિષદોનું પરમ તાત્પર્ય પ્રણવમાં છે, અને તે પ્રણવની વિદ્યા माण्डूक्यમાં ઘણી જ સંક્ષેપમાં आगम પ્રકરણમાં બતાવી છે, અને તે વિદ્યાનું વધારે સ્પષ્ટીકરણ અનેક ઉપનિષદોમાં થયું છે—એવું દૃઢ કરાવવા પ્રયત્ન થયો જણાય છે. આ ઉપરથી શંકરાચાર્યના પરમ ગુરૂ ગૌડપાદાચાર્યની કારિકાઓની ઉંડી છાપ આ ૧૦૮ના સંગ્રહકાર ઉપર પડી જણાય છે.

---

+ કેટલાક કઠશ્રુતિ નામ આપે છે. કઠશાખાના શ્રૌત સાહિત્યનો વહેલો લોપ થયો છે. કઠ શાખાની ત્રણ અવાંતર શાખાઓ કઠ, प्राच्य कठ, અને कपिष्ठलकठ થઈ હતી, અને તે શાખાના બ્રાહ્મણો સ્વાધ્યાય વિનાના થયા. માત્ર કાશ્મીરમાં તે શાખાનું રક્ષણ થયું જણાય છે. कठ ब्राह्मण જેના થોડા અંશો પ્રોફેસર લીઑપોલ્ડવૉન શ્રેડરને ઉપલબ્ધ થયા છે તેનો અવશેષ આ कठश्रुति उपनिषद् જણાય છે. કઠનો અપભ્રંશ કંઠ થયો અને તે ભ્રષ્ટ પાઠ પરંપરામાં ચાલ્યો જણાય છે. જુઓ—Adyar minor Upanishads Vol. I. Preface Pages XIV-XLVII.

વિષયાનુસાર ઉપનિષદોનો સમુચ્ચય કરી વિવેચન અને સંશોધન કરી પ્રસિદ્ધ કરવાનું માન થિયોસોફીકલ સોસાયટીને ઘટે છે. સને ૧૮૮૮માં કર્નલ ઓલકોટને પ્રોફેસર મેક્સ મ્યુલરે ઉપનિષદો પ્રસિદ્ધ કરવાનું સૂચન કર્યું હતું. સને ૧૯૦૫માં એફ. ઓટો. શ્રેડરને તે કામ સોંપવામાં આવ્યું હતું. તેમણે પ્રથમ વિભાગ ૧૯૧૨માં પ્રસિદ્ધ કર્યો, અને પશ્ચિમના મહાયુદ્ધના પરિણામમાં આ જર્મન વિદ્વાનની સાહિત્યપ્રવૃત્તિ આપણા દેશમાં અટકી પડી, અને ત્યારપછી બીજાના હાથે તે કામ પડ્યું. થિયોસોફીકલ સોસાયટીના ઉપનિષદોના સંપાદક તરફથી ઉપનિષદોનું વર્ગીકરણ નીચેના વિભાગોમાં થયું છેઃ—

| | | |
|---|---|---|
| ૧ | સંન્યાસ ઉપનિષદો | ૨૦ |
| ૨ | યોગ ઉપનિષદો | ૨૦ |
| ૩ | સામાન્ય વેદાંત ઉપનિષદો. | ૨૪ |
| ૪ | શૈવ ઉપનિષદો | ૧૫ |
| ૫ | વૈષ્ણવ ઉપનિષદો | ૧૪ |
| ૬ | શાક્ત ઉપનિષદો | ૮ |
| | | ૧૦૧ |
| | પ્રસિદ્ધ ઈશાદિ | ૧૦ |
| | | ૧૧૧ |

આ સર્વ ઉપનિષદો ઉપર उपनिषद ब्रह्मयोगीની સરલ ટીકા છે. આ ઉપનિષદોની આપણે સાત વ્યૂહમાં નીચે પ્રમાણે ગોઠવણી કરી શકીએઃ—

| પ્રસિદ્ધ તત્ત્વજ્ઞાનનાં દશ | સામાન્ય વેદાંતનાં | સંન્યાસનાં | યોગનાં | વૈષ્ણવમતાનુસારી | શૈવમતાનુસારી | શાક્તમતાનુસારી |
|---|---|---|---|---|---|---|
| ईश | अक्षि | आरुणी | अद्वयतारक | अव्यक्त | अक्षमालिका | त्रिपुरा |
| | अध्यात्म | लघु संन्यास | अमृतनाद | कलिसंतरण | | |
| कठ | अन्नपूर्णा | कुंडिका | अमृतबिन्दु | कृष्ण | अथर्वशिखा | त्रिपुरा- |
| | आत्मा | कठश्रुति | क्षुरिका | गरुड | | |
| केन | आत्मबोध | परमहंस | तेजोबिन्दु | गोपालतापिनी | अथर्वशिरस् | -तापिनी |
| | एकाक्षर | जाबाल | त्रिशिखी | —पूर्व | | |
| प्रश्न | कौषीतकी | ब्रह्म | -ब्राह्मण | —उत्तर | कालाग्निरुद्र | देवी |
| | गर्भ | आश्रम | दर्शन | तारसार | | |
| मुंडक | निरालम्ब | मैत्रेय | ध्यानबिन्दु | त्रिपाद्विभूति | कैवल्य | बह्वृच |
| | पैंगल | नारदपरिव्राजक | नादबिन्दु | -नारायण | | |
| मांडूक्य | प्राणाग्निहोत्र | निर्वाण | पाशुपत: | दत्तात्रेय | गणपति | भावना |
| | मंत्रिका | भिक्षुक | ब्रह्मविद्या | नारायण | | |
| ऐतरेय | महा | तुरीयातीतावधुत | मंडल— | | जाबाली | |
| | | | ब्राह्मण | | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| तैत्तिरीय<br>छान्दोग्य<br>बृहदारण्य | मंत्रिका<br>मुद्गल<br>मैत्रायणी<br>वज्रसूची<br>शारीरक<br>शुकरहस्य<br>सर्वसार<br>सावित्री<br>सुबाला<br>सूर्य<br>स्कंद | बृहत्संन्यास<br>परमहंसपरिव्राजक<br>परब्रह्म<br>बृहदवधूत<br>याज्ञवल्क्य<br>शाट्यायनीय<br>लघु-अवधूत | महावाक्य<br>योगकुंडलि<br>योग—<br>चूडामणि<br>योगतत्त्व<br>योगशिखा<br>वराह<br>शांडिल्य<br>हंस | नृसिंहतापिनी<br>पूर्व<br>—उत्तर<br>रामरहस्य<br>वासुदेव<br>हयग्रीव<br>रामतापिनी<br>पूर्व<br>रामतापिनी<br>उत्तर | दक्षिणामूर्ति<br>पंचब्रह्म<br>बृहज्जाबाल<br>भस्मजाबाल<br>रुद्रहृदय<br>रुद्राक्षजाबाल<br>शरभ<br>श्वेताश्वतर | सरस्वती<br>-हृदय<br>सीता<br>सौभाग्य-<br>लक्ष्मी |
| १० | २४ | २० | २० | १४ | १५ | ८ |

કુલ ૧૧૧ તેમાંથી ત્રણ તાપિની ના બબ્બે ખંડને એક ઉપનિષદ્ ગણીએ તો ત્રણ બાદ થતાં કુલ ૧૦૮ ઉપનિષદો થાય છે.

તંત્ર ગ્રંથોના અભ્યાસથી સમજાય છે કે ઉપરના શાક્તવિભાગમાં ગણાવેલાં ઉપનિષદો ઉપરાંત काली, तारा, कौल, अद्वैतभाव, अरुणा વિગેરે ઉપનિષદો છે. તેના ઉપર ભાસ્કરરાય અને અપ્પય્ય દીક્ષિતનાં વિવરણો છે. [ જુઓ Tantric Texts–Vol. IX ]. લિંગાયત અથવા વીરશૈવો એક યાદી પ્રમાણે ૩૫ ઉપનિષદોને સ્વીકારે છે; અને બીજી યાદી પ્રમાણે ૩૦ ઉપનિષદો સ્વીકારે છે.

વળી મી. શ્રેડરની તપાસમાં छागलेय, आर्षेय, शौनक અને याष्कल ઉપનિષદો હાથમાં આવ્યાં છે; અને તે પ્રાચીન શાખાને લગતાં સામાન્ય વેદાંતવર્ગનાં છે. તે ઉપરાંત तुरीयोपनिषद्, प्रबोधोपनिषद्, श्रीविद्यातारकोपनिषद् शिवतत्त्वोपनिषद्–એ ચાર ગાયકવાડ સીરીઝની સૂચી ઉપરથી અસ્તિત્વમાં હોય એમ જણાય છે.

ઉપર જણાવી ગયા તેમ ઉપનિષદોને વેદ સાહિત્યમાંથી છૂટાં પાડી સ્વતંત્ર સંગ્રહરૂપે ગોઠવવાનો પ્રસંગ શ્રી રામાનુજાચાર્યના જીવનસમયપર્યંત (૧૦૧૭–૧૧૩૭)માં થયો હોય એવો ઐતિહાસિક પુરાવો અદ્યાપિ મળી આવ્યો નથી. પરંતુ વિજયનગર રાજ્યના સમયે તેરમા ચૌદમા સૈકામાં સાયણ–માધવના વેદમાર્ગના પુનરુદ્ધારના બળવાન્ પ્રયત્નના ફળરૂપે મુખ્ય ઉપનિષદોની વિદ્યાનું સરલ વિવરણ સંગ્રહરૂપે થયું જણાય છે. આ વિવરણો શંકરાનંદ સ્વામીની દીપિકાઓ, અને વિદ્યારણ્ય સ્વામીની દીપિકાઓથી પકડાય છે. વધારે ચમત્કારિક સંગ્રહ વિવરણના રૂપનો વિદ્યારણ્ય સ્વામી (૧૩૫૦)નો अनुभूतिप्रकाश નામનો છે. આ શ્લોકબદ્ધ ઉપનિષદોના વિવરણરૂપ સંગ્રહમાં ૨૦ અધ્યાયો છે, અને રચના વેદશાખાને અનુસરતી ઘડેલી જણાય છે. નીચેના ક્રમમાં ઉપનિષદોનાં વિવરણો છેઃ—

| કયા વેદમાં અંતર્ગત | વિષય | અધ્યાય |
|---|---|---|
| ઋગ્વેદ | ऐतरेय उपनिषद् | १ |
| યજુર્વેદ | तैत्तिरीय उपनिषद् | २ |

| | | |
|---|---|---|
| સામવેદ | छान्दोग्य ऊपनिषद् | |
| " | ( श्वेतकेतुविद्या ) | ३ |
| | छान्दोग्य उपनिषद् | ४ |
| | ( सनत्कुमार विद्या ) | |
| | छान्दोग्य उपनिषद | ५ |
| | (प्रजापति विद्या) | |
| અથર્વવેદ | मुंडक उपनिषद् | ६ |
| " | प्रश्नोपनिषद् | ७ |
| ઋગ્વેદ (કૌષીતકી) | कौषीतकी उपनिषद् | ८ |
| | ( इन्द्रप्रतर्दन संवाद ) | |
| " | कौषीतकी उपनिषद् | ९ |
| | ( बालार्क अजातशत्रु संवाद ) | |
| વેદશાખા ( મૈત્રાયણી ) | मेत्रायणी उपनिषद् | १० |
| યજુર્વેદશાખા (કઠ) | कठवल्ली અથવા | ११ |
| | काठकउपनिषद | |
| યજુર્વેદ શાખા (શ્વેતાશ્વતર) | श्वेताश्वतर उपनिषद् | १२ |
| " (કાણ્વ) | बृहदारण्यक उपनिषद् | |
| | ( कण्वविद्या ) | १३ |
| " " | बृहदारण्यक उपनिषद् | १४ |
| | ( अजातशत्रु विद्या ) | |
| " " | " | १५ |
| | ( मैत्रेयी विद्या ) | |
| " " | " | |
| | ( मधु विद्या ) | १६ |
| " " | " | |
| | ( आश्वलायनादि मुनिबोध ) | १७ |
| " " | " | १८ |
| | ( जनकविद्या ) | |

સામવેદ (તલવકાર શાખા) केन उपनिषद १૯
શાખા „
અથર્વવેદ શાખા ( તાપનીય ) नृसिंहतापनीय उपनिषद्
( मंत्रराजप्रणवविद्या ) ૨૦

ઉપનિષદોનું સરલ વિવરણ આ સંગ્રહમાં જેવું છે તેવું કોઈ સંસ્કૃત ગ્રંથમાં નથી. તેમાં તાત્પર્યનો સંગ્રહ છે; અને વેદદ્વારા જેમને ઉપનિષદો સ્વાધ્યાયથી પ્રાપ્ત નથી તેવા ત્રૈવર્ણિકો અને ઈતર સર્વ વર્ણના બ્રહ્મજ્ઞાનના અધિકારીઓને મૂલ ઉપનિષદોનું શુદ્ધ પ્રતિબિંબ આ अनुभूतिप्रकाश આપે છે. ઉપનિષદમાં વર્ણવેલા રહસ્યનું નામ વિદ્યા આપવામાં આવ્યું છે, અને મને લાગે છે કે विद्यारण्य સ્વામીએ પોતાના નામની મુદ્રા આ ગ્રંથ ઉપર મારી જણાય છે.

શ્રી શંકરાનંદ સ્વામી (૧૩૦૦) ના આત્મપુરાણમાં રચના લગભગ ઉપર પ્રમાણે છે, પરંતુ તેમાં કથા અને ઉપકથાઓ ચોવીસ. ઉપનિષદોમાંથી દાખલ કરી નાનાં મોટાં સર્વને સમજાય તેવી પુરાણની આખ્યાયિકા પદ્ધતિથી ઉપદેશ છે.

अनुभूति प्रकाशमां એકંદર ૧૨ ઉપનિષદોનું વિવરણ છે, અને ઈશ ઉપનિષદ્‌ના મંત્રોનો ભાવ बृहदारण्यकના વિવરણમાં લીધો છે તેથી એકંદર ૧૩ ઉપનિષદોના તાત્પર્યવિવરણનો સંગ્રહ કહેતાં અડચણ નથી. આ તેર ઉપનિષદો ઉપર શાંકરવેદાંતના સિદ્ધાન્તનું બંધારણ છે, અને તે ઉપનિષદો તથા તેને અનુસરતાં सामान्य वेदांत ઉપનિષદો ઉપર ખરી રીતે પ્રસ્થાનત્રયીનું श्रुतिप्रस्थान રચાયું છે. શ્રુતિ વાક્યોનો સમન્વય બ્રહ્મસૂત્રના પ્રથમાધ્યાયમાં ન્યાય પદ્ધતિથી કરવામાં ઉપરનાં તેર ઉપનિષદોનો મુખ્ય આધાર લેવામાં આવ્યો છે. अनुभूतिप्रकाश લખાયા પહેલાં અથવા તે અરસામાં માધવાચાર્યે, જ્યારે તેઓ મંત્રીપદ ઉપર હતા ત્યારે, सूतसंहिता ઉપર तात्पर्य दीपिका લખી છે. સૂતસંહિતા સ્કંદપુરાણનો એક ભાગ છે. તે સંહિતાના ચોથા यज्ञवैभवखंडना

ઉત્તર ભાગમાં બ્રહ્મગીતા નામનું પ્રકરણ આવે છે. તેના બાર અધ્યાયો છે. તેમાં નીચેનાં ઉપનિષદોનું શ્લોકબદ્ધ વિવરણ છે.

| | | |
|---|---|---|
| ઉપોદ્‌ઘાત | અધ્યાય | ૧ |
| સમગ્ર વેદાર્થ વિચાર | ,, | ૨ |
| ઐતરેય તથા તૈત્તિરીય ઉપનિષદ્ વ્યાખ્યાન | ,, | ૩ |
| કેનોપનિષદ્ વ્યાખ્યાન | ,, | ૪ |
| છાન્દોગ્યનું સ્વાદેશપ્રકરણ અથવા મહાવાક્ય પ્રકરણ | ,, | ૫ |
| છાન્દોગ્યની દહરોપાસનાનું પ્રકરણ | ,, | ૬ |
| મુંડક ઉપનિષદ્ વ્યાખ્યાન | ,, | ૭ |
| કૈવલ્ય ઉપનિષદ્ વ્યાખ્યાન | ,, | ૮ |
| બૃહદારણ્યકનું મૈત્રેય બ્રહ્મબોધ પ્રકરણ | ,, | ૯ |
| ,, અંતર્યામી સ્વરૂપ પ્રકરણ | ,, | ૧૦ |
| કાઠક ઉપનિષદ્ વ્યાખ્યાન | ,, | ૧૧ |
| સર્વોપનિષદ્‌સાર વિચાર | ,, | ૧૨ |

આ ગ્રંથમાં બ્રહ્મતત્ત્વને શિવ સ્વરૂપે વર્ણન કરી ઉપનિષદ્ સિદ્ધાંત અને શૈવાગમ સિદ્ધાંતની એકવાક્યતા કરી છે.

દક્ષિણના હિંદુ રાજ્યના સમયમાં (૧૩૫૦) ઉપનિષદોનાં વિવરણોનો સંગ્રહ સર્વવર્ણના અર્થે જેવો ઉદાર ભાવે વિદ્યારણ્ય સ્વામીએ કર્યો, તેવો ઉપકાર ઉત્તરના મોગલ રાજ્યના સમયમાં ઇ. સ. ૧૬૩૭માં શાહજહાન બાદશાહના પુત્ર દારાશિકોહે ઉપનિષદોના ફારસી ભાષાંતર વડે કર્યો છે. આ ભાષાંતરને લગતી માહિતી ઘણી આકર્ષક છે. તે વડે દારા શિકોહની વિદ્યારસિકતા અને ધર્મની વિશાળ ભાવના ઉપર મોટો પ્રકાશ પડે છે. દારા પોતાની પ્રસ્તાવનામાં લખે છે કે "હું હીજરી ૧૦૫ માં (૧૬૨૦ ઇ. સ.) ફકીરરૂપે કાશ્મીર દેશમાં ગયો ત્યાં અને સર્વ વિદ્યામાં નિપુણ હજરત મુલ્લાંશાહનાં

દર્શન થયાં. તે સંત એક ખુદાના વિચારક હતા. તેમણે ઘણા ધર્મોના ગ્રંથો જોયા જાણ્યા છે, અને તેના ઉપદેશકોની મુલાકાત લીધી છે. તેમના અભિપ્રાય પ્રમાણે કુરાનના કેટલાક પ્રશ્નો એવા છે કે સાધારણ માણસો તે સમજી શકે તેમ નથી. તે સમજવા સારૂ તેમણે તોરહ્ત, અનજીલ, ઝબુર, અને બીજી ઘણી કિતાબો વાંચી છે. પણ તેનાથી એકેશ્વરવાદના રહસ્યનો ખુલાસો તેમને થયો નહિ. તેમને દીલગીરી થઇ કે કેટલાક એક પરમેશ્વરને માને છે. પરંતુ બીજા ધર્મના એક પરમેશ્વરને માનનારા સાથે એવી ખરાબ રીતે વર્તે છે કે તેઓ પોતાના ધર્મસિદ્ધાંતને લાંછન લગાડે છે. તેવા મનુષ્યો ખુદાના ધોરી રસ્તાના લુંટારા છે. હજરત મુલ્લાંશાહ જણવે છે કે હિંદુઓના જૂના ધર્મમાં ચાર વેદો છે. આ ચાર ગ્રંથો પેગંબરી ધર્મના ઉદય પહેલાંના છે. તે ચાર વેદનાં નામ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ છે. વેદવાદીઓ મોટામાં મોટા તત્ત્વને બ્રહ્મ કહે છે આ તત્ત્વમાંથી દુનીઆની સઘળી ચીજો પેદા થઈ છે. આ વિદ્યા વેદમાં સમાયેલી છે. પણ આ વેદના સારભૂત એક લાખ મંત્રોવાળાં ઉપનિષદો છે. તેના ઉપર વિદ્વાનોએ ટીકા અને નિબંધો લખ્યા છે. આ લોકો એમ માને છે કે ધર્મનો સાર તેમાં રહેલો છે. તેથી તેનો નિત્ય પાઠ કરે છે.''

દારા પુનઃ લખે છે કેઃ—" મેં હિંદુઓના પવિત્ર ક્ષેત્ર કાશીમાંથી ઘણા પંડિતો અને સંન્યાસીઓને નિમંત્રણ કરી ઉપનિષદોનું ભાષાંતર ફારસીમાં કરાવ્યું છે. અને મને લાગે છે કે પુરાણા વિચારકોના અને પેગંબરીના ભેદો આમાં સમાયેલા છે. આ ઉપનિષદોના તરજુમો હીજરી ૧૦૬૭ ( ઇ. સ. ૧૬૩૭ )માં થયો છે. અદ્વૈતવાદમાં સમાયેલા સઘળા ગહન પ્રશ્નોનો ખુલાસો તેમાં છે. બીજે જે કંઈ ખુલાસા મને મળ્યા નથી તે ખુલાસા મને આથી મળ્યા છે. કુરાનમાં જે વિદ્યા છે તેને અનુસાર આ એકેશ્વરી વિદ્યા છે. ખરી રીતે કુરાન

ઉપરની આ ટીકા હોય એવું છે. કુરાનની નીચેની પંક્તિઓ આ ગુપ્ત ગ્રંથોને લગતી હોય એવું જણાય છેઃ—

अन्ना क़ुरान करीम फ़ीकीतावे मकनून
लाय्य मस्सहुहल्ला अल्मुत्र हरोयत्तझील

ભાવાર્થઃ—કુરાને કરીમ એક કીતાબમાં ગુપ્ત છે. જે લોકો પાકદીલના નથી તેને તે કીતાબ સમજાતી નથી. આખી દુનીઆના માલીક તરફથી ઉતરી આવેલી તે કીતાબ છે.'

દારા લખે છે કે—"મારા ધારવા પ્રમાણે ઉપરનું કુરાનનું વાકય તોરેદ, ઝબુલ, અનઝીલ વિગેરે ગ્રંથોને લાગુ પડી શકતું નથીઃ પણ ઉપનિષદની ગુપ્ત વિદ્યાને લાગુ પડે છે. કુરાનના વાક્યના ભાવ ઉપનિષદ્‌માં પ્રતિબિંબ પામતા જણાય છે. અને બીજે કંઇ જણાયું નથી તે આમાથી જણાયુ છે.

આ તરજુમો કરાવવાનો મારો હેતુ એવો છે કે મારે પોતે આ વિદ્યા ભણવી અને સમજવી, તથા મારા વાલીવારસો મિત્રો તથા ખરા ખુદાની ખોજ કરનારા છે તેને આ તરજુમાથી લાભ આપવો આ તરજુમાનું નામ સિરે અકવર એટલે "મોટી ગુપ્ત વિદ્યા" રાખવામા આવ્યું છે જે લોક ખુદાના પુસ્તક તરીકે આને સમજી, ખોટા ખ્યાલો અને વિરોધી ભાવો મૂકી દઇ, આ તરજુમો વાંચી સમજશે તેઓ આ દુનિયાના બંધનથી છૂટશે."

દારાશિકોહના ઉપોદ્‌ઘાતની ઉપરની મતલબ સર્વ હિંદુ મુસ્લિમની એકતાના હિમાયતીઓને ચમત્કારિક લાગ્યા વિના નહિ રહે. સર્વ વિરોધોનું શમન પરસ્પરની સંસ્કૃતિની ઊંડી સમજણમાં છે, અને તેવી સમજણ અકબરમાં હતી, અને દારાશિકોહમાં પણ હતી. દારાએ નૃસિંહાશ્રમ નામના સમર્થ પંડિત, જેમને सर्वविद्यानिधान નામની શાહજહાન બાદશાહે પદવી આપી હતી, તેમની પાસે અદ્વૈત દીક્ષા લીધી હતી.*

*જુઓ कवीन्द्राचार्य सूचिपत्र–પૃ. ૧ ગાયકવાડ ઓરિયંટલ સીરીઝ.

દારાશિકોહની બહેન કીર્તિમા ઉરફે " જહાનઆરા " સુરીમતની યોગિની હતી. સુરીમતની અદ્વૈત દીક્ષા પ્રથમ દારાએ હજરત મુલ્લાંશાહ પાસે લીધી હતી. તવાકુલ બેગ (Neshkhli-i-Ahwal Shahi) જે હજરત મુલ્લાંશાહના શિષ્ય થાય તે જહાન આરાની દીક્ષા સંબંધમાં લખે છે કે:—

" આ રાજકુમારીના ઘણા પત્રો આ ગુરુએ વાંચ્યા હતા. અને બાજુએ રાખી મૂક્યા હતા. છેવટે જ્યારે તેમની ખાત્રી થઇ કે આ કુમારી ખરેખરી પ્રભુના માર્ગની આતુર છે, અને નિશ્ચયવાળી છે ત્યારે તેણે તેને મદદ આપવાનો અને દીક્ષા આપવાનો ઠરાવ કર્યો. પણ આ બાઇને તેમણે કદી જોઈ ન હતી. આ કુમારીએ " રીસાલા સાહીબીઆ " નામના પોતાના ગ્રંથમાં પોતાની દીક્ષા બાબત લખ્યું છે, અને તેનો ઉતારો તવાકુલ બેગ આપે છે. મુલ્લાંશાહને શ્રદ્ધાભક્તિપૂર્વક તે શી રીતે શરણ થઈ તેનું વર્ણન આપે છે; અને ગુરુ ભાવે તેણે શી રીતે દીક્ષા માગી તે પણ જણવે છે. તે બાઇ કહે છે કે મુલ્લાંશાહ જ્યારે પોતાના પિતા શાહજહાનને મળવા આવ્યા ત્યારે તેમનાં દર્શન પડદા પાછળથી તેને થયાં હતાં. આ પ્રસંગ કાશ્મીરમાં બન્યો હતો. આ દર્શન પછી જહાનઆરાની શ્રદ્ધા અને આતુરતા વધતી ગઇ. તેનું મન ખુદાના આવેશથી ભરાવા લાગ્યું બીજે દિવસે મુલ્લાંશાહના પ્રતિનિધિ તરીકે તેના ભાઈ દારાશિકોહે સુરીમતની દીક્ષા આપી; ત્યાર પછી તે પોતાના મહેલના નિજમંદિરમાં જઇ મધ્યરાત્રે પોતાનો ક્રમ સાધતી હતી. તે ધ્યાનમગ્ન દશામાં મસ્ત થઇ રહેતી હતી. પરમેશ્વરને પૂર્ણ સત્તારૂપે ચિંતવવાનો યોગ પોતાને મળ્યો તે બદલ તે રાજકુમારી ઉપકાર સાથે કહે છે કે:—

" જેઓ પ્રભુના પૂર્ણરૂપને જ્ઞાનવડે સમજતા નથી તેઓ મનુષ્ય નથી પણ પશુ છે, જેઓ આવા જ્ઞાનવાળા હોય છે તેઓજ પ્રભુની પૂર્ણકૃતિઓ છે. જીવનું પિંડવાળું મર્યાદિત રૂપ આ પૂર્ણ-

રૂપમાં-અંતર્ગત થાય છે. તે ખરી રીતે સમુદ્રમાં દૂધકાની માફક ઓગળી જાય છે. મોટામાં નાનાનો ગ્રાસ થાય છે.

મુલ્લાંશાહનો આ રાજકુમારી પ્રતિ અનુગ્રહ હતો; અને તે એમ કહેતા હતા કે પોતાના તરફથી દીક્ષા આપવામાં તે વકીલ થઇ શકે તેવી યોગ્યતા ધરાવતી હતી. +

આ ભાઇ-બહેન—દારા અને જહાનઆરા—ઔરંગઝેબનાં મુસ્લિમ ધર્માંધતાના ભોગ થઇ પડયા. દારાનું ખુન થયું: અને હિંદુ-મુસલમાનના ઔપનિષદ અને સુફીમતની અપૂર્વ શૃંખલા થવાના યોગનો ભંગ થયો, અને હિંદુ-મુસલમાનના વિરોધ આચાર-વિચારના વધી ગયા પરંતુ તત્ત્વજ્ઞાનનાં બીજકો દારાએ નાંખેલાં પરમેશ્વરના કોઇ અગમ્ય સંકેતથી પશ્ચિમમાં ઉગી નીકળ્યાં. ઇ. સ. ૧૭૭૫માં ઝદ અવસ્થાના શોધક એન્કવેટીલ ડયુ પેરોન (Anquetil Du perron)ને દારાનો ઉપનિષદોનો ફારસી તરજુમો બંગાળાના સુરાજ ઉદ્ દૌલાના રાજ્યમાં આવી રહેલા ફ્રેંચ રેસિડેન્ટ લા. જેન્ટીલે (Le Gentle) મિત્ર તરીકે બક્ષીસ કર્યો. ડયુ પેરોને તેનું લેટિનમા ભાષાંતર સને ૧૮૦૧-૦૨માં પ્રસિદ્ધ કર્યું (Theologia et philosophia Indica On Aupaniskhat 2 Vols Argentorate 1801-1802 by Du perron Anquetil). તે ભાષાતર જર્મન તત્વવેત્તા શોપેનહોરના હાથમા આવ્યુ. તે ભાષાંતરની ઉંડી અસર શોપેનહોર ઉપર થઇ. તે તત્વવેત્તા પોતાના ગ્રંથમાં* લખે છે કે:—

વેદાંતજ્ઞાનથી થયેલા લાભના ભોગવનાર વાચકો થયા છે તે ઉપરાંત ઉપનિષદોએ વર્તમાન સેકામા જીવનાર મનુષ્યો ઉપર પાછલા સૈકામાં જીવન ગાળનાર કરતાં વધારે ઉપકાર કર્યો છે, મારા અભિપ્રાય

---

+ જુઓ "Rabia-The mystic by Margaret Smith (Cambridge University-Press, 1928.)

* Welt-alse Wilb and Vorstellung, Translated by Haldane and Kemp. Vol I. P. XII-XIII

પ્રમાણે પંદરમા સકામાં ગ્રીક સાહિત્યના પુનરુદ્ધારવડે જે અસર થઈહતી તેનાથી કોઇ રીતે ઓછી અસર સંસ્કૃત સાહિત્યના પુનરુદ્ધારથી થવાની નથી. જો વાચકને પુરાણા હિંદુઓના જ્ઞાનની પ્રાપ્તિ થઈ હશે અને તે વિચારો પચ્યા હશે, તો મારા સિદ્ધાંતને સમજવાનો તેને મુખ્ય અધિકાર છે એમ હું સમજીશ. હું એવું માનું છું કે જે વિચારોનાં સૂત્રો ઉપનિષદોમાં છૂટાંછવાયાં અને વિખરાયેલાં માલમ પડે છે તેની વ્યવસ્થા હું જે તત્વપદ્ધતિ રજુ કરવા માંગું છું તેનાથી ફળે તેવી છે. જો કે તેનાથી ઉલટું મારી વિચાર પદ્ધતિ ઉપનિષદોમાંથી ઉભી થાય તેવો સંભવ નથી.....આ ઉપનિષદોની પ્રત્યેક પંક્તિ કેવા ચોક્કસ સ્પષ્ટ અને મધુર અર્થને વ્યક્ત કરે છે! પ્રત્યેક વાકયમાંથી કેવા ઉંડા અપૂર્વ અને ભવ્ય વિચારો પ્રકટ થાય છે, અને સમગ્ર ગ્રંથમાં લેખકના ઉદાર, પવિત્ર અને ઉત્સાહવાળા આશયો કેવા ઝળકે છે! આખા વિશ્વમાં મૂલગ્રંથ વિના ભાષાંતરના રૂપમાં પણ કોઇ અભ્યાસ લાભદાયક અને આપણા મનને ઊંચી દિશામાં લઇ જનાર હોય તો તે આ ઉપનિષદો જ છે. તે ગ્રંથોમાં મારા જીવનનો વિષય છે, અને પ્રાયણપર્યંત તે વડે મને શાંતિ મળતી રહેશે"

ઉપનિષદોની વિદ્યાની આ પ્રસાદી હિંદુસ્થાનમાં જ રચીપચી રહી તેમ નહિ, પરંતુ હજરત મુલ્લાંશાહના સુફીમતના અદ્વૈતગામી અભ્યાસે દારાશિકોહનું અને તેની બહેન જહાનઆરાનું મન આકર્ષ્યું. દારાએ ઉપનિષદોનો ફારસીમાં તરજુમો કરાવ્યો; તે બીજેકો ડયુ પેરોન મારફત યુરોપમાં ગયાં; ને લેટીન ભાષામાં ઉગી નીકળ્યાં, અને જર્મનીમાં શોપેનહોરના મનમાં અંકુરિત થયા; તેની તત્ત્વજ્ઞાનની પદ્ધતિમાં વેલીની માફક તે વિદ્યા પેસી ગઈ; અને ઓગણીસમા સૈકામાં પુનઃ તેનાં ફળો પશ્ચિમમાંથી પૂર્વમાં પુનઃ હિંદુસ્થાનમાં આવ્યાં. ખરેખર વસ્તુસત્ય દેશ અને કાળની મર્યાદાનું અતિક્રમણ કરે છે. તે સત્ય બળાત્કારથી, છળાત્કારથી, અથવા હઠાત્કારથી અટકાવી શકાતું નથી તેનો આ બળવાન સાહિત્યક્ષેત્રનો પુરાવો છે.

## પ્રકરણ ત્રીજું

# ઉપનિષદ્ સાહિત્યના મુખ્ય પ્રવર્તકો.

## (૧) મહીદાસ ઐતરેય

મંત્ર-બ્રાહ્મણના અંતમાં આવતા ઉપનિષદ્ સાહિત્યનું શ્રૌત વાઙ્મયમાં સ્થાન અને તેનું વર્ગીકરણ વિચાર્યા પછી બહિરંગ તરીકે તે સાહિત્યના મુખ્ય વિચારકો કોણ કોણ થયા છે તે જાણવાની અગત્ય રહે છે. કોઇપણ તત્ત્વજ્ઞાનની શાખાના વિચારો, પછી તે અધિભૂત વર્ગના હોય, કે અધિદૈવ વર્ગના હોય, કે અધ્યાત્મ વર્ગના હોય-તે જ્યાં સુધી તે વિચારોના સ્થાપક પુરુષોના જીવનતંત્રને સમજવામાં ન આવે, ત્યાં સુધી શુદ્ધ રૂપે સમજાતા નથી, એટલું જ નહિ પણ તેની ઇતર વિચારો સાથેની સરખામણી અથવા કદર આપણે કરી શકતા નથી. મંત્ર સંહિતા કાળના ઘણા તત્ત્વચિંતકોનાં ચિંતનો બહુ ઝાંખા રૂપમાં અથવા અવ્યક્ત દશામાં આપણને ઋગ્વેદમાં મળી આવે છે, અને તે ચિંતનોના કરનારા ઋષિઓનાં માત્ર નામશેષ અનુક્રમણીમાંથી મળે છે, અને ઘણેભાગે સાચા ઋષિનાં નામ સંહિતાકાળે ન જણાયાથી કલ્પિત ઋષિ તરીકે મંત્રદ્રષ્ટાનાં નામ ચાલ્યાં આવે છે. ઉદાહરણ તરીકે અઘમર્ષણ સૂક્ત (ઋ. ૧-૧૫; ૨-૩૭)ના અઘમર્ષણ ઋષિ; પુરુષ સૂક્તના (ઋ. ૧૦-૯૦)ના નારાયણ ઋષિ; હિરણ્યગર્ભ સૂક્તના (ઋ. ૧૦-૧૨૧) હિરણ્યગર્ભ ઋષિ વગેરે ઋષિઓ ઐતિહાસિક વ્યક્તિઓ નથી, પરંતુ સૂક્તની દેવતા ઉપરથી અથવા વિષય ઉપરથી ઉપજાવેલી કલ્પિત

મૂર્તિઓ છે. આવાં અવ્યક્ત ચિંતનોનાં સૂક્તોમાંથી એટલું તો તારવી શકાય છે કે કહેવાતા ઋષિઓ કલ્પિત છે, તોપણ તેમાં અંતર્ગત થયેલા વિચારોના પ્રવર્તક પુરુષોમાં અમુક પ્રકારની સાંપ્રદાયિક ભાવના પ્રવેશ પામેલી છે, અને તે વડે સ્પષ્ટ દર્શન નથી તોપણ અસ્પષ્ટ વિચારોની છાયા આપણે પકડી શકીએ છીએ. ઉદાહરણ તરીકે ऋतं च सत्यं च એ અઘમર્ષણ સૂક્તમાંથી (ઋ. ૧–૧૯૦) કાલવાદીનો કાલવાદ ઉત્પન્ન થયેલો જણાય છે; પ્રજાપતિ સૂક્ત અથવા नासदीय सूक्त (ઋ. ૧૦-૧૨૯) ઉપરથી આપણને પ્રકૃતિકારણવાદનું મૂલ રૂપ સમજાય છે; બ્રહ્મણસ્પતિ (ઋ. ૧૦-૭૨)ના ॐ देवानां नु वयं સૂક્ત ઉપરથી સમજાય છે કે જગત્ કારણ "દેવતામયી અદિતિ" છે. અનિલ સૂક્ત* वातस्य नु महिमानम् (ઋ. ૧૦-૧૬૮)માંથી પ્રાણવાદનું સ્વરૂપ ઉભું થયું જણાય છે; પુરુષ સૂક્ત सहस्रशीर्षा पुरुषः (ઋ. ૧૦-૯૦) ઉપરથી યજ્ઞભાવના રૂઢ થયેલી અને જગત્ કારણ પરમેશ્વર જગતની ઉત્પત્તિ વિગેરેમાં મનોમય યજ્ઞ જ કરે છે એવું સમજાય છે; हिरण्यगर्भः समवर्तताग्रे એ હિરણ્યગર્ભ સૂક્ત (ઋ. ૧૦-૧૨૧) જગત્ કારણ હિરણ્યગર્ભ તે "કોણ" એ પ્રશ્ન ઉપસ્થિત કરી અજ્ઞેયવાદને પ્રકટ કરે છે; દીર્ઘતમસનાં ते हि द्यावापृथिवी (ઋ. ૧-૧૬૦-૬; ૧-૧૬૪) સૂક્તો જગત્ કારણ એક સદ્ વસ્તુ છે એવું સ્થાપે છે, અને અનેક દેવતાઓ તેનાં ભિન્ન ભિન્ન નામરૂપો છે એમ એક તત્ત્વવાદનું પ્રતિપાદન કરે છે. આ વિગેરે અનેક ઋગ્વેદનાં સૂક્તો ઉપનિષદ્‌ના જગત્ કારણનાં ચિંતનોનાં પુરોગામી છે, અને તે તે વાદનું વિશેષ સ્પષ્ટીકરણ ભિન્નભિન્ન ઉપનિષદોમાં થયું છે, અને છેવટે સદ્ વસ્તુવાદમાંથી એક અદ્વિતીય બ્રહ્મવાદ સઘળાં ઉપનિષદોમાં સારરૂપે પેઠેલો સમજાય છે. જગત્ કારણના સંબંધમાં વિચારોનું આ ક્રમપૂર્વક પ્રકટીકરણ બ્રાહ્મણ

---

* વળી જુઓ અથર્વવેદ ૨૨–૬–૧.
प्राणाय नमो यस्य सर्वमिदंवशे । यो भूतसर्वस्येश्वरो यस्मिन्सर्वं प्रतिष्ठितम् ॥

ગ્રંથોમાં વધારે થયું છે, અને ઉપનિષદોમાં તેનો સમન્વય થયો જણાય છે. બ્રાહ્મણ ગ્રંથોના અને તેમાં પણ આરણ્યક વિભાગના મુખ્ય વિચારકો, જેમણે ઉપનિષદની બ્રહ્મવિદ્યાની ક્રમપૂર્વક સ્થાપના કરી છે તે, કંઇક કાલ ક્રમાનુસાર નીચે પ્રમાણે તારવી શકાય છેઃ—

૧ શ્રુતર્ષિ મહીદાસ ઐતરેય—ઋગ્વેદના ઐતરેય આરણ્યક અને ઐતરેય ઉપનિષદ્ના મુખ્ય શાખા-પ્રવર્તક અને प्रज्ञानं ब्रह्म "બ્રહ્મ શુદ્ધ જ્ઞાનમયતત્ત્વ છે" એ મહાવાક્યના સમર્થક.

૨ શ્રુતર્ષિ ઉદ્દાલક આરુણિ—સામવેદના છાન્દોગ્ય ઉપનિષદ્ના પ્રધાન વિચારક, અને શ્વેતકેતુના પિતા. 'तत्वमसि' તું (જીવ) તે (બ્રહ્મ) છું"–એ મહાવાક્યના સિદ્ધાંતના સ્થાપક.

૩ દેવર્ષિ વરુણ—કૃષ્ણ યજુર્વેદની તત્તિરીય શાખાના મહર્ષિ, પંચકોશ વિદ્યાના સ્થાપક, અને બ્રહ્મ આનંદમય વસ્તુ છે એવા નિર્ણયના પ્રવર્તક.

૪ યાજ્ઞવલ્ક્ય યોગીશ્વર—શુક્લ યજુર્વેદની શાખાના પ્રવર્તક; શતપથ બ્રાહ્મણની રચના કરનાર, અને બૃહદારણ્યક અને તેમા અંતર્ગત બૃહદારણ્યક ઉપનિષદ્ના પ્રમુખ તત્ત્વનિષ્ઠ મહર્ષિ, अहं ब्रह्मास्मि-હું બ્રહ્મ છું', એવા શુદ્ધ અનુભવવાચક મહાવાક્યના સ્થાપક.

૫ માંડૂક્ય મુનિ—અથર્વવેદની એક શાખાના પ્રવર્તક, પ્રણવ વિદ્યાના સંગ્રાહક, અને अयमात्मा ब्रह्म-આ આત્મા બ્રહ્મ છે એ મહાવાક્યના સ્થાપક.

૬ પિપ્પલાદ મુનિ—અથર્વવેદના રહસ્યકાંડના સંગ્રાહક અને પ્રવચનકાર.

૭ રાજર્ષિ જનક—બ્રહ્મવિદ્યાના ઉત્તેજક અને યોગીશ્વર યાજ્ઞવલ્ક્યના શિષ્ય...

૮ રાજર્ષિ પ્રવાહણ જૈબલિ—શ્વેતકેતુ અને તેના પિતા ઉદ્દાલકના પણ દેહોત્પત્તિ વિદ્યાના સંબંધમાં ગુરુ.

૯ સત્યર્ષિ સત્યકામ જાબાલ—દાસીપુત્ર છતાં બુદ્ધિ અને સંસ્કારના પ્રભાવ વડે બ્રહ્મવિદ્યા મેળવનાર અને સ્વતંત્ર જાબાલ શાખાના પ્રવર્તક ઋષિ

૧૦ બ્રહ્મર્ષિ સયુગ્વા રૈક્વ—દરિદ્રી બ્રાહ્મણ, પણ વિદ્યામાની બ્રહ્મર્ષિ, જેણે શૂદ્ર રાજાની કન્યા દાનમાં લઈ બ્રહ્મવિદ્યાનો પ્રચાર કર્યો.

૧૧ રાજર્ષિ ગાર્ગ્યાયન—ઋગ્વેદની શાંખાયન અથવા કૌષીતકી શાખાના વિચારક જેણે સગુણ બ્રહ્મવાદનું અને પ્રાણ બ્રહ્મવાદનું ઉદ્દાલક અને તેના પુત્ર શ્વેતકેતુને ભાન કરાવ્યું.

૧૨ રાજર્ષિ પ્રતર્દન દૈવોદાસિ—પ્રાણબ્રહ્મવાદને પ્રજ્ઞાબ્રહ્મવાદમાં ચઢાવી પ્રજ્ઞાનંબ્રહ્મ મહાવાકયની સાબિતી કરી.

ઉપનિષદ્ સાહિત્યમાં અનેક શ્રોતા-વક્તા ઋષિઓ અને વાદી-પ્રતિવાદીઓ આવે છે, પરંતુ ઉપનિષદની વિદ્યાની શ્રુતિ, યુક્તિ અને અનુભવ વડે એકવાકયતા કરનારાઓમાં ઉપરના બાર વિચારકો ખાસ આપણી નજરને ખેંચે તેવા છે. તેમના સિદ્ધાંતોની ચર્ચા આપણે ઉપનિષદોની અંતરંગ પરીક્ષા પ્રસંગે કરીશું. પણ આ પ્રકરણમાં આ વિચારકોના સંબંધની ભાગીતુટી જીવનકથા વર્ણવવા પ્રયત્ન કરીશું.

### (૧) મહીદાસ ઐતરેય.

એક ઋષિને પોતાના વર્ણની સ્ત્રી ઉપરાંત ઇતર વર્ણની સ્ત્રીઓ હતી. તેમાંની એકનું નામ ઇતરા હતું, તેના પુત્રનું નામ મહીદાસ

ઐતરેય હતું. મહીદાસના પિતાનો આ પુત્ર ઉપર, સવર્ણોના પુત્રો ઉપર જેવો ભાવ હતો, તેવો ન હતો. એક યજ્ઞમંડપમાં તે પુત્રો સાથે ઋષિ ગયા. ત્યાં મહીદાસ વિના સર્વ પુત્રોને વાત્સલ્યથી તેણે ખોળામાં લીધા. આ પ્રસંગ વડે મહીદાસને ઘણું ખોટું લાગ્યું. તે પોતાની માતા પાસે રડતો ગયો, અને હકીકત કહી. માએ મહી એટલે પૃથ્વી પોતાની કુલદેવતા હતી તેને પ્રાર્થના કરી. એમ કહેવામાં આવે છે કે યજ્ઞવેદિ આગળ પૃથ્વીદેવીએ એવી વાણી કરી કે "મહીદાસ સર્વ કુમારોમાં શ્રેષ્ઠ છે." વળી તેને આશીર્વાદ આપ્યો કે તું બ્રાહ્મણ વાઙ્મયનો દ્રષ્ટા થઇશ. ત્યારપછી अग्निर्वै देवानामवमः એ મંત્રથી આરંભ પામતા અને स्तृणुते स्तृणुते એ મંત્રથી અંત પામતા ચાળીસ અધ્યાયોના બ્રાહ્મણોની તેને સ્ફૂર્તિ થઇ. આ ગ્રંથને ऐतरेय ब्राह्मण કહે છે. તે શાખા પ્રવર્તક મહર્ષિ થયા, અને ઋગ્વેદની શાખાનું ऐतरेय आरण्यक અઢાર અધ્યાયનું અને ત્રણ અધ્યાયનું ऐतरेय उपनिषद् તેમના તરફથી સ્વાધ્યાયક્રમ વડે પ્રચલિત થયું.*

આ વાત ઉપરથી એટલું ફલિત થાય છે કે ઘણું કરીને શૂદ્ર જાતિની સ્ત્રીથી ઉત્પન્ન થયેલો આ બ્રાહ્મણ પિતાનો બાળક હશે. ઐતરેય શબ્દ ઇતરજાતિની સ્ત્રીનો પુત્ર એવો ભાવ સ્પષ્ટ જણાવે છે, અને મહીદાસ નામ +શૂદ્રવર્ણનું ભાન કરાવે છે. આ બાળક માત્ર વિદ્યાના પ્રભાવથી જ શાખાપ્રવર્તક થયો જણાય છે.

---

*જુઓ ऐतरेय ब्राह्मण ઉપરના સાયણાચાર્યના ભાષ્યનો ઉપોદ્ઘાત.

+બ્રાહ્મણ અને ક્ષત્રિય જાતિના વિચારકો ઉપરાંત રહસ્ય વિદ્યાના રસિક ઇતરજાતિના વિદ્વાનો ઉપનિષદો જોતાં ઘણા થયા જણાય છે. ઉદાહરણ તરીકે : (૧) સત્યકામ જાબાલ, (૨) કવશ ઐલૂશ—એ દાસીપુત્રો હતા. જુઓ छान्दोग्यउपनिषद् જેમાં બ્રહ્મવાદી કવશ ઐલૂષ દાસીપુત્ર તરીકે જણાવ્યા છે.

છાન્દોગ્ય ઉપનિષદ્* ઉપરથી સમજાય છે કે આ ઋષિ ૧૧૬ વર્ષ જીવ્યાં હતા. ચોવીસ વર્ષપર્યંત બ્રહ્મચર્ય પાળી તેમણે વેદાભ્યાસ કર્યો હતો. બીજાં ચુંવાળીસ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમ પાળી કર્માનુષ્ઠાન કર્યું હતું, અને છેવટનાં અડતાળીસ વર્ષ વની તરીકે તેમણે તપમાં ગાળ્યાં હતાં. જીવનના બીજા ખંડમાં ઐતરેય બ્રાહ્મણ, અને ત્રીજા ખંડમાં આરણ્યકની રચના તેણે કર્યાનું અનુમાન જાય છે.

મહીદાસ ઐતરેયનું તત્ત્વચિંતન ઘણું વ્યાપક હતું. કોઇપણ ગહનવિદ્યા તેમની નજર બહાર ગઇ હોય એમ જણાતું નથી.

(અ) મહીદાસનાં અધિભૂત શાસ્ત્રના વિચારો.

મહીદાસ અધિભૂત શાસ્ત્રને અનુભવ ઉપર રચે છે; પ્રત્યક્ષ ભૌતિક જગત્ તે જડ અને અજડ પદાર્થોનું બનેલું છે, જેમાં અનેક લોકોનો સમાસ થયો છે, જેમાં અગ્નિ, સૂર્ય, ચંદ્ર વિગેરે જ્યોતિર્મંડળો છે, જેમાં ભૂતો અને તેનાં પરિણામો જેવાં કે ખનિજ વનસ્પતિ, પ્રાણી, મનુષ્ય, અને તેમનાં બીજાં વિચિત્ર અવસ્થામાં ગોઠવાયેલાં છે. તેવું આ વિશ્વ જ્ઞાનમર્યાદામાં આવવું જોઇએ. મહીદાસનું સૂત્ર એવું હતું કે મારી જ્ઞાનશક્તિ જેટલી દેવતા સંબંધી છે તેટલી જગત અને આત્મા સંબંધી છે, અને જેટલી જ્ઞાનશક્તિ વડે હું જગત્ અને મારા સ્વરૂપને ઓળખું છું તેવું હું દેવતાજ્ઞાન ધરાવું છું. મહીદાસની રૂપક ભાષામાં:—" હું પાંચ પ્રકારનો ઉક્થ (એટલે ઉચ્ચ સ્વરે જેનું સ્વરૂપ વર્ણન કરી શકું એવું સ્તોત્ર) છું, એટલે પંચભૂતોના વિશિષ્ટ શરીરમાં હું પ્રકટ થયેલો છું. આ પંચભૂત માત્રામાં પ્રજ્ઞા માત્રના યોગવડે હું જીવરૂપે જણાઉં છું. આ વિચિત્ર જગતનો અને તેનો ભોગ કરનાર પંચભૂતમય જીવનો અનુભવ વિષય અને વિષયીરૂપે થાય છે. વિષયાકાર અનુભવ સાંવૃતિક અથવા વ્યાવહારિક ગણાય છે, એટલે કે તેમાં જ્ઞાનમર્યાદા સંકોચ પામેલી

*જુઓ છાન્દોગ્ય ઉ. ૩–૧૬–૬

અને અમુક પ્રયોજન અથવા વ્યવહાર સિદ્ધ કરે તેવી હોય છે. વિષયીપણાનો અનુભવ **પારમાર્થિક**× ગણાય છે. આ ઉપરથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એવા ભાવમાં જે તત્ત્વો અનુભવાય છે એટલે પરમાર્થરૂપે આપણી જ્ઞાનમર્યાદામાં આવે છે, તે આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વીરૂપે જાણે સ્વતંત્ર અસ્તિત્વવાળા મહાભૂતો હોય, એવો વિષયાભાસ થાય છે. ખરી રીતે ભૂતમાત્રાઓ પ્રજ્ઞામય થાય છે ત્યારે જ આપણને ભૂતસદ્ભાવનું ભાન થાય છે.

આ પંચભૂતોને પ્રાણતત્ત્વ સંઘાતના રૂપમાં કબજે રાખે છે. જલ અને પૃથ્વી મૂર્ત અન્ન જેવાં છે; તેજ અને વાયુ તે અન્નનાં વિપાક કરનારાં સાધનો છે; અને આકાશ જાણે આધારપાત્ર જેવું છે. આ પંચતત્ત્વોનું વિશિષ્ટરૂપ તે આપણો સચેતન દેહ, તેનું ગુપ્ત નામ ઉક્થ છે.

જે પોતાને પંચપ્રકારનો ઉક્થ સમજી જાણે છે તે વિદ્વાન્ છે: આ રહસ્યસૂત્રમાં મહીદાસ એમ કહેવા માગે છે કે જે પુત્રનું છે તે પિતાનું છે, અને જે પિતાનું છે તે પુત્રનું છે*. સારાંશ જે કાર્યના ગુણધર્મો છે તે કારણના છે, અને જે કારણના છે તે કાર્યમાં પણ છે. આથી એક ઉક્થ સંજ્ઞાવાળા સચેતન પિંડમાં જે સમાયું છે તે બ્રહ્માંડમાં પણ છે. પિંડની ઉકેલ થાય તો બ્રહ્માંડની ઉકેલ પણ થાય. પિંડે તે બ્રહ્માંડે—એ રહસ્ય મહીદાસ ઐતરેયના અનુભવનું છે.

મહીદાસના અભિપ્રાય પ્રમાણે ગ્રાહ્ય, ગ્રહણ અને ગ્રાહક,—વિશ્વ, કાર્યકરણનો સંઘાત, અને જીવ—એ ત્રણ ભિન્ન વસ્તુઓ નથી, પરંતુ એક જ વસ્તુના વિશિષ્ટ પરિણામો છે; અને તેથી જડ

---

×પાછળના વેદાંતશાસ્ત્રમાં વ્યાવહારિક સત્તા અને પારમાર્થિક સત્તા—એવા ભેદ દાખલ થયા છે તેનું મૂલ ઐતરેય આરણ્યકમાં છે.

* ઐતરેય આરણ્યક:—૨ અધ્યાય ૧. ખંડ ૮. મંત્ર ૧

જણાતો પદાર્થ અને સચેતન- જણાતો પુરૂષ સગોત્ર સંબંધવાળા છે. મહીદાસની પરિભાષામાં પુરૂષ મૂલ વસ્તુનો आविस्तरः आविर्भावः એટલે વિસ્તારવાળો આવિર્ભાવ છે, અથવા મૂલવસ્તુનું પ્રકટરૂપ છે. વસ્તુની કારણ અવસ્થાને મહીદાસ "મૂલ" કહે છે, અને કાર્ય અવસ્થાને "તૂલ"§ કહે છે. જગત્, દેહ અને જીવ–એ ત્રિપુટી વ્યવહારમાં ખરી છે, પરંતુ એ ત્રણે એક વસ્તુનાં ભિન્ન નામરૂપો છે.

મહીદાસ આ દૃશ્ય જગતને જડ અને અજડ એવા બે વિભાગમાં વર્ણવે છે. જડ જગત્ એટલે કાર્યકરણના સંઘાત વિનાનું–દેહ અને ઇન્દ્રિયની વિશિષ્ટ રચના વિનાનું: અજડ જગત્ એટલે કાર્યકરણ સંઘાતવાળું એટલે સચેતન શરીરવાળું. હાલની આપણી વિજ્ઞાનની પરિભાષામાં અકરણ અને સકરણ પદાર્થો માનીએ છીએ તેવા વિભાગ મહીદાસે સ્વીકાર્યા જણાય છે. આ સર્વ ચમકતા જ્યોતિર્મંડલો—સૂર્ય, વિદ્યુત્, ચંદ્ર, ગ્રહ, તારા વિગેરે અને તેના ઘટક પંચભૂતો જડવ્યૂહમાં પડે છે; વનસ્પતિ વર્ગ, તિર્યક્‌વર્ગ એટલે પશુ આદિ પ્રાણીઓનો વર્ગ, અને મનુષ્ય પ્રજા અજડવ્યૂહમાં પડે છે. આ બે વ્યૂહની રચનામાં અને કાર્ય કરવાની શક્તિમાં, તેના બલ અને વીર્યમાં; અને અભિમાની ચેતનના વિકાસમાં મુખ્ય ભેદ છે. ઉદ્‌ભિજ્જ, સ્વેદજ, અંડજ અને જરાયુજ–એવા મુખ્ય ઉત્પત્તિના ભેદને મહીદાસ સ્વીકારે× છે. સચેતન વ્યૂહમાં ચર અને અચર એવા ભેદનું પણ વર્ણન મહીદાસ કરે છે. પંખીવર્ગનાં પ્રાણીઓની ચેષ્ટાનું પણ મહીદાસે સારૂં નિરીક્ષણ કર્યું જણાય છે. પોપટ અત્યંત ખાવાની ટેવવાળો પંખી છે; બાજપક્ષી અત્યંત બલવાન્ હોય છે. ચારપગાં પ્રાણીઓ કરતાં બે પગાં ચઢીઆતાં છે. બેપગામાં મનુષ્ય પ્રાણી ચઢીઆતું

§ વેદાંતમાં મૂલવિદ્યા અને તૂલવિદ્યા એવા બે ભેદ પાડવામાં આવ્યા છે, તેનું બીજ ઐતરેય આરણ્યકમાં છે.

×જુઓ ऐतरेय आ. २-६-१. ऐ आ. १. अ. २. खं. ४

છે. તે પ્રાણી ઇતર શારીરબલવાળાં હાથી ઘોડા વિગેરેને અંકુશમાં રાખી શકે છે.+

અભિમાની આત્માના વિકાસની પદ્ધતિ મહીદાસને જાણીતી છે. તે જણાવે છે કે વૃક્ષો અને વનસ્પતિઓમાં જીવનરસ હોય છે એટલે પ્રાણનું અસ્તિત્વ સમજાય છે, પરંતુ ચિત્તનો વિકાસ ચઢતાં પ્રાણીઓમાં જેવો અનુભવાય છે તેવો હોતો નથી. ચઢતાં પ્રાણીઓમાં કેટલાંકમાં પ્રાણબલ અને જ્ઞાનબલ બંને હોય છે, અને કેટલાંકમાં માત્ર પ્રાણબલ જ હોય છે, જ્ઞાનબલ નહિવત્ હોય છેઃ મનુષ્ય જાતિમાં ઉંચી પ્રજ્ઞા ક્રમપૂર્વક ઉદય પામેલી હોય છે. એક સ્થળે મહીદાસ કહે છે કેઃ—

મનુષ્ય જે જાણે છે તે વચનવડે સ્પષ્ટ કહે છે. કાલે શું થશે તેનું ભાન તેને હોય છેઃ સ્વર્ગ અને નરકના ભેદને તે સમજે છે. તે મર્ત્ય છતાં અમર્ત્ય ભાવને ઝંખે છે. આથી મનુષ્ય પ્રજ્ઞાપૂર્ણ છે-" બીજા પ્રાણીઓમાં ક્ષુધા–તૃષા જેટલું જ્ઞાન હોય છે. તેમને વાગ્ ઇન્દ્રિય હોય છે, પરંતુ તેમનામાં ભાષા અથવા વાચક શબ્દ શક્તિ હોતી નથી. તેમનામાં મન હોય છે, પણ પ્રજ્ઞા હોતી નથી.*

## (૬) મહીદાસનું સૃષ્ટિવિજ્ઞાન.

મહીદાસ સૃષ્ટિ વિજ્ઞાન સંબંધમાં એરીસ્ટોટલની પેઠે પદાર્થોમાં જાતિભેદ માને છે. પંચભૂતો અને તેનાં પરિણામો-ભૌતિક પદાર્થો વિશિષ્ટ રચનાવાળાં દ્રવ્યો છે. ભૂતો અને ભૌતિક પદાર્થોમાં જાતિભેદ છતાં મહીદાસ સૃષ્ટિમાં પ્રવર્તતો વિશિષ્ટ સંબંધ માને છે, એટલે કે પદાર્થો કેવલ ભેદવાળા છે એમ નથી, પરંતુ પરસ્પર સંકલિત

+ જુઓ ऐतरेय आरण्यक *II, 6. 1–5; I. 5–1–9.;* II. 6. 1–5;

* જુઓ ऐतरेय आरण्यक II, 3–2 I–5.

સચેતન પુરુષ ખરી રીતે મૂલ જગતકર્તા પ્રજાપતિનું એક પરંપરાગત કાર્ય છે. પ્રજાપતિનો સાર તે દેવસૃષ્ટિ છે; દેવોનો સાર તે વૃષ્ટિ છે, વૃષ્ટિનું રેતસ્ તે ઔષધિઓ છે; ઔષધિઓનો સાર તે અન્ન છે; અન્નનો અંતિમ પરિણામ તે વીર્ય; તેનો સાર તે પ્રત્યક્ષ પ્રજાનાં શરીરો છે; પ્રજાનું રેતસ્ હૃદય છે; હૃદયનો સાર તે મન છે; મનનો સાર તે વાણી છે; વાણીનું વીર્ય તે શાસ્ત્રીય કર્મ છે. વિહિત કર્મનું પ્રત્યક્ષ ફલ તે વિદ્વાનનું શરીર છે—આ પ્રમાણે વિદ્વાનનું શરીર તે મૂર્ત બ્રહ્મલોક છે. આ મૂલ પ્રજાપતિના હિરણ્યમય પુરુષનું મૂર્તરૂપ તે વિદ્વાનનું શરીર છે એવું જે સમજી શકે છે તે સ્વર્લોકમાં આદિત્ય મંડલમાં નિવાસ પામવા યોગ્ય બને છે- +

## (૬) મહીદાસની પ્રાણવિદ્યા અને આત્મવિદ્યા.

ઐતરેય આરણ્યકમાં મહીદાસે પ્રાણતત્વ અને આત્મતત્વ સંબંધી જે સ્વતંત્ર વિચારો કર્યા છે તેમાં ઉપનિષદ્‌ની અંતરંગ વિદ્યાઓ છે તેથી આ બહિરંગના પ્રકરણમા તેની ચર્ચા કરવી યોગ્ય નથી.



+ ऐतरेय आरण्यक २–१–३.

દશામાં હોય છે. મહીદાસની ભાવનામાં આખું દૃશ્ય જગત્ એ જીવતું રૂપ છે; અને તે ત્રિલોકીમય છે. દ્યુલોકના પ્રકાશાદિ પ્રસરણ વડે આ દૃશ્ય જગત્ ઉદય પામે છે; અને આદિત્ય આ દ્યુલોકનો પ્રત્યક્ષ મહિમા છે. સૂર્ય ભૂલોકનું પ્રકાશક બિંબ માત્ર છે એટલું જ નહિ, પરંતુ તે દેવરેતસ્ એટલે દેવવીર્ય છે; તે વિશ્વનો જાણે મધ્ય મણિ છે, તે આ વિશ્વનો મુખ્ય પુરુષ છે.* તેવી જ રીતે પૃથ્વી પણ ચતુર્વિધ ભૂતગ્રામની માતા છે. અગ્નિ તેનો પ્રત્યક્ષ મહિમા છે. આ અગ્નિ સૂર્યના તેજ સાથે સમાન સત્તાવાળો પદાર્થ છે. સૂર્ય અને અગ્નિ એક હિરણ્યગર્ભના દ્યુલોક અને ભૂલોકનાં બે રૂપો છે. તેવીજ રીતે અંતરિક્ષ અથવા મધ્ય લોકનો વાયુ પ્રત્યક્ષ મહિમા છે. તે વાયુ મંડળ વડે ભૂમંડળ વ્યાપ્ત રહે છે, અને પવિત્ર બને છે.

મહીદાસ કહે છે કે જ્યાં સુધી પૃથ્વી અને અગ્નિ, સ્વર્લોક અને સૂર્ય, દિશાઓ અને ચંદ્રમા, જલ અને સમુદ્ર વિદ્યમાન રહે છે ત્યાં સુધી વિશ્વની મૂર્તિ લગભગ કાયમ જેવી રહે છે ×

સ્વર્લોક અને ભૂલોકની વચ્ચે વિલક્ષણ સંબંધ મહીદાસ માને છે. પૃથ્વી ઉપર જે કાંઈ મરણ પામે છે તેનો નાશ દ્યુલોકની શક્તિ કરે છે; અને સ્વર્લોકમાંથી જે કંઇ નીચે આવે છે તેનું ભક્ષણ ભૂલોક કરે છે; આ પરસ્પરની આપલે થવાથી વિશ્વમાં ઉપકાર્ય ઉપકાર સંબંધ છે. મહીદાસની એક ઉક્તિ એવી છે કે "જે કંઈ આ ભૂલોકમાં ઉદય પામી મરે છે તે સ્વર્લોકનું ભક્ષ્ય એટલે ભોગ્ય બને છે; અને જે કંઇ સ્વર્લોકમાંથી ફલભોગના અવધિએ પડે છે તે ભૂલોકનું ભક્ષ્ય અથવા ભોગ્ય બને છે.= આ પ્રમાણે ભૂલોક અને સ્વર્લોક ખરી રીતે ભોક્તભોગ્યરૂપ દ્વિવિધ ધર્મવાળા છે.

---

* જુઓ ઐતરેય आरण्यक I 2. 3. 6; II. 1, 2 4; II. 1. 2. 1. 2

× જુઓ ઐતરેય आरण्यक II. 1, 7.

= ,, ,, II. 1. 2. 15; II, 1. 2 16.

૨) નચિકેતા અને પુત્રી સુજાતા હતાં. શ્વેતકેતુ મહાપ્રતાપી વેદાચાર્ય થયા હતા અને તેમને તત્ત્વમસિ મહા વાક્યનો ઉપદેશ ઉદ્દાલક આરુણિએ આપ્યો હતો. આ પ્રસંગ તાંડ્ય બ્રાહ્મણના છાન્દોગ્ય ઉપનિષદમાં છે. નચિકેતાનો પ્રસંગ કાઠક શાખામાં છે. યજ્ઞમાં સર્વસ્વ અર્પણ કરી રહ્યા પછી નચિકેતાએ પોતાના પિતાને પૂછ્યું કે આ ઘરડી, અને વાંઝણી ગાયોનું દાન કર્યા પછી મારૂં પોતાનું દાન કોને કરવા માગો છો. પ્રશ્નનો મર્મ એવો સમજાય છે કે નિરુપયોગી પ્રાણી પદાર્થોના દાનમાં ગુંચાયેલા પોતાના પિતાને દીકરાને સારૂ ઉપયોગી વસ્તુઓ રહેવા દેવી એવી વાસના જણાય છે. તે છોડાવવા પુત્રે આ માર્મિક પ્રશ્ન પૂછયો હતો. પિતાને એ ત્રણવાર પ્રશ્ન પૂછવાથી ઉદ્દાલકે ચીઢાઈ જવાબ દીધો કે યમરાજને ત્યાં તને આપું છું. આ વચન ઉપરથી યમરાજ પાસે નચિકેતા ગયા, અને ત્યાં અતિથિ યજ્ઞમાં વરદાનમાં છેવટે બ્રહ્મવિદ્યા મેળવી તે આખ્યાયિકા કાઠક ઉપનિષદમાં છે.

પુત્રી સુજાતાને કહોલ મુનિ સાથે પરણાવી હતી, તે કહોલ શાંખાયન મુનિના ગુરુ થાય અને યાજ્ઞવલ્ક્ય યોગીશ્વરને સર્વાંતર આત્માનું અપરોક્ષ જ્ઞાન શી રીતે થાય એ પ્રશ્ન પૂછી બાલ્ય, પાંડિત્ય અને મૌન—એ ત્રણ ભાવવાળાં શ્રવણ, મનન અને નિદિધ્યાસન વડે વસ્તુ સાક્ષાત્કાર થાય છે એવા નિર્ણયને મેળવી શક્યા હતા.

ઉદ્દાલક અને તેમના પુત્ર શ્વેતકેતુ **બ્રહ્મવિદ્યા** ઉપરાંત વ્યાવહારિક વિદ્યાઓના અભ્યાસના ખાસ રસિક હતા. દેહોત્પત્તિને લગતી **પંચાગ્નિવિદ્યા** પ્રવાહણ જૈબલિ નામના રાજર્ષિ પાસે નમ્રતાથી શીખી આવ્યા હતા. તે ઉપરાંત ઉત્તમ પ્રજાની ઉત્પત્તિને લગતી **શ્રીમંથવિદ્યા** તેમણે પ્રાપ્ત કરી, યાજ્ઞવલ્ક્યને શિષ્યભાવે આપી હતી; અને આ સુપ્રજન શાસ્ત્રને લગતી ગુહ્યવિદ્યાની પરંપરા બૃહદારણ્યક ઉપનિષદમાં યાજ્ઞવલ્ક્ય, મધુકપૈંગ્ય, ચૂલભાગવિત્તિ, જાનક આયસ્થૂણ

# પ્રકરણ ચોથું.

## ઉપનિષદ્ સાહિત્યના મુખ્ય પ્રવર્તકો.

### (૨) ઉદ્દાલક આરુણિ.

—०—

ગૌતમ ગોત્રના અરુણિ ઋષિના પુત્રને આરુણિ કહે છે. તેમના ગુરુનું નામ ધૌમ્ય હતું. એક પ્રસંગે ગુરુકુલે બ્રહ્મચર્ય આશ્રમનું તેઓ જીવન ગાળતા હતા. ગુરુએ આજ્ઞા કરી કે ખેતરમાં પાણી વહી ન જાય તેટલા સારૂ બંધ બાંધવો. આજ્ઞા પ્રમાણે બંધ બાંધ્યો, પણ પાણીના વેગથી માટી ટકે નહિ, અને પાણી વહી જવા માડ્યું. તે પોતે ધોવાઇ ગયેલા બંધની આડે સુતા અને પાણી થંભાવ્યું. પણ એમનાથી તે સ્થાન છોડી જવાય નહિ. ગુરુને ત્યાં તે પાછા ખબર આપવા જઈ શક્યા નહિ. તેની ગેરહાજરીને લીધે ગુરુને ચિંતા થઈ, અને તપાસમાં જણાયું કે આરુણિ તો આડા સુઇ રહી પાણી અટકાવી રાખતા હતા.

આ આજ્ઞાકારીપણું અને ગુરુભક્તિથી ધૌમ્ય મુનિ પ્રસન્ન થયા, અને ત્યાંથી ઉઠી પોતાની પાસે આવવા કહ્યું. પાણીના બંધન દાબને તેમણે પોતાના દેહવડે અટકાવ્યો તેથી તેમનું ઉપનામ ઉદ્દાલક પાડવામાં આવ્યું.

તેમના ગુરુકુલના બાળમિત્રોમાં ઉપમન્યુ અને બૈદ પ્રસિદ્ધ હતા. આ બંનેએ પણ ગુરુની આજ્ઞાના પાલનમાં ઘણાં કષ્ટ વેઠયાની વાર્તા ઇતિહાસ પુરાણમાં આવે છે.

ગુરુકુલમાં બ્રહ્મચર્ય આશ્રમમાં રહી સમગ્ર વેદવેદાંતનો અભ્યાસ પૂર્ણ કરી ઉદ્દાલક આરુણિએ ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યો. કૌશિકી તેમનાં પત્નીનું નામ જણાય છે. તેમને પ્રજામાં બે પુત્ર—(૧) શ્વેતકેતુ અને

કારણ કે ગૌતમ ધર્મશાસ્ત્ર જૂના ઔદ્દાલકસૂત્ર ઉપર રચાયાનું લખાણ છે. આ જાતકમાં ઉદ્દાલક પિતા અને ઔદ્દાલક એટલે શ્વેતકેતુ પુત્ર વચ્ચે સંવાદ છે. જેમ છાન્દોગ્ય ઉપનિષદ્‌માં "એક કારણ જાણ્યાથી સર્વ કાર્યનું સ્વરૂપ સમજાય"–એ મુદ્દા ઉપર પિતાપુત્ર વચ્ચે સંવાદ છે, તેમ આ જાતકમાં "બ્રાહ્મણ કોણ? બ્રાહ્મણનાં લક્ષણો શાં? ધર્મનિષ્ઠ કોણ? નિર્વાણનું સુખ કોણ મેળવી શકે"–એ પ્રશ્ન ઉપર સંવાદ ચાલે છે. આ સંવાદના અંતમાં ઉદ્દાલક મુનિનો મર્મ નીચેનાં વાક્યોમાં તરી આવે છેઃ—

"જેમ અનેક રંગમાં રંગેલા કેનવાસ વડે તંબુઓ રચાય છે. તે તંબુઓની છત, અને શિખર જૂદા જૂદા રંગનાં હોય છે, પણ તે તંબુની છાયા તો એક રંગવાળી જ હોય છે. તેમ જ્યારે અનેક જાતિનાં મનુષ્યો શુદ્ધ થાય છે ત્યારે તેઓ પૃથ્વી ઉપર એકજ પ્રકારની સમાનશાંતિ આપનારા થાય છે. તેથી ડાહ્યા માણસો આવા સજ્જનોમાં સાધુપણું જોઈ શકે છે, અને તેમની જાતને કદી પૂછતા નથી."

બૌદ્ધો વર્ણાશ્રમ ધર્મના વિરોધી હતા, અને તેથી ઉદ્દાલકના મુખમાં જે સિદ્ધાંત મૂક્યો છે તે પોતાના સિદ્ધાંતનો પોષક હોવાથી આ જાતકમાં તરતો રાખે છે. ઉદ્દાલક અને તેના પુત્રનો અનેક વિદ્યાઓનો વ્યાસંગ આપણે ઉપનિષદોમાં જોઈએ છીએ એટલું જ નહિ પણ આ પાલી જાતકમાં પણ સ્પષ્ટ જોઈએ છીએ. જાતકમાં લખે છે કેઃ—

"વિદ્યાને વાસ્તે ઉદ્દાલક એટલો બધો આતુર હતો કે ગમે ત્યાંથી પણ તે વિદ્યા મેળવવા મથતો હતો. જરૂર પડે તો સેવા કરવાનું પણ તે ચૂકતો નહિ, દાસભાવથી અથવા શૂદ્રભાવથી વિદ્યાની તે ભિક્ષા માગતો."

આવા ચરક અધ્વર્યુ અથવા "રમતા રામ" વેદવાદીઓની અનેક આખ્યાયિકાઓમાં ડો. રાય ડેવીડ્સ બૌદ્ધહિંદ (Buddhist

સત્યકામ જાબાલ પર્યંત સ્પષ્ટ ચાલેલી જણાય છે, અને સત્યકામ જાબાલે સુશિક્ષિત પુત્ર અથવા શિષ્ય વિના અન્ય કોઈને તે વિદ્યા આપવી નહિ એવો પ્રતિબંધ મૂક્યો જણાય છે.

અશ્વપતિ કૈકેય નામના રાજર્ષિ પાસે ઉદ્દાલક આરુણિ ઔપમન્યવ વિગેરે પાંચ વિદ્વાનો સાથે શિષ્યભાવે જઈ વૈશ્વાનર વિદ્યા શીખ્યા હતા.

આરુણિ વંશના વિદ્વાનોમાં માત્ર વેદવિદ્યાનાં રહસ્યો હતાં એટલું જ નહિ, પણ વાત્સાયન કામસૂત્ર ઉપરથી સમજાય છે કે ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુએ પાંચ અધ્યાયમાં કામશાસ્ત્રનો પ્રથમ સંક્ષેપ કર્યો હતો. શુદ્ધ વિવાહવિધિ તેણે જ દાખલ કરી હતી. તે ઉપરાંત વ્યવહાર અને આચાર ધર્મમાં ઘણા સુધારા કર્યા હતા. મદ્યપાનનો નિષેધ, અગમ્યા અને ગમ્યા સ્ત્રીનો વિવેક વિગેરે સામાજિક વ્યવસ્થાના નિયમો પણ તેણે ઘડયા હતા.

ઉદ્દાલક આરુણિ અને તેના પુત્ર શ્વેતકેતુની બ્રાહ્મણ જાતિમાં પરંપરાથી ચાલી આવતી પ્રતિષ્ઠાને લીધે પાલી ભાષામાં બુદ્ધનાં જાતકોમાં ઉદ્દાલક જાતક પણ પ્રવેશ પામ્યું છે. બ્રાહ્મણ જાતિ પ્રતિ જાતકના કર્તાનો સ્વાભાવિક પ્રદ્વેષ હોવાથી શ્વેતકેતુના જન્મ સંબંધમાં હલકી વાત લખી છે. કાશીના બ્રહ્મદત્ત રાજાના મંત્રીની ખાતના પુત્ર તરીકે તેનું વર્ણન છે. પરંતુ આ વાત આપણે ગળત કરીએ તો આ જાતકમાં શ્વેતકેતુના સંબંધમાં કેટલીક જાણવા યોગ્ય ખરી હકીકત મળે છે. ગાંધારની તક્ષશિલા વિદ્યાપીઠમાં ઔદ્દાલક એટલે ઉદ્દાલકનો પુત્ર શ્વેતકેતુ સ્નાતક થયો હતો. કાશીમાં વિદ્યા ભણી પાછા આવ્યા પછી પોતાના પિતાના તાબામાં કાશીરાજાએ એને ઉપમંત્રી તરીકે નીમ્યો હતો. તેને "ગૌતમ" નામથી વ્યવહારમાં આવે છે. આ ઔદ્દાલકનું ગોત્ર નામ હતું, અને "ગૌતમ [illegible]" આ ઔદ્દાલકનું રચેલું હોય એવું અનુમાન જાય છે;

## (૩) વરુણ.

જેવા ઋગ્વેદના સમર્થ વિચારક મહીદાસ ઐતરેય, અને જેવા સામવેદના સમર્થ ચિંતક ઉદ્દાલક, તેવા કૃષ્ણ યજુર્વેદની તૈત્તિરીય શાખાના પ્રભાવશાળી વિચારક વરુણ—આ વરુણ તે વરુણદેવતા નહિ પરંતુ તૈત્તિરીય શાખાના પ્રવર્તક ઋષિ જણાય છે. ઇતિહાસ પુરાણમાં વરુણદેવના યજ્ઞમાં અગ્નિમાંથી પુત્ર ઉત્પન્ન થયો તેને વરુણે પોતાના પુત્ર તરીકે સ્વીકાર્યો તેવી વાત છે. તેમણે પોતાના પુત્ર (વારુણિ) ભૃગુને જે રહસ્ય-ઉપદેશ આપ્યો છે તે ઉપરથી તેમના વ્યાપક વિચારો સમજી શકાય છે. સચેતન પ્રાણીમાં પાંચ સંઘાતો અથવા વ્યૂહો એકત્રિત થઈ વિશિષ્ટ જીવાત્માનું રૂપ ઘડાય છે, અને તે વિશિષ્ટ રૂપની પાછવાડે કેવલ " સત્ય, જ્ઞાન અને અનંત આનંદ "-વાળું સ્વરૂપ રહેલું છે. આ મુદ્દાનું જૂનામાં જૂનું પ્રતિપાદન વરુણે કરેલું જણાય છે બુદ્ધના પૂર્વભાવી આ પંચકોશનો સિદ્ધાંત છે, અને તેથી બુદ્ધ ભગવાનના પંચસ્કંધી નામના સિદ્ધાંતને પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે તે સિદ્ધાંત ઉપકારક હોવા સંભવ છે. વરુણના અભિપ્રાય પ્રમાણે આપણામાં અન્નમય ( સ્થૂલ ), પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય એવા કોશો છે; અને તે જો કે છૂટા ડાબલા પાડી શકાય તેવા નથી, પરંતુ એક એકની સાથે સંકલિત છે એટલું જ નહિ પણ દરેકના ભિન્ન ભિન્ન વ્યાપારો હોય છે. આ પંચકોશ સાથે બૌદ્ધ મતના રૂપસ્કંધ, વેદના સ્કંધ, સંજ્ઞાસ્કંધ, વિજ્ઞાનસ્કંધ, અને સંસ્કારસ્કંધ ઘણે અંશે મળતા આવે છે. વળી પ્રાચીન ઈરાનની અવસ્તા પ્રમાણે અંઘુ ( Anghu ), દાયેના ( Daena ), उर्वाणा ( Urwana ), बौधांग ( Baudhang ), અને ફ્રવશી ( Fravashi ) પાંચ સંઘાતો સાથે આ પંચકોશ ઘણે-ભાગે મળે છે.

## (૪) યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય.

શુક્લ યજુર્વેદના મોટા વિચારક યાજ્ઞવલ્ક્ય મહર્ષિ છે. વસિષ્ઠ

India, Page 249 )નામના ગ્રંથમાં એક આખ્યાયિકા એવી આવે છે કે ઉદ્દાલક આખા ભારતવર્ષમાં ઘૂમ્યો હતો. હાથમાં સોનાની મ્હોરો લઈ તે કોઈ પોતાને હરાવે તેને મ્હોરો આપે અને જીતનારનો તે શિષ્ય થઈ વિદ્યા શીખે.

આ પ્રમાણે ઉદ્દાલક અને તેના પુત્ર શ્વેતકેતુએ જીવબ્રહ્મની એકતા સિદ્ધ કરવાનો તત્ત્વમસિ મહાવાક્યના છાંદોગ્ય પ્રકરણમાં પ્રયત્ન કર્યો હતો એટલું જ નહિ, પણ:(૧) ગુરુભક્તિ, (૨) દેહોત્પત્તિને લગતી પંચાગ્નિવિદ્યા, (૩) ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરવાની શ્રીમંથ વિદ્યા, (૪) આખા બ્રહ્માંડમાં એક અખંડિત વૈશ્વાનર આત્મા વાસ કરી રહ્યો છે એવી વૈશ્વાનરવિદ્યા, (૫) સમાજશાસ્ત્રમાં વિવાહની આવશ્યકતા છે, અને અગમ્યાગમ્ય વિવેક મનુષ્ય જાતિમાં હોવો જોઈએ એવી ધાર્મિક વિવાહ વિદ્યા, (૬) પતિપત્ની વચ્ચે માત્ર દેહનો જ સંબંધ છે એમ નથી પરંતુ રતિ, પ્રજાતિ અને આનંદ એ ત્રણ પ્રયોજનો સિદ્ધ કરવાનો વિવાહનો ઉદ્દેશ છે, અને તેમાં રતિસિદ્ધિ કુશલતાથી કરવાની પદ્ધતિ વિચારવા યોગ્ય છે એવી કામશાસ્ત્રની સંક્ષિપ્તવિદ્યા, અને (૭) મનુષ્ય પ્રાણીઓના જાતિ અને વર્ણ ઉપર ભાર ન મૂકતાં ભાવશુદ્ધિ વડે જેઓ સાધુતા મેળવે છે તેઓ વિશ્વના વંદનીય ગુરુઓ છે—પછી તે ગમે તે જાતિના હોય એવા સિદ્ધાંતને પ્રકટ કરવાની પદ્ધતિ જે પરિણામે અતિવર્ણાશ્રમ ધર્મમાં પાછળથી પલટાઈ ગઈ છે—આ સર્વ વિવિધ વિદ્યાઓનાં બીજકો આપણને ઉદ્દાલક અને શ્વેતકેતુની *જીવનકથામાંથી મળી આવે છે, અને તે ઐતિહાસિક દૃષ્ટિવાળાને અમૂલ્ય રત્નો જેવાં જણાય છે.

---

* આ જીવનકથાના પ્રસંગો કાઠક, છાન્દોગ્ય, બૃ. આ; કૌષીતકી વગેરે ઉપનિષદોમાંથી તથા મહાભારત શાંતિપર્વમાંથી, તથા વાત્સાયન કામસૂત્રમાંથી તથા Fansboth's Jatak માંથી તારવી કાઢવામાં આવ્યા છે.

## (૩) વરુણ.

જેવા ઋગ્વેદના સમર્થ વિચારક મહીદાસ ઐતરેય, અને જેવા સામવેદના સમર્થ ચિંતક ઉદ્દાલક, તેવા કૃષ્ણ યજુર્વેદની તૈત્તિરીય શાખાના પ્રભાવશાળી વિચારક વરુણ—આ વરુણ તે વરુણદેવતા નહિ, પરંતુ તૈત્તિરીય શાખાના પ્રવર્તક ઋષિ જણાય છે. ઇતિહાસ પુરાણમાં વરુણદેવના યજ્ઞમાં અગ્નિમાંથી પુત્ર ઉત્પન્ન થયો તેને વરુણે પોતાના પુત્ર તરીકે સ્વીકાર્યો તેવી વાત છે. તેમણે પોતાના પુત્ર (વારુણિ) ભૃગુને જે રહસ્ય-ઉપદેશ આપ્યો છે તે ઉપરથી તેમના વ્યાપક વિચારો સમજી શકાય છે. સચેતન પ્રાણીમાં પાંચ સંઘાતો અથવા વ્યૂહો એકત્રિત થઈ **વિશિષ્ટ** જીવાત્માનું રૂપ ઘડાય છે, અને તે વિશિષ્ટ રૂપની પછવાડે કેવલ " સત્ય, જ્ઞાન અને અનંત આનંદ "-વાળું સ્વરૂપ રહેલું છે. આ મુદ્દાનું જૂનામાં જૂનું પ્રતિપાદન વરુણે કરેલું જણાય છે બુદ્ધના પૂર્વભાવી આ પંચકોશનો સિદ્ધાંત છે, અને તેથી બુદ્ધ ભગવાનના પંચસ્કંધી નામના સિદ્ધાંતને પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે તે સિદ્ધાંત ઉપકારક હોવા સંભવ છે. વરુણના અભિપ્રાય પ્રમાણે આપણામાં અન્નમય ( સ્થૂલ ), પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય એવા કોશો છે; અને તે જો કે છૂટા છવાયા પાડી શકાય તેવા નથી, પરંતુ એક એકની સાથે સંકલિત છે એટલું જ નહિ પણ દરેકના ભિન્ન ભિન્ન વ્યાપારો હોય છે. આ પંચકોશ સાથે બૌદ્ધ મતના રૂપસ્કંધ, વેદના સ્કંધ, સંજ્ઞાસ્કંધ, વિજ્ઞાનસ્કંધ, અને સંસ્કારસ્કંધ ઘણે અંશે મળતા આવે છે. વળી પ્રાચીન ઇરાનની અવસ્તા પ્રમાણે अंहु ( Anghu ), दायेना ( Daena ), उर्वाण ( Urwana ), बौधांग ( Baudhang ), અને फ्रवशी ( Fravashi ) પાંચ સંઘાતો સાથે આ પંચકોશ ઘણે-ભાગે મળે છે.

## (૪) યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય.

શુક્લ યજુર્વેદના મોટા વિચારક યાજ્ઞવલ્ક્ય મહર્ષિ છે. વસિષ્ઠ

કુલમાં તે ઉત્પન્ન થયેલા જણાય છે.' મિથિલા નગરીના દેવરાત નામે બ્રાહ્મણ અન્નદાન કરવામાં વધારે ખ્યાતિવાળા હતા તેથી તે "વાજસનિ" એટલે અન્ન આપનાર કહેવાતા. તેમને ઘણા યજ્ઞ કર્યા પછી એક પુત્ર થયો, તેથી તેનું નામ યાજ્ઞવલ્કય પાડવામાં આવ્યું હતું. યજ્ઞોપવીત સંસ્કાર પછી યાજ્ઞવલ્કયે ઋગ્વેદનો અભ્યાસ બાષ્કલ ઋષિ પાસે કર્યો, યજુર્વેદનો અભ્યાસ પોતાના મામા વૈશંપાયન પાસે કર્યો; સામવેદ જૈમિનિ પાસેથી શીખ્યા, અને અથર્વવેદ ઉદ્દાલક આરુણિ પાસેથી શીખ્યા. એમ કહેવામાં આવે છે કે યાજ્ઞવલ્કયની વિદ્યાર્થી અવસ્થામાં તેમના મામા વૈશંપાયનને અજાણ્યે હિંસા કર્યાનો પ્રસંગ બન્યો. કેટલાક કહે છે કે નાના ભાણેજનું લાત મારતાં મૃત્યુ થયું તેની હત્યા લાગી; કેટલાક કહે છે કે સઘળા બ્રાહ્મણોએ એક સ્થાને પરિષદમાં મળવાનો સંકેત કર્યો હતો તેમાં જે ન આવે તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે-તેવા સંકેતનો ભંગ કરવાથી તેમને બ્રહ્મહત્યાનું પાપ લાગ્યું. ગમે તેમ હોય પરંતુ દોષ નિવારણ અર્થે તેમણે પ્રાયશ્ચિત્ત કરવાનો નિશ્ચય કર્યો. તેમાં સર્વ શિષ્યો પ્રાયશ્ચિત્ત કરવા તત્પર થયા ત્યારે યાજ્ઞવલ્કયે કહ્યું કે આ બધા બાળકો છે અને હું પોતે જ પ્રાયશ્ચિત્ત ગુરુ તરફથી કરી આપને દોષ રહિત કરીશ. વૈશંપાયનને આ અભિમાનવાળું વચન લાગ્યું, અને તેમણે શાપ દીધો કે મારી પાસેથી શિખેલી વિદ્યા તું ત્યજી દે. તે ઉપરથી યજુર્વેદનું સર્વ જ્ઞાન યાજ્ઞવલ્કયે ત્યજી દીધું. સારાંશ, તેમનો શિખવેલો યજુર્વેદ તેમણે પોતાના આચાર અને વ્યવહારમાં લીધો નહિ; અને પોતે આનુપત્રંશના ગુરુને બદલે આદિપુરુષ સૂર્ય ભગવાન્ પાસેથી યજુર્વેદના મંત્રો પ્રાપ્ત કર્યા. વૈશંપાયનની જૂની શાખાના યજુર્વેદને કૃષ્ણ કહે છે, અને તે તૈત્તિરીય પણ કહેવાય છે. બીજા બ્રાહ્મણો તે ત્યજેલો વેદ તિત્તિર પક્ષીના રૂપમાં લઈ ગયા તેથી તે તૈત્તિરીય કહેવાય છે—એ માત્ર પુરાણોની કલ્પના જ છે. ખરી રીતે મંત્ર અને બ્રાહ્મણ તે વેદમાં વિચિત્ર રીતે સેળભેળ

રચેલાં હોવાથી. તિત્તિરપક્ષીના મિશ્ર રંગવાળાં વાર્ણી હોવાથી તે વેદને તૈત્તિરીય કહે છે, અથવા કૃષ્ણ યજુર્વેદ કહે છે: જ્યારે મંત્રો અને બ્રાહ્મણ વિભાગ યાજ્ઞવલ્કયના સંકલિત વેદમાં તદ્દન નિરાળા છે તેથી તે વેદ શુકલ યજુર્વેદ ગણાય છે.

યાજ્ઞવલ્ક્યને કાત્યાયની અને મૈત્રેયી નામની બે પત્નીઓ હતી. તેમાં કાત્યાયની વ્યવહારદક્ષ હતી, અને મૈત્રેયી બ્રહ્મવિદુષી હતી. કાત્યાયનીને આત્મપુરાણકાર ભાર્યા કહી વર્ણવે છે કેમકે તે માત્ર ભરણપોષણ કરવા યોગ્ય હતી, ત્યારે મૈત્રેયીને જાયા કહી વર્ણવે છે, કારણ કે તેના પિંડમાં યાજ્ઞવલ્ક્યનું જ્ઞાનસ્વરૂપ પૂર્ણરૂપે જન્મ્યું હતું. યાજ્ઞવલ્કયને પ્રથમ સ્ત્રીથી ચંદ્રકાંત, મહામેઘ, વિજય નામના ત્રણ પુત્રો હતા. સંસારનો પૂર્ણ અનુભવ મેળવ્યા પછી, અને વિદેહવંશના દેવરાત જનકના પુત્ર બૃહદ્રથ નામના જનકને બ્રહ્મવિદ્યાનું દાન કર્યા પછી યાજ્ઞવલ્ક્યે વિદ્વત્સંન્યાસ લીધો હતો, અને પ્રવ્રજ્યાના સમયે મૈત્રેયીને બ્રહ્મબોધ કર્યો છે.

યાજ્ઞવલ્ક્યે શુક્લયજુર્વેદની ચાળીસ અધ્યાયની સંહિતા ગ્રથિત કરી છે એટલું જ નહિ પણ શતપથ બ્રાહ્મણ, તથા તેના અંતર્ગત બૃહદારણ્યક ઉપનિષદ્ અથવા રહસ્યગ્રંથ રચ્યા જણાય છે. તેમના નામની યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ, અને એક યોગશાસ્ત્ર પણ પ્રચલિત છે.

યાજ્ઞવલ્ક્ય અને તેમના મામા વચ્ચે જે વિગ્રહ થયો તે ઉપરથી મામાના ગોત્ર સાથે શરીરસંબંધ પણ ન કરવો એવી પ્રથા યાજ્ઞવલ્કય શાખાના બ્રાહ્મણોમાં દાખલ થઈ છે. દાક્ષિણાત્યો જે તૈત્તિરીય શાખાના છે તેમને માતુલી કન્યા પરણવાની છૂટ હોય છે, જ્યારે વાજસનેયી શાખાના બ્રાહ્મણો આ પ્રકારના વિવાહને નિષિદ્ધ ગણે છે.

યાજ્ઞવલ્ક્યમાં પાંડિત્ય અને મૌન—બંને પ્રતિષ્ઠિત હતાં. તેથી બ્રહ્મવિદ્યાની તર્ક કરીને સિદ્ધિ કરી શક્યા હતા; અને યોગ વડે

તેની અનુભૂતિ પણ મેળવી શક્યા હતા. જનકવિદેહીની રાજસભામાં અનેક વિદ્વાનો; અને ગાર્ગી જેવી સૂક્ષ્મ અભ્યાસ કરનારી વિદુષી સ થે ઘણા આધ્યાત્મિક પ્રશ્નોનાં સમાધાન તેમણે કર્યાં હતાં, અને છેવટે પ્રવજ્યા સ્વીકારી વૈરાગ્ય; બોધ અને ઉપરતિનો સમકાલે અભ્યાસ કરી બ્રહ્મવિદ્યાની પ્રતિષ્ઠા જીવન્મુક્ત અવસ્થામાં મેળવી જાણી હતી.

કૃષ્ણયજુર્વેદ અને શુકલયજુર્વેદની શાખાના બ્રાહ્મણો વચ્ચે કંઈક વંશપરંપરાનો દ્વેષ, જેમ વસિષ્ઠ અને વિશ્વામિત્રના ગોત્રના ઋગ્વેદી બ્રાહ્મણોમાં ઉતરી આવેલો છે તેમ, ઉતરી આવેલો જણાય છે. ઈતિહાસ પુરાણોમાં આ દ્વેષની છાયા સારી રીતે જણાઈ આવે છે. યાજ્ઞવલ્ક્યના ત્રણ દીકરા ચંદ્રકાંત, મહામેઘ, અને વિજય અને તેમની શાખાના ચૌદ હજાર શિષ્યોને મહાદેવનો શાપ લાગ્યાનું, અને તેઓ રાક્ષસ યોનિમાં જન્મ્યાનું વર્ણન આવે છે; અને ખર, દૂષણ, અને ત્રિશિરા નામના ત્રણ રાક્ષસો તે આ ત્રણ ભાઈઓના અવતારો હતા એવું પણ વર્ણન આવે છે!!*

## (૫) માંડૂક્ય મુનિ.

ભૃગુવંશની કેવલભૃગુ અને જામદગ્ન્ય ભૃગુ એવી બે શાખા છે. તેમાં જામદગ્ન્ય વંશના વત્સ અને વિદ એવા બે ભેદ છે. તેમાં વત્સવંશમાં માંડૂક ગોત્ર આવે છે. ઋગ્વેદી બહૃચ બ્રાહ્મણમાં સંહિતોપનિષદમાં " હ્રસ્વ માંડૂકેય " મુનિનો ઉલ્લેખ આવે છે ( ઐ. આ. ૩ અ. ૫ ( ૧૨ ). આ ગોત્રની કન્યાઓ યજુર્વેદી બ્રાહ્મણોને મળતી હતી, એવું શતપથ બ્રાહ્મણના સ્રીવંશાવલિમાંથી સમજાય છે, કારણ કે તેમાં માંડૂકી પુત્રનો ઉલ્લેખ છે. માંડૂક વંશના કોઈ મહર્ષિએ સમગ્ર

* જુઓ વાલ્મીકિ रामायण-अरण्यकांड, सर्ग ૨૧ના શ્લોક ૨૧ ઉપરની રામતિલક ટીકા અને તેમાં ઉદ્ધૃત થયેલાં મહાભારતનાં વચનો.

વેદાર્થના સંગ્રહરૂપે એક આગમ પ્રકરણ પ્રણવવિદ્યાનું બાર મંત્રનું રચેલું છે તેને मांडूक्य उपनिषद् કહે છે. આ ઉપનિષદ્ સંપ્રદાય પ્રમાણે અથર્વવેદનું મનાય છે. પરંતુ પ્રણવવિદ્યા સર્વવેદની સમાન હોવાથી આ ઉપનિષદ્ સર્વ વેદવાદીઓનું પરમ માનનીય થઇ પડ્યું છે, અને મુક્તિકોપનિષદ્‌માં એમ કહેવામાં આવ્યું છે કેઃ—

" **मांडूक्यमेकमेवालं मुमुक्षूणां विमुक्तये** "

એકજ માંડૂક્ય ઉપનિષદ્ મુમુક્ષુઓના મોક્ષને અર્થે બસ છે. તેનાથી જો જ્ઞાનસિદ્ધિ ન થાય તો દશ ઉપનિષદ્ ભણવાં; તેનાથી કાર્યસિદ્ધિ ન થાય તો બત્રીસ ભણવાં, અને તેનાથી કાર્યસિદ્ધિ ન થાય તો એકસો આઠ ભણવાં. જીવન્મુક્તિનો અનુભવ કરાવવા માંડૂક્ય બસ છે; વિદેહકૈવલ્ય અર્થે બીજાં ઉપનિષદો છે.

આ ઉપનિષદ્ ઉપર ગૌડપાદાચાર્યનાં ચાર પ્રકરણો છે. આટલી મહત્તા, આ શબ્દસમૂહમાં લઘુ પણ વિચારમાં ગંભીર, ઉપનિષદ્‌ની છતાં માંડૂક્યમુનિના સંબંધની કંઇ ખાસ જાણવાલાયક હકીકત મળી આવતી નથી એ આપણું ઐતિહાસિક વિષયનું દારિદ્રય જણાવે છે.

## (૬) પિપ્પલાદ મુનિ.

અથર્વવેદના રહસ્યકાંડની ચાવી મહર્ષિ પિપ્પલાદના કબજામાં છે. તેમના તાત્ત્વિક વિચારો પ્રશ્નોપનિષદ્‌માં છ શિષ્યોના તેમની સાથેના સંવાદમાં ગ્રથિત થયા છે. પ્રશ્ન કરનારાનાં નામ (૧) સુકેશા ભારદ્વાજ, (૨) શૈબ્ય સત્યકામ, (૩) સૌર્યાયણિ ગાર્ગ્ય, (૪) કૌશલ્ય આશ્વલાયન, (૫) ભાર્ગવ વૈદર્ભિ, (૬) કબંધી કાત્યાયન.

પિપ્પલાદ મુનિનું નામ બૃહદારણ્યકનાં વંશ બ્રાહ્મણમાં આવતું જણાતું નથી, પરંતુ તે મુનિ અથર્વવેદના શાખા પ્રવર્તક છે. બાલાકિ ગાર્ગ્ય અને સૌર્યાયણિ ગાર્ગ્ય ઘણુંકરીને ભિન્ન વ્યક્તિઓ છે; અને તેથી યાજ્ઞવલ્ક્ય સાથે સંવાદ કરનાર ગાર્ગ્ય ( બાલાકિ ), અને પિપ્પલાદ સાથે પ્રશ્નોત્તર કરનાર ગાર્ગ્ય ( સૌર્યાયણિ ) એક માની

યાજ્ઞવલ્કયના સમકાલીન પિપ્પલાદ છે એવું અનુમાને કેટલાક કરે છે, તે અસ્થાને છે. વળી કબંધી કાત્યાયન અને કકુદ કાત્યાયન એકજ વ્યક્તિ છે એવું કેટલાક વિચારકો જણાવે છે; જો તે હકીકત સત્ય હોય તો પિપ્પલાદનો સમય બુદ્ધ ભગવાનના સમય સાથે મળી જાય. કાત્યાયન વ્યક્તિવાચક નામ છે, અને કકુદ અથવા કબંધી એ અવટંક છે. તે અવટંકમાં કંઇક તેના શરીરની વિકૃતિનો ભાવ સમાયેલો જણાય છે. કાં તો તે ખુંધીઓ હોય, અથવા શરીરે જડયા જેવો હોય તે ઉપરથી આ સંજ્ઞા પડી હોય એમ સંભવે છે. કકુદ કાત્યાયન બુદ્ધ ભગવાનની પૂર્વાવસ્થા સમયે એક વૃદ્ધ યોગી હતો. ઉમાસ્વાતી જૈનાચાર્યના તત્ત્વાર્થાધિગમ સૂત્રની ટીકામાં પિપ્પલાદને અજ્ઞાની કુદૃષ્ટિ તરીકે વર્ણવ્યા છે. આવા ઉલ્લેખો ઉપરથી સમજાય છે કે પિપ્લાદ મુનિ નજીકના બુદ્ધ પૂર્વભાવી છે. ગર્ભોપનિષદ, શારીરક, પરબ્રહ્મ, શરભ વિગેરે અથર્વવેદનાં ઉપનિષદોમાં પિપ્પલાદનું તત્ત્વજ્ઞાન ગુંથાયેલું જણાય છે. તેમની તત્ત્વવિદ્યાનું ચિંતન આગળ કરવામાં આવશે.

દધીચિ અથર્વાની પત્ની ગભસ્તિની હતી. આ સ્ત્રીનું બીજું નામ પ્રાતિથેયી હતું. લોપામુદ્રાની તે બહેન થાય. દધીચિ અને પ્રાતિથેયી ઘણાં તપસ્વી દંપતી હતાં. દેવોને હરાવ્યા પછી પોતાનાં આયુધો ઇંદ્રાદિ દેવોએ દધીચિ જેવા તપસ્વીના આશ્રમમાં મૂકવા આવ્યાં. તેમનો અભિપ્રાય એવો હતો કે આ તપસ્વી આગળ દૈત્યો આવી શકશે નહિ. અને અસ્ત્રો સુરક્ષિત રહેશે, અને તેને જાળવવાની ભાંજગડ પડશે નહિ. પ્રાતિથેયીએ દધીચિને સમજાવ્યા કે આ પારકું ધન રક્ષણ કરવામાં જોખમ છે. આ પોતાનું ક્ષાત્રધર્મ મૂકનારા દેવો તમારા પ્રસંગે શત્રુ થશે, અને દૈત્યો વિનાકારણ સંતાપ આપશે: દયાશીલ સાધુએ પોતાથી બને તે ઉપકાર મન, વાણી અને શરીર વડે કરી છૂટવો, પરંતુ પારકું ધન અનામત રાખવું નહિ; આ નીતિ સૂત્રનો ઉપદેશ પોતાનાં સુજ્ઞ પત્નીનો દધીચિને ગળે ઉતર્યો નહિ, અને દેવોનાં અસ્ત્રો જાળવવાની લપમાં પડયા. દેવો વર્ષોનાં વર્ષો વીત્યાં

તોપણ અસ્ત્રો લેવા આવ્યા નહિ, અને દૈત્યો દધીચિ ઉપર દ્વેષ કરવા લાગ્યા. છેવટે દેવોનાં અસ્ત્રો જે જે મંત્રોવડે ઉત્પન્ન થયાં હતાં તે તે મંત્રોવડે આયુધોનું જલવડે અભિમંત્રણ કરી પોતે પી ગયા, એટલે પાણી વિનાનાં અસ્ત્રો માત્ર પડી રહ્યાં, અને સઘળું અસ્ત્રનું વીર્ય તેમના શરીરના અસ્થિજાલમાં ગુપ્ત થઇ રહ્યું. ત્યારપછી દેવોએ પોતાનાં અનામત મૂકેલાં અસ્ત્રોની માગણી કરી, અને નિર્વીર્ય અસ્ત્રો જોઈ પોતાનાં હતાં તેવાં શસ્ત્રો પાછાં આપવા ધમાલ કરી. દધીચિએ કહ્યું કે તે અસ્ત્રોનું વીર્ય પોતાનાં અસ્થિઓમાં છે, માટે મારૂં શરીર લઇ જાઓ. દેવો કહે કે જીવતા બ્રાહ્મણને કંઈ અમારાથી મરાય નહિ, માટે સત્યવ્રતનું પાલન કરવું હોય તો તમે પોતે અસ્થિનું દાન કરો. આ પ્રસંગે ચતુર પ્રાતિથેયી હતાં નહિ, એટલે ભોળા દધીચિને દેવોએ પ્રાણત્યાગનો આગ્રહ કર્યો. મુનિએ બદ્ધપદ્માસન થઇ વાયુ અને અગ્નિની ધારણા કરી, મધ્યમ નાડી સુષુમ્ણામાં પ્રવેશ કરી હૃદયાકાશમાં આવી પ્રાણોનો સ્વેચ્છાથી ત્યાગ કરી બ્રહ્મપદમાં સાયુજ્ય પામ્યા. ત્યારપછી શબના માંસનું ગાયો પાસે ભક્ષણ કરાવી ત્વષ્ટા મારફત દેવોએ મુનિનાં અસ્થિમાંથી નવાં આયુધો કર્યાં. પ્રાતિથેયી ઉમાની પૂજા કરી પાછાં ફર્યાં ત્યારે આ કષ્ટપ્રસંગ જોવામાં આવ્યો. તેમણે પોતાના ગર્ભમાં રહેલા બાલકનો પ્રસવ થયા બાદ પતિની પછવાડે અગ્નિમાં અનુગમન કર્યું, અને બાળકનું રક્ષણ વનદેવતાઓને સોંપ્યું. આ વનદેવતાને સોંપાયેલો બાળક પીપળનાં ફળ ખાઇ વનમાં ઉછર્યો તેનું નામ પિપ્પલાદ.

પિપ્પલાદને મોટા થયા પછી પોતાનાં માતપિતાના દેહોત્સર્ગના પ્રસંગની માહિતી મળી, અને છળ કરનાર દેવોને શિક્ષા કરવા નિશ્ચય કર્યો. ચંદ્રમાની પ્રાર્થના કરવાથી તેને રૂદ્રની ઉપાસના કરવાનું સૂચન થયું. ગૌતમીતટે ભારે તપ કરી પિપ્પલાદે રૂદ્રનો સાક્ષાત્કાર કર્યો. વરદાનમાં દેવોનો નાશ કરવાનું સામર્થ્ય માગ્યું. રૂદ્રે કહ્યું કે મારૂં ત્રીજું નેત્ર તું જ્યારે જોઇ શકીશ ત્યારે તે સામર્થ્ય મળશે. ધ્યાન-

યોગ વડે પિપ્પલાદે શિવનું તૃતીય નેત્ર અનુભવ્યું, તે નેત્રમાંથી કૃત્યા એટલે નાશ કરનારી શક્તિ ઉત્પન્ન થઈ. તેને આજ્ઞા કરી કે દેવોનો નાશ કરો એટલે કૃત્યાએ પ્રથમ પિપ્પલાદને પકડયા, કારણ કે દેવોએ તે દેહ દધીચિ અને પ્રાતિથેયી દ્વારા ઉત્પન્ન કર્યો હતો. પિપ્પલાદે શિવની સ્તુતિ કરી, અને શિવે સમજણ આપી કે દ્વેષથી પર પ્રાણીનો નાશ ઇચ્છનાર પ્રથમ પોતે સપડાય છે. કૃત્યાનું શિવે નિવારણ કર્યું અને વડવાગ્નિરૂપ તે કૃત્યાને સરસ્વતી આદિ પંચ નદીઓ સમુદ્રમાં વળાવી આવ્યાં. ત્યારપછી પિપ્પલાદને શિવજ્ઞાનનું સ્ફુરણ થયું, વડવાનલ શમી ગયો, દેવો અને ગાયો સૂર્યબિંબમાં શમી ગયાં. ઋષિમુનિઓ ગૌતમી ગંગામાં સ્નાન કરવા વડે સર્વ પવિત્ર થયાં, અને ગૌતમી ગંગા ઉપર પિપ્પલેશ્વર તીર્થ થયું. આવી આખ્યાયિકા બ્રહ્મ પુરાણના ૧૧૦ મા અધ્યાયમાં છે.

આ આખ્યાયિકામાં અવાંતર ગર્ભિત સત્ય એક નિકળે છે કે હિંદુ-પારસીઓના છૂટા પડતા પહેલાં સૂર્યદાહ શમનો થતો હતો, અને સૂર્યના કિરણોને ગો સંજ્ઞા આપી જણાય છે. અથર્વ વંશના દધીચિ-પર્યંત દેવાસુર સંગ્રામ ચાલુ હતો, અને પિપ્પલાદ છેવટે હિંદુઓના અથર્વ શાખાના પ્રવર્તક થયા.

### (૯) રાજર્ષિ જનક.

વિદેહરાજ્યના રાજાઓ અનેક થયા છે, અને યાજ્ઞવલ્ક્યને આશ્રય આપનાર જનક તે કયા જનક એનો નિર્ણય કરવો કઠિન છે. સીતાના પિતા જનક તે જ યાજ્ઞવલ્ક્યના શિષ્ય એવું આપણા જૂના કવિઓનું મંતવ્ય જણાય છે. ભવભૂતિ વીરચરિતમાં કહે છે કે—

स एष राजा जनको मनीषी
पुरोहितेनांगिरसेन गुप्तः ।
आदित्यशिष्यः किल याज्ञवल्क्यो
यस्मै मुनिर्ब्रह्म परं विवव्रे ॥

કહોડને વરુણના પુત્રે હરાવ્યો અને તેનું જળમાં ડૂબવાથી અપમૃત્યુ થયું. કહોડની સ્ત્રી સુજાતા, જે ઉદ્દાલક મુનિની પુત્રી થાય, તે પોતાના પુત્ર અષ્ટાવક્ર સાથે પોતાના પિતાને ત્યાં રહેવા ગઇ. મોસાળમાં માતામહ ઉદ્દાલકને અષ્ટાવક્ર "તાત" કહી બોલાવે. તે ઉપરથી તેના મામા શ્વેતકેતુએ હાંસી કરી કે ઉદ્દાલક તો મારા "તાત" અને તારા તો માતામહ થાય. ત્યારે "તાત" કોણ એ પ્રશ્ન અષ્ટાવક્રે પોતાની મા સુજાતાને પૂછ્યો. સુજાતાએ તેના પિતાનું વાદમાં અપમાન થવાથી ડૂબી જવાથી મરણ થયાની હકીકત કહી. તે ઉપરથી વિદ્યા વડે વરુણ પુત્ર બંદીને જનકની સભામાં હરાવવાની પ્રતિજ્ઞા લીધી. શ્વેતકેતુ અને અષ્ટાવક્ર જનકની સભામાં ગયા, અને બંદી સાથે જે હારે તે પાણીમાં ડૂબી મરે. એવી શરત કરી. પછી કહોડ ખરી રીતે ડૂબેલા નથી, પરંતુ વરુણના વશમાં અટકાવમાં છે એવો પ્રસંગ આવે છે, અને કહોડ રજુ થાય છે. અષ્ટાવક્રે બંદીને હરાવવાથી કહોડ ગુમ થએલા મળી આવ્યા તે ઉપરથી અષ્ટાવક્રનું જનકે સન્માન કર્યું. અષ્ટાવક્રે સંક્ષેપમાં બ્રહ્મબોધ જનકને કર્યો, અને "પેંગડે પગ અને બ્રહ્મ ઉપદેશ" ની કહેવત અષ્ટાવક્ર અને જનકના પ્રસંગની હજુ સુધી પ્રજામાં ચાલે છે. દેહ વિગેરે સર્વોપાધિનું આત્માભિમાન મૂકી દે તે બ્રહ્મસ્વરૂપને સમજે છે, અને પછી તે રાજ્ય વ્યવહાર કરે કે સંન્યાસી થાય—આ ઊંડી સમજ જનકને અષ્ટાવક્રે આપી જણાય છે,

## (૮) રાજર્ષિ પ્રવાહણ જૈબલિ

મનુષ્ય પ્રાણીની મરણોત્તર ગતિ સંબંધમાં રાજર્ષિ પ્રવાહણ જૈબલિએ કંઈક ઝીણા વિચારો કર્યા છે. સામાન્ય વૈદિક કર્મ કરનારની પિતૃયાનની પુનરાવૃત્તિવાળી ગતિનું અને બ્રહ્મની ઉપાસના કરનારની દેવયાનની ગતિનું સ્વરૂપ જૈબલિ વર્ણવે છે. મનુષ્યનાં કર્મનાં બીજો અથવા વાસનાઓ વડે તેનો જીવાત્મા પંચાગ્નિમાં

વિપક્વ થાય છે; અને ઉંચા લોકમાં ગતિ કરી પુનઃ માતૃગર્ભમાં મનુષ્યલોકમાં જન્મે છે. ભૂતાત્માની લોકલોકાંતરમાં કર્માનુસાર ગતિ, અને પુનઃ મૈથુન વડે પુનરુત્પત્તિ થવામાં વૈરાગ્યની ભાવના તે સિદ્ધ કરાવવા માગે છે. આ ઊંડી સમજણવાળો મનુષ્ય સંસારી દશામાં મરે તોપણ તે તપસ્વી અરણ્યવાસીના જેવી દેવયાનની ગતિને મેળવે છે. આ પુનરાવૃત્તિવાળી પિતૃયાનની ગતિ અને પુનરાવૃત્તિ વિનાની ક્રમમોક્ષવાળી દેવયાનની ગતિ વિનાનાં પણ ક્ષુદ્ર પ્રાણીઓની ત્રીજી ગતિ છે. તેઓ ઉત્તમ લોકમાં પુણ્ય ભોગવવાને અર્થે જઈ શકતા નથી, પરંતુ મરે છે, અને તરત નવા દેહમાં જન્મે છે. આવી ધારાવાહી જન્મમરણની પરંપરા પાપકર્મનું ફલ છે.

યજ્ઞકાંડની ક્રિયાની વાસનાથી રંગાયેલા બ્રાહ્મણોને યજ્ઞવિદ્યાની પરિભાષામાં પુનર્જન્મની પ્રક્રિયા આ ક્ષત્રિય રાજર્ષિએ ઘડી જણાય છે, અને તે વિદ્યાની સમજણ તેણે પ્રથમ ઉદ્દાલક અને તેના પુત્ર શ્વેતકેતુને આપેલી જણાય છે. મનુષ્યપ્રાણીનાં યજ્ઞાદિ કર્મો શ્રદ્ધાપૂર્વક કરવામાં આવે તેની સૂક્ષ્મ કલા અથવા "વરાળ" (આપઃ સર્વત્ર ફેલાયલું જલ) રૂપાંતર પામી લોકલોકાંતરમાં નવા દેહની ઘટના કરે છે. આવું મંતવ્ય પ્રવાહણનું સમજાય છે. તેની પંચાગ્નિવિદ્યાની પ્રક્રિયા નીચેના કોષ્ટકથી સમજાશેઃ—

| અનુક્રમ | અગ્નિનું સ્વરૂપ | સમિધ્ | ધૂમ | જ્વાલા | અંગારા | તણખા | હોમ કરવાનું દ્રવ્ય | ફલ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | દ્યુલોક | આદિત્ય | કિરણ | દિવસ | ચંદ્રમા | નક્ષત્ર | યજ્ઞાદિ કર્મો | સોમ |
| ૨ | પર્જન્ય (મેઘનો અથવા અંતરિક્ષ લોક) | વાયુ | વાદળી | વિદ્યુત્ | વીજળીનો કડાકો | ગર્જના | સોમ | વર્ષ |
| ૩ | ભૂલોક | સંવત્સર | આકાશ | રાત્રિ | દિશાઓ | અવાંતર દિશા | વર્ષ | અન્ન |
| ૪ | પુરુષ શરીર | વાક્ | પ્રાણ | જિહ્વા: | ચક્ષુ | શ્રોત્ર | અન્ન | વીર્ય |
| ૫ | સ્ત્રી શરીર | ઉપસ્થ | વિષય વાસના | યોનિ | મૈથુન | વિષય સુખ | વીર્ય | ગર્ભ |

ઉપરની પ્રક્રિયામાં શુભાશુભ કર્મના સંસ્કારો કોઈ સૂક્ષ્મ વ્યનો આશ્રય લઈ પાંચ ભૂમિકામાં વિપક્વ થાય છે, અને છેવટે મૃત્યુલોકમાં પુરૂષના અથવા મનુષ્યના દેહમાં પરિણામ પામે છે, એવી ભાવના ગુંથાયેલી જણાય છે.* વિપાકનો ક્રમ સામાન્ય જીવોની સમજણનો નથી અને જીવોની પ્રવૃત્તિ કર્મની વાસનાને ઘણે ભાગે વશવર્તતી હોવાથી અપૂર્વ અથવા ધર્માધર્મનું સ્વરૂપ અમુક જાતિના દેહના નિર્માણમાં શી રીતે નિયમન કરનાર હોય છે તે પ્રત્યક્ષ થઇ શકતું નથી, પરંતુ તેવું નિયામક નિમિત્ત હોય છે એ શ્રદ્ધા ઉપર આ સિદ્ધાંત રચાયેલો છે. આ શ્રદ્ધા જ્યારે સંસ્કારનો સંયમ કરવાનું બલ પ્રાપ્ત થાય છે ત્યારે ઉદય પામી પૂર્વ જાતિની સ્મૃતિ જગવી શકે છે એવું યોગશાસ્ત્રનું મંતવ્ય + છે. આરંભમાં ધર્માધર્મના વિપાકની જે શ્રદ્ધા "વરાળ"ના રૂપની છે, તે યોગ પ્રત્યક્ષ થતાં ઘનીભાવને પામી જ્ઞાન રૂપે પલટાય છે.

---

* જુઓ છા. ઉ. પ્રપાઠક-૨, ખંડ ૯; જુઓ બૃ. આ. ઉ. ૬-૨

+ જુઓ संस्कारसाक्षात्करणात्पूर्वजातिज्ञानम् ( योगसूत्र ३-१८ )

## પ્રકરણ પાંચમું
## ઉપનિષદ્ સાહિત્યના મુખ્ય પ્રવર્તકો (ચાલુ)
### (૯) સત્યકામ જાબાલ.

જેવી રીતે શ્રીજા વર્ણનાં [ ઇતરા ] માતાના પુત્ર ઐતરેય મુનિ વેદશાખાપ્રવર્તક ઋષિ થયા હતા, તેમ જબાલા નામની દાસીના પુત્ર સત્યકામ વેદશાખાના પ્રવર્તક ઋષિ થયા છે. તેમની માતાનું નામ જબાલા હતું, અને તેણે પોતાના પુત્રને વિદ્યા મેળવવા ગૌતમ ગોત્રના હારિદ્રુમત ગુરુને ત્યાં મોકલ્યો. પુત્રે પૂછ્યું કે મા મારું ગોત્ર કયું! તે જણાવ્યા વિના મને શિષ્ય તરીકે ગુરુ શી રીતે સ્વીકારશે? તે ઉપરથી માએ કહ્યું કે નીચે પ્રમાણે ગુરુને કહેજે:—

"મારી માતા દુઃખી અવસ્થામાં દાસી તરીકે જીવન ગાળતી હતી, અને યુવાવસ્થામાં મને પુત્ર તરીકે તેણે મેળવ્યો છે. માતાનું નામ જબાલા છે, અને મારું નામ માના વંશ ઉપર જાવાલ સત્યકામ છે."

ગુરુને ત્યાં તે બાળક હિંમતથી ગયો, અને ગોત્રના સંબંધી પ્રશ્ન થતાં ઉપર પ્રમાણે જ તેણે ઉત્તર આપ્યો. બીજા વિદ્યાર્થીઓ આ માતૃગોત્રીને હસવા લાગ્યા. ગુરુએ ઉદાર બુદ્ધિથી તોડ આણ્યો કે આ બાળક સત્યવાદી છે, અને તેથી બ્રાહ્મણ વંશનો જ હોવો જોઇએ. બ્રહ્મત્વ સત્યત્વ ઉપર ઘડાયેલું છે. જ્યાં સત્ય નથી ત્યાં બ્રહ્મ નથી, જ્યાં સત્ય છે ત્યાં બ્રહ્મ છે. આ પ્રમાણે જાતિ ઉપર ભાર નહિ મૂકતાં ગુણકર્મ ઉપર ભાર મૂકી શિષ્ય તરીકે સત્યકામને સ્વીકાર્યો. પરંતુ નૈસર્ગિક બુદ્ધિનાં પ્રભાવ વડે તે સેવાધર્મનો સ્વીકાર કરી વિદ્યાની વૃદ્ધિ કરી શક્યો. ગુરુની પાસે લૌકિક ઉપદેશની પદ્ધતિથી તે વિદ્યા સંપાદન કરી શક્યો નથી. પરંતુ એક વૃષભ અને થોડી

સંખ્યાની ગાયોના ટોળાને લઈ તે ગાયો હજાર થાય ત્યારે મારી પાસે આવજે—એવી ગુરુની આજ્ઞાને શિરસાવંદ્ય ગણી અરણ્યમાં ગોવાળીઆનું જીવન ગાળતો આ બાળક પ્રકૃતિ નિરીક્ષણ વડે, અને સ્વાભાવિક પ્રતિભા વડે તેજસ્વી થયો. તેણે બ્રહ્મરૂપ તત્ત્વને ચાર પાદમાં સમજી જાણ્યું. વાયુદેવતાનું સ્વરૂપ સમજી તે દેવતાદ્વારા બ્રહ્મ સ્ફુરણવાળું તત્ત્વ છે એવો નિર્ણય કર્યો. ત્યાર પછી અગ્નિદેવતાના અનુગ્રહથી બ્રહ્મ અનંત છે એવો નિશ્ચય કરી શક્યો. ત્યાર પછી આદિત્યદેવતાદ્વારા બ્રહ્મના જ્યોતિર્મય સ્વરૂપને સમજી જાણ્યું; અને છેવટે જલચર પ્રાણી (મદ્દગુ)ના પ્રેરક પ્રાણદેવતાદ્વારા બ્રહ્મ પિંડસ્થ એટલે દેહવાળું (આયતનવાળું) થઇ શકે છે એવું જ્ઞાન મેળવી શક્યો. આ પ્રમાણે પૂર્ણબ્રહ્મ પ્રકાશવાન્ એટલે સ્ફુરણવાન્, અનંતવાન્, જ્યોતિષ્માન્ અને આયતનવાન્ વસ્તુ છે એવા પરોક્ષજ્ઞાનને મેળવી, ગાયો જ્યારે ઉત્પત્તિના ક્રમથી હજાર થઇ ત્યારે ગુરુ પાસે હાજર થયો. તેના મુખ ઉપર ગુરુએ બ્રહ્મવર્ચસ્ જોયું, અને પૂછ્યું કે બ્રહ્મવિદ્ શી રીતે થયો. તેણે વિનોદથી કહ્યું કે "મનુષ્યવર્ગ સિવાયના પ્રાણીઓએ કંઇક શિખવ્યું છે, પરંતુ મેં સાંભળ્યુ છે કે આચાર્ય પાસેથી મેળવેલી વિદ્યા જ ઠરેલી રહે છે. માટે મારી વિદ્યા આપના અનુગ્રહથી પ્રતિષ્ઠિત થવી જોઇએ." મનુષ્યજાતિના હારિદ્રુમત આચાર્યે, દિવ્ય જાતિના પ્રાણીઓ દ્વારા સત્યકામ જાબાલની મેળવેલી વિદ્યાનું અનુમોદન આપ્યું. ત્યારપછી સત્યકામ જાબાલ ગુરુપીઠ ઉપર આવ્યો. તેના અનેક શિષ્યોમાં ઉપકોસલ કામલાયન પ્રધાન જણાય છે. તેણે ગુરુપત્નીની સેવા કરી અગ્નિરહસ્યવિદ્યા અને આત્મવિદ્યા ગુરુકુલમાં સંપાદન કરી. જાબાલ શાખામાં આત્મવિદ્યા ઉપાસના દ્વારા મેળવવાની એક વિલક્ષણ પદ્ધતિ છે. જાવાલ, જાવાલદર્શન ઉપનિષદોમાં સંન્યાસ અને જ્ઞાનનું પ્રતિપાદન છે, અને भस्मजाबाल, रुद्राक्षजाबाल, વિગેરે ઉપનિષદોમાં શૈવમતની ઉપાસના ગુંથાયેલી છે.*

* જુઓ छान्दोग्य उ. प्र. ४ खंड ४—९

## (૧૦) સયુગ્વા રૈક્વ

જેવી રીતે કુલમદ અને જાતિમદ ત્યજાવનાર ઐતરેય અને સત્યકામ જાબાલનાં જીવનો આર્ય સમયનાં છે, તેવું જ ધનમદને ત્યજાવનાર દૃષ્ટાંત સયુગ્વા રૈક્વનું છે. આ તત્ત્વજ્ઞાનના રસિક પુરુષનું જીવન કંઇક રમુજી છે. આ મનુષ્ય, જાતિએ બ્રાહ્મણ છે, વિદ્વાન્ છે, પણ ઘણો દરિદ્રી છે. હાલના જમાનામાં જેમ ભટકતા લવારીઆઓ પોતાનો ઘરવાખરો ગાડામાં ભરી જ્યાં ત્યાં ધંધો મળે ત્યાં ફરી જીવન ગાળે અને ગાડા તળે પડી રહે તેવા આ દરિદ્રી બ્રાહ્મણ રખડતા રખડતા જાનશ્રુતિ પૌત્રાયણ નામના રાજાના મહાવૃષ નામના દેશમાં ગાડા તળે પડી રહેતા; તેથી આ રખડતા રામને "સયુગ્વા" એટલે "ધુંસરીવાળા ગાડા તળે રહેનાર રૈક્વ" એવા નામથી પ્રજા ઓળખતી. જાનશ્રુતિની કીર્તિ વિદ્યારસિક તરીકે બહુ હતી. તે ઘણા દાનેશ્વરી હતા, અને ધર્મશાળાઓ વિગેરે બાંધી લોકોપકારનાં ઘણાં કામો તેણે કર્યાં હતાં. આ રાજા સંધ્યાકાળે મહેલની અગાશીમાં સુતા હતા ત્યારે બે હંસ આકાશમાં ઉડતા ઉડતા તેમની ભાષામાં વાતચિત કરતા તેણે સાંભળ્યા. પંખીની ભાષા મનુષ્ય સમજી જતા હશે કે કેમ એ પ્રશ્ન આ શંકાશીલ જમાનામાં બાજુ ઉપર રાખી તેમની વાતચિતનું સ્વરૂપ સમજવા પ્રયત્ન કરીએ. આગળ ઉડતા પંખીને પાછળનો હંસ કહે છે કે ભાઇ! સંભાળીને જાનશ્રુતિના રાજ્યમાં ઉડજે કારણ કે એ રાજાની કીર્તિ દિવસના જ્યોત જેવી ઝળકે છે, અને તું તેમાં અંજાઇ જઈ રાત્રે ભોંય ઉપર પડી જઇશ. આગળના પંખીએ કહ્યું કે ભાઈ શું તું "સયુગ્વા રૈક્વ" જેવી તેની કીર્તિ માને છે? "સયુગ્વા રૈક્વ" કોણ—એમ પ્રશ્ન થયો. ઉત્તર બીજા પંખીએ આપ્યો કે જેમ મોટા પાસામાં નાના પાસાના દાવ સમાઈ જાય તેમ આ લોકમાં જે કંઇ સારૂં કામ થાય તેનું પુણ્ય આ સયુગ્વાને મળે છે, એટલે એની કીર્તિનો પાર નથી.

જાનશ્રુતિએ આ હંસોની વાત સાંભળી, આ પોતાના કરતાં ચઢીઆતા પુરષની શોધ કરવા અધિકારીને મોકલ્યો. એકવાર તો તે રવડી પાછો આવ્યો કે એવો કોઇ મનુષ્ય રાજ્યમાં જણાતો નથી. રાજાએ કહ્યું કે બ્રાહ્મણને શોધવાની રીતે શોધ કર, અને દમામથી શોધ ન કર. અધિકારીએ વિવેકની રીતે શોધ કરવા માંડી, અને છેવટે તેને આ રમતારામ એક ગાડાતળે પગે ખરજવું થયેલું તે હાથવતી ઘસ્યા કરતા જડી આવ્યા. અધિકારીએ પૂછ્યું—શું તમારૂં નામ "સયુગ્વા રૈક્વ"? જવાબ મળ્યો કે 'હા'. અધિકારીએ રાજાને શોધ કરી આ રમતારામના રંગ કહી સંભળાવ્યા. રાજા સો ગાયો, રથ વિગેરે લઇ આ દરિદ્ર બ્રાહ્મણ પાસે ગયા, અને આ સંપત્તિ સત્કારમાં અર્પણ કરી કહે કેઃ—"મહારાજ, આપ કયા દેવની ઉપાસના કરો છો તે કૃપા કરી જણાવો." જવાબમાં રમતારામે કહ્યું કેઃ—"હે શુદ્ર, ગાયો વિગેરે તારૂં તારી પાસે રહેવા દે, અને ચાલ્યો જા." રાજા ફરીથી હજાર ગાયો, રથ, અને ઉપરામણીમાં કન્યા લઇ ગયો. આ સર્વ અર્પણ કરી અને સાથે ગામ ઇનામમાં આપી પૂછવા લાગ્યો કે મહારાજ આપ જે દેવતાની ઉપાસના કરો છો તેનું મને જ્ઞાન આપો. આ રમતારામે હસતાં હસતાં કન્યાનું મુખ જોઇ કહ્યું કે "હે શુદ્ર, આ એક કન્યાના મુખના દાન વડેજ હું તૃપ્ત છું! માત્ર કન્યાદાનના બદલામાં હું વિદ્યા આપું. આ બીજી તારી ઉપાધિ મારે કામની નથી."

સારાંશ, આ દરિદ્રી બ્રાહ્મણ અયાચકવ્રત પાળનાર, ગૃહસ્થાશ્રમ માંડવા કન્યા મેળવવા ઝંખતા હશે. રાજા કંઇક જાતિશુદ્ર જણાય છે, અને આ બ્રાહ્મણે એમને પ્રાણદેવતાને લગતી સંવર્ગવિદ્યા શીખવી છે તેથી શુદ્રને વેદવિદ્યા શિખવવાનો પાછળનો નિષેધ બ્રાહ્મણોને ભારે અડચણરૂપ થવાથી શુદ્રનો રૂઢ અર્થ ત્યજી "શોકવડે રાજા પાછો ગયો તેથી શુદ્ર" એવા યૌગિક અર્થને વેદાંત સૂત્રમાં સૂત્રકારને ઉભો કરવો પડ્યો છે. ગમે તેમ હોય પણ આ વેદવાક્યમાં પેઠેલો "શુદ્ર"

શબ્દ ઉપનિષદ્‌માંથી ખસી શકયો નથી, અને તે સંબંધમાં વેદનું શબ્દમય સ્વરૂપ પઠનપાઠનની રીતે જળવાયું છે તેને આભારી છીએ. આ શબ્દના સ્થાનબળ વડે શૂદ્રને બ્રહ્મવિદ્યાનો અધિકાર હતો તે આપણે આ જમાનામાં પકડી શકીએ છીએ.

આ રમુજી દષ્ટાંતથી શૂદ્ર રાજાની કન્યા બ્રાહ્મણને મળી અને તેની પ્રજા તે હાલના રાયકવાળ બ્રાહ્મણો ગણાય છે. રૈકવપુરાણ સ્કંદપુરાણની અંદર પાછળથી ઉત્પન્ન થયું છે તેમાં આ શ્રૌત આખ્યાયિકા ઉપર રાયકવાળ બ્રાહ્મણો પોતાની વંશાવલિ આ મૂલ પુરુષ સુધી લઇ જાય છે; જેમ ક્ષત્રિય રાજાઓ પોતાની વંશાવલિ સૂર્ય અને ચંદ્ર સુધી પહોચાડે છે, તેમ આ પણ વંશાભિમાનનો પ્રયોગ છે!

ઐતરેય, જાબાલ અને રૈકવ—આ ત્રણ ઋષિઓનાં જીવન એટલું તો શ્રૌતસાહિત્ય ઉપરથી સાબીત કરે છે કે વેદવિદ્યા બ્રાહ્મણ વર્ગના કબજામાં પડી હતી તે ખરૂં, પરંતુ શૂદ્રજાતિપર્યંતના માતૃ-વંશમાં ઉત્પન્ન થયેલા ઋષિપદે ચઢતા હતા; અને અનુલોમ પ્રજા સવર્ણપ્રજા સથે હરિફાઈ કરી વિદ્યાકર્મ વડે ઉંચી પ્રતિષ્ઠા મેળવતી હતી. ઔપનિષદ કાળનું આ સામાજિક ચિત્ર વર્ણાભિમાનીઓએ શાંત ચિત્તે વિચારવાજેવું છે, અને ઉદારભાવે વિદ્યાનો પ્રચાર કરવાનાં ઉપયોગમાં લેવા જેવું છે.*

સયુગ્વા રૈકવે શીખવેલી સંવર્ગવિદ્યાનું સ્વરૂપ આગળના પ્રકરણમાં યોગ્ય સ્થાને આવશે.

---

* આ ચિત્ર છાન્દોગ્ય ઉપનિષદ્ પ્ર ૪. ૧-૨, ૨ [ખંડ] ઉપ-રથી આલેખાયું છે.

સયુગ્વા રૈકવ શ્રીમતી અનંતલક્ષ્મી અમ્મલ ( Studies in Upanishads)ના અભિપ્રાય પ્રમાણે વ્રાત્યગૃહપતિ હતા. વ્રાત્યગૃહપતિનાં ઉપકરણમાં ગાડું (વિપથ) અને પુંશ્ચલી વિગેરે હોવાનું અથર્વવેદ. ૧૫મા વર્ણન છે તેથી આ અનુમાન ઉભું કરવામાં આવ્યું જણાય છે.

## (૧૧) ચિત્ર ગાર્ગ્યાયણિ

ઉદ્દાલક અને તેમના પુત્ર શ્વેતકેતુ રાજર્ષિઓ દ્વારા સવિશેષ જ્ઞાન સંપાદન કરી શ્રુતર્ષિ થયા છે. તેમાં પ્રથમ રાજર્ષિ પ્રવાહણ જૈબલિ દ્વારા પંચાગ્નિવિદ્યા તેમણે મેળવ્યાનું વર્ણન આવી ગયું છે. તે ઉપરાંત આ પિતા-પુત્રને પ્રબોધ કરનાર રાજર્ષિ ચિત્ર ગાર્ગ્યાયણિ જણાય છે. તે રાજર્ષિને ગાર્ગ્યાયણ પણ કહે છે. ગર્ગ વંશના અને તેથી અંગિરા કુલના તેઓ હોય એવું અનુમાન જાય છે. રાજાઓનાં કુલ પ્રથમ તેમના પુરોહિતોના બ્રહ્મકુલ સાથે જોડી વ્યવહરવામાં આવતાં હતાં. જ્યારે પ્રવાહણ જૈબલિએ ભૂલોકમાં મનુષ્યદેહમાં પુનર્જન્મ પામવાનો પંચાગ્નિ વિદ્યાનો રહસ્યક્રમ સમજાવ્યો હતો; ત્યારે ચિત્ર ગાર્ગ્યાયણિએ સ્વર્ગલોકનું સ્વરૂપ, પ્રાણ, બ્રહ્મવાદ, ઉત્તમ પુત્રની પ્રાપ્તિ, અને પિતાએ પુત્રને સ્વેચ્છાથી વિદ્યાનું સંપ્રદાન કરવાની પદ્ધતિ એટલા રહસ્યો સમજાવ્યાં છે.

## (૧૨) પ્રતર્દન દૈવોદાસિ

આ રાજર્ષિએ પ્રાણવિદ્યાનાં સૂત્રો પૂર્વ રાજર્ષિઓથી મેળવ્યાં છે, પરંતુ શુદ્ધ આત્મવિદ્યાની પ્રાપ્તિ તેણે ઇન્દ્ર દેવથી મેળવ્યાનું કહેવાય છે. જ્યારે પ્રાણતત્વમાં સર્વ ક્રિયાશક્તિ કેન્દ્રિત થાય છે, ત્યારે આત્મતત્ત્વમાં સર્વ જ્ઞાનશક્તિ એકતંત્ર થાય છે. સર્વ ભૂતથી ઘડાયેલાં દેહનાં પુટો તથા ઇન્દ્રિયોની માત્રાઓનું જીવન પ્રાણવડે છે, અને પ્રાણનું જીવન પ્રજ્ઞા વડે છે. આ પ્રાણ-પ્રજ્ઞાથી બનેલો, અને ભૂતમાત્રા ઉપર સર્વ રીતે અંકુશ સ્થાપનાર ચિદાત્મા અજર, અમર, અને આનંદમય લોકાધિપતિ પરમેશ્વર છે, અને તે જ મારો આત્મા છે આવું સ્પષ્ટ જ્ઞાન પ્રાણીને સર્વ પાપપુણ્યના બંધનથી મુક્ત કરે છે એવી વિદ્યા ઇન્દ્રે પ્રતર્દનને આપી છે. ઉપનિષદોના વિચારકોમાં આપણે બારને મુખ્ય રીતે નજર આગળ તરતા રાખ્યા છે. બીજા અનેક ચિંતકોનાં નામો આખ્યાયિકા અને સંવાદોમાં આવે છે, પરંતુ

આ બાર વિચારકોએ પોતાનાં ચિંતનોને મૂર્તરૂપ આપ્યું જણાય છે. આ બારમાં વરુણ વિગેરે દેવર્ષિઓ છે. મહીદાસ અને સત્યકામ શ્રુતર્ષિ અને સત્યર્ષિઓ છે એટલે બહુશ્રુતપણાથી અને સત્યનિષ્ઠાથી આર્ષબુદ્ધિ સંપાદન કરેલી છે. ઉદ્દાલક અને શ્વેતકેતુ એ બ્રહ્મર્ષિ ઉપરાંત શ્રુતર્ષિ પણ છે; જનક, પ્રવાહણજૈવલિ, અને ચિત્ર ગાર્ગ્યાયણ રાજર્ષિઓ છે; માંડૂક્ય, પિપ્પલાદ અને યાજ્ઞવલ્ક્ય મુનિઓ સિદ્ધ યોગીઓ છે. આ સર્વ વિચારકોમાં કેવલ પઠનપાઠન વડે બ્રહ્મવિદ્યા પ્રકટ થયેલી નથી, પરંતુ શ્રુત, તપ, સત્ય, અને સમાધિના અભ્યાસ વડે પ્રતિભાનો ઉદય થવાથી બ્રહ્મવિદ્યાના સામાન્ય અને વિશેષ અંશો તેમને પ્રકટ થયા જણાય છે.

---

## પ્રકરણ છઠ્ઠું

# ઉપનિષદ્ સાહિત્યનો કાલનિર્ણય

ઉપનિષદોના સાહિત્યનો શ્રૌત સાહિત્ય સાથેનો સંબંધ આપણે પ્રથમ પ્રકરણમાં વિચારી ગયા છીએ. તે ઉપરથી સમજાય છે કે મુખ્ય ઉપનિષદો શ્રૌતસાહિત્યમાં મંત્ર, બ્રાહ્મણ અને આરણ્યકમાં ગુંથાયેલાં છે. તેઓ સ્વતંત્ર સમુચ્ચયરૂપે છૂટાં તો માત્ર લગભગ ઇસ્વી સનના પંદરમા સોળમા સૈકામાં પડ્યાં જણાય છે. પૂર્વાચાર્યો ઉપનિષદ્નો ઉલ્લેખ વેદશાખાનું નામ દઇ કરે છે. જ્યારથી ઉપનિષદો સ્વતંત્ર વ્યૂહરૂપે છૂટાં પડ્યાં ત્યારથી શાખાસંબંધ વિસરાવા લાગ્યો, અને તેના પરિણામમાં ઘણાં નાનાં પ્રકરણો પાછળથી તેમાં દાખલ થવા પામ્યાં છે; જેવાં કે વજ્રસૂચી ઉપનિષદ્ વિગેરે. પ્રાચીન ઉપનિષદો જે મંત્ર-બ્રાહ્મણમાં ગ્રથિત થયાં છે તેનો કાલ મંત્ર-બ્રાહ્મણને અનુસાર ઠરાવવો પડે તેમ છે.

ઋગ્વેદની મંત્રસંહિતા દશતયી એટલે દશ મંડલમાં યાસ્કના સમયમાં રચાઈ ગઈ હતી. યાસ્કાચાર્ય મંત્ર અને બ્રાહ્મણનાં વાક્યો ઘણાં ઉદ્ધૃત કરે છે. તેમાં પણ ઋગ્વેદ સંહિતા, શતપથ બ્રાહ્મણ અને તૈત્તિરીય આરણ્યકનાં વાક્યો યાસ્કના નિરુક્તમાં તારવી શકાય છે. બ્રાહ્મણગ્રંથોના સંબંધમાં बहुभक्तिवादीनि वाक्यानि એટલે બ્રાહ્મણમાં ઘણાં અર્થવાદ વાક્યો છે એવું યાસ્ક કહે છે. યાસ્કાચાર્ય પાણિનિ પહેલાં થઇ ગયા છે. પાણિનિ ઇ. સ. પૂ. ૭૦૦ પહેલા થઇ ગયાનું અનુમાનથી મી. ગોલ્ડસ્ટૂકર, ડૉ. ભાંડારકર, અને મી. વી. એ. સ્મીથ કરે છે. પાણિનિ પ્રાચીન અને અર્વાચીન બ્રાહ્મણ વાક્યોનો ભેદ

દર્શાવે છે. બ્રાહ્મણ ગ્રંથો સંહિતા પછી થયા છે તે નિર્વિવાદ છે. તેથી ઋગ્વેદ સંહિતામાં મોડામાં મોડાં દાખલ થયેલા મંત્રો ઈ. સ. પૂ. ૧૦૦૦–૧૨૦૦ ના સમયના છે.

બ્રાહ્મણ ગ્રંથોમાં ગોપથ બ્રાહ્મણ છેલ્લામાં છેલ્લું રચાયેલું જણાય છે. શતપથ બ્રાહ્મણનું મૂલરૂપ ષષ્ટિપથ એટલે સાઠ ખંડમાં હતું. હાલના શતપથ બ્રાહ્મણના ૧ થી ૯ મા કાંડમાં સાઠ ખંડ છે, અને શતપથનું બારમું કાંડ મધ્યમ નામવાળું છે. તે ઉપરથી ૧૦ થી ૧૪ કાંડ સુધીનો શતપથ બ્રાહ્મણનો ગ્રંથ પ્રથમ સ્વતંત્ર હશે તે શતપથની બીજી આવૃત્તિમાં દાખલ થયો તે સમયે બારમું કાંડ મધ્યમ નામવાળું ગોઠવવામાં આવ્યું એવું આંતર આલોચનથી અનુમાન નીકળે છે. વળી આ બ્રાહ્મણમાં વંશ બ્રાહ્મણમાં લગભગ ૪૦ પેઢીઓનો ઉલ્લેખ આવે છે એટલે નિદાન ૧૦૦૦–૧૨૦૦ વર્ષપર્યંતની પરંપરા ગુરુ શિષ્યના રૂપમાં ચાલેલી હોવી જોઇએ. તેથી જૂનામાં જૂનાં બ્રાહ્મણો ઈ. સ પૂ. ૧૨૦૦–૧૫૦૦ સુધીનાં હોઇ શકે. ઘણાં બ્રાહ્મણો બુદ્ધ પૂર્વભાવી છે તેમાં શંકા નથી, કારણકે તેવિજ્જ સુત્ત (સંસ્કૃત ત્રૈવિદ્યસૂત્ર)માં ઐતરેય, તૈત્તિરીય, છાન્દોગ્ય, બહ્વૃચ વિગેરે બ્રાહ્મણ શાખાઓનો નિર્દેશ આવે છે વળી પાતિકસુત્ત માં એક ભાર્ગવ બ્રાહ્મણને બુદ્ધ નીચે પ્રમાણે કહે છેઃ—

"હે ભૃગુવંશના બ્રાહ્મણ કેટલાક શ્રમણ અને બ્રાહ્મણો એવા છે કે જેઓ આ સૃષ્ટિ ઈશ્વરકૃત છે અથવા બ્રહ્માએ બનાવેલી છે એવું માને છે આ વિચારો અગ્રગણ્ય છે. પણ હે ભાર્ગવ, હું પણ સૃષ્ટિ સંબંધી વિચારો આવા કરી શકું છું, તથા તેથી વધારે પણ જાણું છું, અને તે જ્ઞાનને હું ઢંકાવા દેતો નથી." [ દીઘનિકાય III-28 ] બુદ્ધનો જીવનકાળ ઇ. સ. પૂ. ૫૬૩–૪૮૩ નો આવે છે.

આ સર્વ ઉપરથી સમજાય છે કે પ્રાચીન ઉપનિષદો બ્રાહ્મણ ગ્રંથોમાં ગ્રથિત થયાં તે બુદ્ધપૂર્વભાવી છે, અને બ્રાહ્મણ કાળના

[ઇ. સ. પૂ. ૧૨૦૦–૧૫૦૦] અવધિએ આરણ્યક ખંડમાં તે પ્રવેશ પામ્યાં છે. એટલે આ ઉપનિષદો ઇ. સ. પૂ. ૧૦૦૦ પછીનાં તો નથીજ એવું સહજ અનુમાન નીકળી શકે છે. પરંતુ આ કાલનિર્ણય માત્ર વેદાંતસૂત્ર અથવા બ્રહ્મસૂત્રમાં જેમનાં વાક્યો વિચારના વિષયરૂપે લેવાયાં છે તે ચૌદથી સત્તર ઉપનિષદોને લાગુ પાડી શકાય તેમ છે. છુટક ઉપનિષદો જેનાં વેદશાખામાં સ્થાન પકડાયાં નથી તે ઘણે ભાગે બુદ્ધોત્તર એટલે બુદ્ધ જીવન પછીનાં માનવામાં હાલ વાંધો નથી. વિશેષ સંશોધનમાં જે કંઇ પ્રમાણ વધારે મળે તે આધારે કાલનું અનુમાન બદલવું પડે.



## પ્રકરણ સાતમું

## ઉપનિષદ્‌ના પ્રતિપાદ્યવિષયો

### (૧) સેશ્વર ઉપનિષદોનો ત્રિવિધ બ્રહ્મવાદ.

ઉપનિષદ્ સાહિત્યનો વિકાસક્રમ આપણે પહેલા પ્રકરણમાં વિચારી ગયા છીએ. ઉપનિષદ્‌ની રહસ્યવિદ્યાના અક્ષરો અધિભૂતની પાટી ઉપર અને અધિદૈવની લેખણથી લખાયા છે. આ પાટી અને લેખણ વિના ઉપનિષદ્ સાહિત્યના અક્ષરો ઉકેલી શકાય તેમ નથી. ઉપનિષદ્‌નું અક્ષરબ્રહ્મ ક્ષર શરીર અને ક્ષર વિશ્વના આશ્રયથી ઓળખી શકાય. ક્ષર શરીર અને ક્ષર વિશ્વને આધારરૂપે લીધા વિના અક્ષરબ્રહ્મ અનુભવમાં આવી શકતું નથી. આ કારણથી ક્ષર સમૂહ જે અધિભૂત કોટિમાં પડે છે તેના સામાન્ય રૂપને અને તેની પ્રેરક સત્તાઓ એટલે અધિદૈવ વ્યૂહને સમજવાની જરૂર રહે છે. અધિભૂતની કૂંચી અધિદૈવમાં રહેલી છે, અને અધિદૈવની તીજોરીમાં અધ્યાત્મ રત્ન છે.

દૃશ્ય વિશ્વ જેમાં આપણાં શરીરોનો પણ અંતર્ભાવ થાય છે તેનાં ઘટક તત્ત્વો ક્રમપૂર્વક વ્યક્ત થતાં આવ્યાં છે. આપણી પાંચ જ્ઞાનેન્દ્રિયોથી જે વસ્તુ ગ્રહણ થાય છે તેના આધારે પ્રાચીનો પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ-એવાં પાંચ તત્ત્વોનો સ્વીકાર કરે છે. વાયુ અને આકાશ-અમૂર્ત વર્ગનાં, અને પૃથ્વી, જલ, તેજ-મૂર્ત વર્ગના ગણવામાં આવે છે.* મૂર્ત વર્ગનાં ત્રણ તત્ત્વો અનેકધા કાર્યકરણ એટલે દેહ-ઇન્દ્રિયમાં સંયુક્ત થાય છે, અને પુનઃ વિયુક્ત પણ થાય છે. સંયુક્ત થયેલાં કાર્યકારણરૂપ તત્ત્વો સ્થૂલ, સૂક્ષ્મ અને

---

* બૃ. આ. ઉ. II. III.

કારણ ભૂમિકામાં આવર્ત્ત કરે છે, અને એક સંઘાતરૂપે તેની જ્યાં સુધી પ્રતીતિ રહે છે ત્યાંસુધી તે એક શરીરરૂપે ગણાય છે. જ્યારે વિખુટાં પડે છે ત્યારે પુનઃ મૂલ કારણ દ્રવ્યમાં લીન થાય છે, અને કાર્યકારણના સિદ્ધ નિયમને અનુસાર નવો આવિર્ભાવ થાય છે. મૂર્ત અને અમૂર્ત જગત્ ઉત્પત્તિ, સ્થિતિ અને લયને પામે છે, અને તેથી વિનાશી છે, તોપણ પ્રવાહરૂપે એટલે કારણ દ્રવ્યરૂપે તે એકતત્વ ગણાય છે. આ દ્રવ્યની સંજ્ઞા अव्याकृत* છે એટલે પૃથક્કરણ થયા વિનાનું દ્રવ્ય છે. આ પૃથક્કરણ પામવાના વેગ વિનાના બીજરૂપ દ્રવ્યને શ્રૌત સાહિત્યમાં आपः+ (જલ) પણ કહે છે. પરંતુ જેમ મોરના ઇંડાના સમરસમાં ભવિષ્યમાં પ્રકટ થનાર સુંદર પક્ષીના શરીરના આવિર્ભાવની શક્તિ રહેલી છે, તેમ આ વિશ્વના આદિકારણ દ્રવ્યમાં એટલે અવ્યાકૃત રસમાં, અથવા વ્યાપક "જલમાં" અનેકાકાર થવાની શક્તિ રહેલી છે. જેમ કાર્યને અનુસાર કારણની શક્તિનું આપણે અનુમાન કરીએ છીએ; જેમ તેલનો અનુભવ કર્યા પછી તલમાં તેલની શક્તિ છે, અને રેતીમાં તે નથી એમ આપણે સમજી જાણીએ છીએ, તેમ જગતકારણ અવ્યાકૃતમાંથી જે અનેકાકાર વિકૃતિઓ થાય છે તે અન્વયે આપણે અનેક શક્તિના સદ્ભાવનું અનુમાન કરીએ શકીએ છીએ.× આ કારણ દ્રવ્યની શક્તિ નામ, રૂપ, કર્મ માનવામાં આવે છે. કાર્યના ઉદય પછી શબ્દ (નામ) વડે, ઇન્દ્રિયગ્રાહ્ય અથવા મનોગ્રાહ્ય આકૃતિ (રૂપ) વડે, અને તે કેવા પરિણામને અથવા ક્રિયાને (કર્મ) પ્રકટ કરે છે તે પ્રકાર વડે કારણની શક્તિના મહિમાને સમજી શકીએ છીએ. મૂલ કારણ દ્રવ્યનો એટલે અવ્યાકૃત બીજરસનો વિશિષ્ટ આવિર્ભાવ અને તિરોભાવ ભિન્ન ભિન્ન નામ રૂપ કર્મની ત્રિપુટીમાં થયાં કરે છે, એટલે તે અવ્યાકૃતમાંથી

---

* બૃ. આ. ઉ. I-VI. 1 + બૃ. આ. ઉ. I.IV-7 × બૃ. આ. ઉ. I -II-1, 2.

વ્યાકૃતમાં પ્રકટ થાય છે, પુનઃ અવ્યાકૃતમાં અળપાય છે; પુનઃ નવા રૂપમાં વ્યાકૃત થાય છે, પુનઃ અળપાય છે. આ પ્રસવ અને પ્રતિ-પ્રસવ, સૃષ્ટિ અને લય, આવિર્ભાવ અને તિરોભાવ પામતું કારણ દ્રવ્ય સિદ્ધ નિયમને અનુસાર પ્રવૃત્તિકલા અને નિવૃત્તિકલાને પામે છે. આ જગતનું સર્જન, સ્થિતિ અને લય, અકાંડતાંડવ જેવું નથી. તેના નર્તનમાં ભવ્યતા અને રમ્યતાના નિયમો પ્રવર્તે છે. આ નિયમોના છેવટના આશ્રયને ઉપનિષદ્‌માં पुरुष, नारायण, ईश्वर, शब्दब्रह्म, परंज्योतिः, परमात्मा, परब्रह्म, એવાં અનેક નામ વડે ઓળખાવવામાં આવે છે. આ વિશ્વના નિયમોનું પ્રવર્તક કારણ પ્રકાશવાળું, જ્યોતિર્મય, જ્ઞાનમય હોવાથી દેવ એટલે દ્યોતન કરનાર કહેવામાં આવે છે. અનેક ઉપાધિમાં પેઠેલો અગ્નિ વસ્તુરૂપે એક છે; અનેક આભાસોમાં પેઠેલો સૂર્ય જેમ વસ્તુરૂપે એક છે; અનેક શરીરોની ગુહામા પેઠેલો પ્રાણ વસ્તુરૂપે એક છે; તેમ આ વિશ્વના અનેક જ્ઞાન-ક્રિયાના વાહક અભિમાનીઓ-પછી તે દેવસૃષ્ટિના હોય કે મનુષ્યસૃષ્ટિના હોય-આ એક દેવના પ્રકાશના સ્પર્શ વડે જ્ઞાન-ક્રિયા-શીલ થઈ જગત્ તંત્ર ચલાવવામાં નિમિત્ત બને છે. આધિદૈવ વ્યૂહના આ અંતિમ પ્રેરકને परादेवता કહેવામાં આવે છે. જે અભિમાનીમાં ઇષ્ટબુદ્ધિ હોય તેની પીઠમાં આ પરમાર્થ દેવતા છે, અને સર્વ પ્રાણીઓ જૂદા જૂદા નામરૂપમાં પરમાર્થ દેવતાનું યજન-પૂજન કરે છે એ સિદ્ધાંત ઉપનિષદ્‌માં વ્યાપક છે, એટલે દેવતાના નામરૂપનો ઉપનિષદ્‌માં આગ્રહ નથી, પરંતુ પરમાર્થ દેવતાનું સ્વરૂપ સમજવાની કલા ઉપર ભાર છે. ઉદાહરણ તરીકે ईश ઉપનિષદ્‌માં આ પરમાર્થ દેવને ईश નામથી વ્યવહારમાં આવ્યા છે; केन ઉપનિષદ્‌માં यक्ष નામ વડે તેનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે, અને તે શિવનું એકરૂપ છે એમ ઉમા હૈમવતીએ ઇન્દ્રિને વિદ્યુત્‌ના રૂપકમાં સમજાવ્યું છે; काठक ઉપનિષદ્‌માં છેવટે નચિકેતાને अव्यक्तथी पर पुरुष તરીકે પરમાર્થદેવને સમજાવવામાં આવ્યા છે; प्रश्नोपनिषद्‌માં સઘળા જીવધન

અવ્યક્ત દ્રવ્યથી પર, વિશ્વમાં સુનારા (પુરિશય) પુરુષ નામથી વ્યવહાર કરવામાં આવ્યો છે; મુંડક ઉપનિષદ્‌માં આ પરમાર્થદેવને "સુવર્ણના રંગવાળા, બ્રહ્મદેવના પણ કારણ, જગત્ કર્તા ઈશ્વર"–એવી રીતે સમજાવવામાં આવ્યા છે; તૈત્તિરીય ઉપનિષદ્‌માં તેને આનંદમય રૂપે સમજાવવામાં આવ્યા છે; ઐતરેય ઉપનિષદ્‌માં પ્રજ્ઞાનંઘન એટલે "પ્રકૃષ્ટજ્ઞાનવાળું બ્રહ્મ"–એ રીતે ઓળખાવવામાં આવ્યા છે; છાન્દોગ્ય ઉપનિષદ્‌માં તેને પરદેવતા, સદ્બ્રહ્મ, આકાશ ઈત્યાદિ નામો વડે સમજાવવા પ્રયત્ન થયો છે; માંડૂક્ય ઉપનિષદ્‌માં "સર્વેશ્વર, સર્વજ્ઞ, અંતર્યામી" વિગેરે નામથી વ્યવહારવામાં આવ્યા છે; બૃહદારણ્યકમાં "અંતર્યામી, ઔપનિષદ પુરુષ" વિગેરે નામથી સમજાવવામાં આવ્યા છે; શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં રુદ્ર, શિવ, હર વિગેરે નામથી સમજણ આપવામાં આવી છે; નારાયણ ઉપનિષદ્‌માં નારાયણ, પુરુષ,–નામથી વ્યવહાર કરવામાં આવ્યો છે; પ્રાચીન અથર્વશિરસ્ વિગેરેમાં રુદ્ર નામથી ચિંતવવામાં આવ્યા છે. ટુંકામા સઘળા ઉપનિષદોમાં આ પરમાર્થદેવને અનેક નામરૂપ અને ગુણ વડે મનુષ્યની બુદ્ધિ આગળ રજુ કરવામાં આવે છે, અને જેમ અનેક નદીઓ અને વહેળાઓ એક સમુદ્રમાં મળે, તેમ આ અનેક નામ રૂપ ગુણવાળા દેવતાનાં રૂપો આ પરમાર્થદેવમાં ભળે છે. આ પરમાર્થદેવનું ઉપનિષદ સાહિત્યમાં રૂઢ નામ જગત્કર્તા તરીકે પરબ્રહ્મ[†] છે, જીવના અંતર્યામી તરીકે પરમાત્મા અથવા પરમેશ્વર* છે. અધિદૈવ સૃષ્ટિના પરમ પ્રેરકને આપણે પરબ્રહ્મ કહીએ, અને અધ્યાત્મ સૃષ્ટિના અંતર્યામીને આપણે પરમાત્મા કહીએ. જ્યારે તે પ્રેરક ચેતનનો પરભાવ અથવા કારણભાવ પલટાય ત્યારે અવર બ્રહ્મ એટલે "કાર્ય બ્રહ્મ"; જ્યારે મૂલ ચેતન પ્રાણાદિ ઉપાધિવાળું પરવશ પડે ત્યારે તે "જીવાત્મા" કહેવાય.

[†]શ્વે. શ્વ. ઉ. III. 7. *શ્વે. શ્વ. ઉ. III, 1. 2. VI. 7.

અધિભૂત સૃષ્ટિમાં અધિદૈવભાવે પેઠેલા *પ્રેરક ચેતનની જે કલા -નામરૂપ કર્મના તંત્રમાં એટલે દેહ, પ્રાણ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ અને -અવિદ્યાના અણુમાં ગુંચાય તે અવિદ્યા ગ્રંથિમાં પડેલો જીવાત્મા.+ તે ગુંચમાંથી જે છુટી પોતાના સાચા પ્રેરકરૂપને ઓળખે તે મુક્તાત્મા. જે સદાસર્વદા મુક્તરૂપે પોતાને ઓળખે એવું નિત્ય સિદ્ધ ચેતન તે પરમેશ્વર અથવા પરમાત્મા. તે અવ્યાકૃત [પ્રધાન], ક્ષેત્રજ્ઞ [જીવપુરુષ] અને ત્રિગુણનો અધિપતિ, અને તેના જ્ઞાન વડે સંસારદુઃખનો અંત આવે છે.×

અવ્યાકૃત દ્રવ્ય જેમાં અનેક ભેદોનાં નામ-રૂપ-કર્મ સંગાવાળા બીજકો ગુપ્ત રહ્યાં છે, અને જેને પાછળના સાંખ્યદર્શનમાં પ્રધાન, પ્રકૃતિ, અવ્યક્ત, વિગેરે નામથી ઓળખવામાં આવે છે, તેમાં ચેતનની છાયા અખંડ પેઠેલી જ હોય છે. જેમ નાળીએરમાં મધુર જલ કંઇ બહારથી આવી પેસતું નથી, તેમ આ જગતકારણ અવ્યાકૃત દ્રવ્યમાં ચેતન બહારથી આવી પેસતું નથી, પરંતુ લીન અવસ્થામાં પણ ચેતનની છાયાવાળું રહેલું હોય છે ચેતનમાં ગર્ભીભૂત આ અવ્યાકૃત દ્રવ્યને ઉપનિષદમાં અક્ષરબ્રહ્મ+ કહે છે, કારણ કે આ મોટું દ્રવ્ય અનેકાકાર થયા છતાં પોતાના મૂલ સ્વભાવથી ભ્રષ્ટ થતું નથી. પરિણામી નિત્ય સ્વભાવને લીધે તે દ્રવ્ય તરીકે એક તત્ત્વ ગણાય છે. જેમ જલ પ્રવાહી, ઘન, અને વરાળના રૂપમાં પલટાતા છતાં પોતાના મૂલ સ્વભાવથી એટલે શીતલતા, સ્નિગ્ધતા વિગેરે ધર્મથી રહિત થતું નથી, તેમ આ અક્ષરબ્રહ્મ અથવા અવ્યાકૃત જગતની ધાતુ પ્રકાશ, ક્રિયા, અને સ્થિતિ,—સત્ત્વ, રજસ્ અને તમસ્ એ સ્વભાવ-ધર્મથી કદી ભ્રષ્ટ થતું નથી. તેમાં અંતરથ ક્ષોભ થવા વડે જેમ સળગતા અગ્નિમાંથી તણખા નીકળે, તેમ અનેક ચૈતન્યનાં કિરણો

---

* તૈત્તિરિય ઉ. II. VI. +શ્વે. શ્વ. ઉ. V. 7-12; ×શ્વે. શ્વ. ઉ. VI. 14-20. + જુઓ મુંડક I. 7.

બહાર પડે છે; અને પુનઃ તે મૂલબિંબમાં અજાપાય છે. આ અક્ષર-બ્રહ્મના અંતઃસ્થ પ્રેરક તત્ત્વને દિવ્ય, અમૂર્ત પુરુષ કહે છે. તે અક્ષરબ્રહ્મના અંદર, અને બહાર વ્યાપક છે. તે પ્રાણ અને મન વિનાનો, અને ઉપર વર્ણવેલા અક્ષરબ્રહ્મથી પણ પર પુરુષ છે.*" આ પરપુરુષને પણ તે અક્ષરબ્રહ્મના સમાનાકાર વિભવવાળા હોવાથી બૃહદારણ્યમાં § अक्षर નામ આપવામાં આવ્યું છે. પરંતુ તે જ ઉપનિષદ્‌માં અક્ષર બ્રાહ્મણ પછીના पुरुष બ્રાહ્મણમાં તેને औपनिषद पुरुष એટલે ઉપનિષદ્ વડે સમજાય તેવા પુરુષ રૂપે વર્ણવવામાં આવ્યું છે. એટલે अक्षर શબ્દના પ્રકરણ પરત્વે ત્રણ અર્થો સમજવાના છેઃ—

(૧) ક્ષર પદાર્થોનું આદિકારણ, અવ્યાકૃત નામ–રૂપ–કર્મવાળું, દ્રવ્ય જે સ્વયં જડ છે, જો કે તેમાં ચિદાત્માની છાયા પેંઠેલી છે.

(૨) ચિદાત્માની છાયા વડે કંઇક સ્ફુરતાવાળું, જડાજડ ભાવ-વાળું બીજકારણ, જેમાં ઝીણામાં ઝીણું અને વ્યાપકમાં વ્યાપક આકાશદ્રવ્ય પણ ઓતપ્રોત એટલે ગુંથાઇ ગયેલું છે તે. આ દ્રવ્યને ચિદાકાશ સંજ્ઞા આપવામાં આવે છે, અને તે ભૂતાકાશથી પર છે.

(૩) જડ અક્ષરને, તથા જડાજડ અક્ષરને, પ્રેરણા આપનાર સ્વયંસ્ફુરણ સ્વભાવ ચેતનને પણ अक्षरात् परतः परः पुरुषः એવું નામ આપવામાં આવે છે.

આથી अक्षर જડદ્રવ્ય, ચિચ્છાયા વડે સ્ફુરણ પામતું જડાજડ अक्षर અને સ્વયંસ્ફુરણરૂપ શુદ્ધ अक्षर જેનું બીજું નામ पुरुष—આ ત્રણનો ઉપનિષદમાં પ્રકરણને અનુસાર અર્થ સમજવાનો છે.

શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં આ ત્રિવિધ બ્રહ્મનું સ્પષ્ટીકરણ બીજા ઉપનિષદો કરતાં વધારે સારૂં કરવામાં આવ્યું છે. જડકારણ દ્રવ્યને प्रधान–ભોગ્ય વર્ગમાં મૂકયું છે; જડાજડ દ્રવ્યને ભોક્તૃવર્ગમાં મૂક્યું છે; અને સ્વયંચેતન દ્રવ્યને પ્રેરયિતા (ईश) નામ આપવામાં આવ્યું

§ बृ. आ. उ. III, VIII-7. 12. * काठक II. 1-2.

છે. આ ત્રિવિધ બ્રહ્મને-અવ્યક્ત, વ્યક્તાવ્યક્ત, અને વ્યક્ત એટલે અસ્પષ્ટ, સ્પષ્ટાસ્પષ્ટ, અને સ્પષ્ટ ભાવે જે સમજી જાણે છે, અને ભોક્તૃભાવમાંથી તે પૃથક્ પડી, પ્રેરક પરમેશ્વરમાં અભિધ્યાનથી, તથા યોગ વડે, અભેદ પામે છે તે દેવભાવ પામી છેવટે તત્ત્વભાવમાં આવી ઠરે છે. *

ભગવદ્ગીતામાં ક્ષરપુરુષ, અક્ષરપુરુષ, અને ક્ષરાક્ષરથી ચઢીઆતા પુરુષોત્તમ—એ ત્રણ વ્યૂહમાં ભોગ્ય, ભોક્તૃ અને પ્રેરક ચેતનના સ્વરૂપનું સ્પષ્ટીકરણ થયું છે, અને તેનો આધાર આ સેશ્વર ઉપનિષદોમાં છે.

જગત્કારણ અક્ષર બ્રહ્મ ત્રિવિધ સ્વભાવવાળું એટલે ભોગ્ય, ભોક્તૃ અને પ્રેરક ઈશ્વરના ગુપ્ત ગુણધર્મવાળું એક રસાત્મક છતાં પ્રેરક પરમેશ્વર ચેતનના સંકલ્પવડે જ્યારે અવ્યાકૃત દશામાંથી વ્યાકૃત દશામાં, અવ્યક્તમાંથી વ્યક્ત દશામાં આવે છે, ત્યારે તેમાં અંતર્ગત રહેલા ભેદો બહિર્ગામી થાય છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્માં કહે છે કેઃ—

✓" આ વાત સારી રીતે ગવાયેલી છે કે બ્રહ્મ પરમ અથવા અંતિમ તત્ત્વ છે, અને તેમાં જગત્, જીવ અને ઈશ્વર સારી રીતે પ્રતિષ્ઠિત થયેલાં છે, અને તેમાં જગત્નું કારણ અક્ષર અથવા અવ્યાકૃત દ્રવ્ય ગુપ્ત રહેલું છે, તેમાં પેઠેલા અભ્યંતર ચેતનને બ્રહ્મવિદો આત્મારૂપે જાણી, તે પરમાત્મામાં લીન થઈ જન્મ પરંપરાથી મુક્ત થાય છે. આ સંયુક્ત દ્રવ્ય, જેમાં જગત્, જીવ, અને ઇશ્વર પેઠેલા છે, તેમાં ક્ષર અને અક્ષર વિનાશી અને અવિનાશી–વિશ્વ વિલસે છે. તે ક્ષરાક્ષર જગત્ સૃષ્ટિકાળે વ્યક્ત થાય છે, લયકાળે અવ્યક્ત થાય છે, અને તેને પરમેશ્વર પોતાના બલથી ભરે છે, અને પાળે છે. આ વિશ્વમાં અનૈશ્વર્ય ધર્મવાળો આત્મા એટલે જીવ ભોક્તૃભાવથી બંધાય છે; અને ઈશ્વર સ્વભાવવાળા પરમાત્માને જાણી તે સર્વપાશથી મુક્ત

* શ્વે. ઉ. I.

થાય છે. આ ત્રિવિધ બ્રહ્મ વસ્તુમાં એક ચૈતન્ય અજ્ઞાની, અને બીજું જ્ઞાની, એક ઈશ્વરભાવવાળું અને બીજું પરવશ જીવભાવવાળું સમજાય છે. આ બેની સાથે ભોક્તૃભાવવાળા જીવોના ભોગ સિદ્ધ કરાવનાર સંસ્કારોનાં બીજને ધારણ કરનારી એક અપૂર્વ બકરી [ અજા–"નહિ જન્મ પામેલી," મૂલ પ્રકૃતિ અથવા અવ્યાકૃત ત્રિગુણ દ્રવ્ય જેનો રૂઢ અર્થ બકરી થાય છે, અને તે અનેક રંગવાળાં બચ્ચાં પ્રકટ કરે છે એવું રૂપક છે ] જોડાયલી છે. અકર્તા, અનેક અનંત આત્મા વિશ્વરૂપ ધારણ કરી તે અજાને જુએ છે. આ ત્રણને એટલે કે કર્તા ભોક્તાનો જીવાત્માને, દ્રષ્ટા તથા પ્રેરક પરમાત્માને, અને બેના સંબંધવાળી અજાને જે સમજી જાણે છે તે આ બ્રહ્મને જાણે છે. તેમાં નાનાં નાનાં બીજનાં કણોને [ધાના] ધારણ કરનાર દ્રવ્ય જેને પ્રધાન કહે છે, તે ક્ષરભાવવાળું થાય છે, અને તેમાં અમૃતભાવવાળો અક્ષર જીવ પ્રવાહી રૂપે રહે છે. આ અક્ષરભાવવાળા જીવાત્માને એક પરમાત્મદેવ નિયમમાં રાખે છે.। આ ક્ષર–અક્ષરના નિયામક પરમ પુરુષને ત્રણ રીતે સમજવાનો છેઃ–[૧] અભિધ્યાન વડે એટલે સમગ્ર વિશ્વમાં તે અંતર્યામી તરીકે પેઠા છે એ રૂપે અવલોકન કરવા વડે; [૨] તેમની સાથે જીવાત્માનો યોગ કરવા વડે એટલે કે જેમ નાનો પ્રકાશ મોટા પ્રકાશમાં ભળવાથી એક થઈ જાય તેમ અસંપ્રજ્ઞાત યોગ સિદ્ધ કરવા વડે; [૩] ત્યાર પછી ખરી રીતે એક જ વસ્તુભૂત ચેતન છે, અને તેનાં બે જીવ અને ઈશ્વર રૂપો છે, એવા તત્ત્વભાવ વડે એટલે અદ્વૈત સાક્ષાત્કાર વડે. અભિધ્યાન, યોગ અને તત્ત્વભાવ એ ત્રણ ઉપાયો વડે પરમપુરુષનો અનુભવ કરનારને છેવટે વિશ્વની માયા નિવૃત્ત થાય છે,, અને ત્યાર પછી અનુક્રમે નીચેનાં વિદ્યાનાં ફળો પ્રકટ થાય છેઃ–[૧] આ અનુભવી પુરુષને. સામાન્ય જનો, દયા, લજ્જા, ભય, શોક, તિરસ્કાર કુલાભિમાન, શીલાભિમાન, અને જાતિ અભિમાન–એ આઠ પાશ વડે બંધાઈને જેમ કર્મ કરે છે, તેમ બંધનને વશ વર્તીને કર્મ કરવાનું બંધ થાય છે.

[૨] તેનાં અવિદ્યા, અભિમાન, રાગ, દ્વેષ, અને મરણભય-એ પાંચ ક્લેશો ક્ષીણ થાય છે, [૩] જન્મમૃત્યુની પરંપરા તૂટે છે; અને [૪] ઉપર કહેલા અભિધ્યાન વડે એટલે સર્વજ્ઞ પરમેશ્વરનો સદ્‌વાસ અને નિવાસની ભાવના વડે આપ્તકામ બની દેહભેદ થતાં અણિમાદિ સર્વ ઐશ્વર્યને પ્રકટ કરે છે. જાણવા યોગ્ય સર્વ વસ્તુનો આટલામાં સમાસ થાય છે, અને તે સર્વ જ્ઞેય પોતાના આત્મામાં આવી વસેલું છે. આ સારસંગ્રહથી અધિક કંઇપણ જાણવાનું નથી. ટુંકામાં કહીએ તો આ બ્રહ્મ ત્રણ ભાવવાળું એટલે ભોક્તા, ભોગ્ય, અને પ્રેરક-જીવ જગત્ અને ઈશ્વર-એ ત્રણ ભાવવાળું છે." ×

ઉપરના સુંદર સારસંગ્રહથી આપણને સેશ્વર ઉપનિષદો સ્પષ્ટ સમજાવે છે કે બ્રહ્મતત્ત્વમાં એક પ્રેરક પરમેશ્વરનો પ્રભાવ રહેલો છે. તે પ્રભુત્વ આંતર અને બાહ્ય વ્યાપી રહેલું છે. ભોક્તૃભાવવાળો જીવ, અને ભોગ્યભાવવાળું વિશ્વ-એ બંને આ પરમપુરૂષને અધીન છે અને ભોક્તૃજીવનું પણ ચૈતન્ય તદાશ્રિત છે એટલે કે તે પરમ પુરૂષના સ્વભાવચૈતન્યની કાં તો છાયા છે, કાં તો પ્રતિબિંબ છે, કાં તો આભાસ છે, કાં તો અંશ છે. પાછળના વેદાંતમાં જીવાત્માનો અને પરમાત્માનો સંબંધ વ્યક્ત કરવા છાયાવાદ, પ્રતિબિંબવાદ, આભાસ વાદ, અવચ્છેદવાદ વિગેરે અનેક સંભાવનાઓ ઉભી થઇ છે, પરંતુ પ્રાચીન ઉપનિષદોમાં આવા વાદ નથી, પણ દૃષ્ટાન્તોના વૈવિધ્યથી જીવના સાચા આત્મા તરીકે પરમપુરુષ અથવા પરમેશ્વરને ઓળખાવવામાં આવે છે, અને **ભોક્તા આત્માની કલા ગૌણ છે,** એમ દર્શાવવામાં આવે છેઃ પરમપુરુષ અથવા પરમેશ્વરને ઉપાસના વડે એટલે કે અભિધ્યાન અને યોગ વડે પોતાના આત્મરૂપે આપણે ઓળખવાના છે, અને પોતાના કર્તા-ભોક્તાપણાના રૂપને ગૌણ ગણી આપણે ત્યજવાનું છે. પરમપુરુષમાં દેવભાવ સિદ્ધ કરી જાણ-

× શ્વે. શ્વ. ઉ. I-7, 12.

નારને જ તત્ત્વભાવ જાગે છે એ ઉપર સેશ્વર ઉપનિષદોમાં ભાર છે. આ ઔપનિષદ સિદ્ધાંતની શુદ્ધ ઈશ્વિરવાદની બાજુ વિસરાવાથી અને ઉપનિષદોને કેવળ નિર્ગુણબ્રહ્મવાદના પાછળના વેદાંત સિદ્ધાંતનાં ચશ્મા વડે અવલોકવાથી ઉપનિષદનું સરલ અને તે સાથે ગંભીર રહસ્ય અભ્યાસકોની નજર બહાર જાય છે.

[૨] ત્રિવિધ બ્રહ્મ પૈકીના પ્રેરક પરમેશ્વરનાં ત્રણ રૂપો, અને પ્રણવ સાથે તેનો સંબંધ ત્રિવિધ બ્રહ્મના સ્વરૂપમાં પેઠેલા પ્રેરક પરમ-પુરુષને ઉપનિષદો એકલા વિશ્વમય એટલે કે વિશ્વરૂપ દર્શાવે છે એમ નહિ. પરંતુ વિશ્વથી ઉત્તીર્ણ એટલે કે વિશ્વથી પર પણ જણાવે છે. જ્યારે ક્ષેત્રજ્ઞ જીવ ક્ષેત્રમાં જ ગુંચાયેલો ક્ષેત્રમર્યાદામાં જ કર્તૃત્વ ભોક્તૃત્વ ધારણ કરી શકે છે, ત્યારે આ પ્રેરક પરમપુરુષ પ્રધાનને ક્ષોભ આપી વિશ્વાકાર પરંપરાઓ રચે છે અને જીવાત્માની પીઠમા રહી તેના સુખદુ:ખના ભોક્તૃત્વમાં નિમિત્ત કારણ બને છે. એટલુંજ નહિ પણ પોતાના મૂલ શુદ્ધ રૂપમાં अक्षरात्परतः परः એટલે અવ્યાકૃત પ્રધાન, જે ઝીણામાં ઝીણું તત્ત્વ છે તેનાથી પણ પર તે રહે છે. આ નિર્વિકાર ભાવવાળું પ્રેરક પુરુષોત્તમનું સ્વરૂપ त्रिपादूर्ध्व એટલે વિશ્વની બહાર ત્રણ ચતુર્થાંશ વ્યાપક રહે છે, અને તેનો એક ચતુર્થાંશ જાણે વિશ્વમાં પેઠો હોય એમ બને છે. નિર્વિકાર સ્વભાવમાં સદા સર્વદા રહેતું આ પોણા ભાગનું શુદ્ધ રૂપ, અને વિકારી અક્ષરમાં પેઠેલું તેનું પા ભાગનું રૂપ મળી પુરુષોત્તમ અથવા પરાદેવતાનું પૂર્ણ રૂપ બને છે. વિશ્વમાં પા ભાગમાં પેઠેલા ઔપનિષદ પરપુરુષની કારણદ્રવ્યમાં પેઠેલી કલાને અંતર્યામી કહે છે; સૂક્ષ્મદ્રવ્યમાં પેઠેલી કલાને સૂત્રાત્મા–હિરણ્યગર્ભ વિગેરે નામથી ઓળખવામાં આવે છે; અને સ્થૂલ દ્રવ્યમાં પેઠેલી કલાને વિરાટ્ એવું નામ આપવામાં આવે છે. અભિધ્યાન નામના ઉપર વર્ણવેલા ઉપાયમાં પ્રણવને સાધનરૂપે લઈ માંડુક્ય ઉપનિષદમાં સૃષ્ટિ કાલના સ્થૂલ વિરાટ્ના અભિમાનને अकार વડે; સ્થિતિકાલના સૂક્ષ્મ હિરણ્યગર્ભને उकार વડે; અને લયકાળના

કારણ અંતર્યામી ઈશ્વરને મકાર વડે ચિંતવવામાં આવે છે, અને ત્રણે માત્રાઓને સમસ્ત ભાવમાં મૂકી ૐકારના એકાક્ષર વડે નિર્વિકાર તુરીય અથવા ચોથા સ્વરૂપને ભાવનામાં ઉભું કરવામાં આવે છે.

કારણદ્રવ્યની ત્રીજી ભૂમિકામાં આ વિશ્વ લય પામે છે અથવા સંહાર પામે છે, અને તે વિશ્વની લયાવસ્થાવાળું પ્રેરક પરમાત્માનું રૂપ બે બાજુએ સંબંધવાળું હોય છે. એક તરફ નિર્વિકાર તુરીય સ્વરૂપ સાથે સંબંધવાળું અને બીજી તરફ પુનઃસર્જન થવાના વેગવાળા કારણદ્રવ્ય સાથે જોડાયેલું. જેમ સમુદ્રમાં ભરતી-ઓટની મર્યાદાઓ હોય છે, અને સર્વાંશ ઓટ થયા પછી સમુદ્ર પોતાની મૂળ મર્યાદામાં સ્તબ્ધ રહે છે, અને જેમ મૂલ મર્યાદાના સ્તબ્ધીભાવની રેખા પર્યંત જ મોજાં આવજા કરે છે, તેમ કારણ ભૂમિકાની પરાકાષ્ઠા ઉપર રહેલું પ્રેરક પુરુષોત્તમનું રૂપ ખરી રીતે કેવલ નિર્ગુણ નથી, પરંતુ કારણદ્રવ્યને ક્ષોભ આપવાના ભરછક બલવાળું સગુણ હોય છે. આથી આ કારણદ્રવ્યની તુરીયપદ તરફની પરાકાષ્ઠાવાળા રૂપને માંડૂક્ય ઉપનિષદ્ નીચે પ્રમાણે વર્ણવે છેઃ—

"આ સર્વેશ્વર છે, સર્વજ્ઞ છે, આ અંતર્યામી આત્મા છે, આ સર્વ પ્રાણી પદાર્થોની ઉત્પત્તિ અને લયનું અધિકરણ અથવા યોનિ છે. *

આ અંતર્યામી પરમેશ્વરની વિભુતા અને મહિમાને જીવાત્માએ નીચેનાં સ્થાનોમાં ઓળખવા પ્રયત્ન કરવાનું વિધાન બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કરવામાં આવ્યું છે. ૧ પૃથ્વીમાં, ૨ જલમાં, ૩ અગ્નિમાં, ૪ અંતરિક્ષમાં, ૫ વાયુમાં, ૬ દ્યુલોકમાં, ૭ સૂર્યમાં, ૮ દિશાઓમાં, ૯ ચંદ્રતારક મંડલમાં, ૧૦ આકાશમાં, ૧૧ તમસમાં, ૧૨ પ્રકાશમાં - બાહ્ય વિશ્વમાં જોઈ જાણવાનો છે. તે ઉપરાંત સર્વભૂત પ્રાણીઓનાં સચેતન-૧૩ શરીરોમાં, ૧૪ પ્રાણમાં, ૧૫ વાણીમાં, ૧૬

* मांडूक्य 6.

ચક્ષુરિન્દ્રિયમાં, ૧૭ શ્રોત્રેન્દ્રિયમાં, ૧૮ મનમાં, ૧૯ વિચારમાં, ૨૦ વિજ્ઞાનમાં, અને ૨૧ રેતસૂમાં તે પ્રવેશ પામેલો છે એમ સમજવાની અગત્ય છે. આવાં એકવીસ તત્ત્વોમાં પુરુષોત્તમ સહવાસ તથા નિવાસ કરીને રહ્યા છે. આ પદાર્થોમાં અંતર્ગત રહેલા જે પરમેશ્વરને પૃથિવ્યાદિ જાણતાં નથી, પૃથિવ્યાદિ જેનાં જાણે શરીરો છે, અને પૃથિવ્યાદિના અભિમાનીઓ-પછી તે દેવ હોય કે મનુષ્ય હોય, મોટા જીવ હોય કે ક્ષુદ્ર જીવ હોય-જેના નિયમને વશ વર્તી પોતપોતાનાં નિયત કર્મો કરે છે, તેવા આ અંતર્યામી અમૃત આત્મા અનુભવ કરવા યોગ્ય છે. ખરેખર, આ અંતર્યામી આત્મા વિના બીજો કોઈ સાચો આત્મા નથી, તે જ અંતર્યામી સામાન્ય રીતે અદષ્ટ છતાં સાચો દ્રષ્ટા છે, નહિ સાંભળેલો છતા સ્વયં સાભળનાર છે, મન વડે ગ્રહણ થઈ શકે તેવો નહિ છતા મનને સંકલ્પ વિકલ્પ કરાવે છે; બુદ્ધિ વડે ન પકડાય તેવો છતાં બુદ્ધિને પ્રકાશ આપનાર છે. તેના વિના બીજો કોઇ જોનારો નથી, સાંભળનારો નથી, વિચાર કરનાર નથી, અનુભવ કરનાર નથી. એવો આ આત્મા તે આપણું સાચું દૈવત છે, તેના વિનાનું સર્વ ક્ષુદ્ર અથવા મિથ્યા છે. +

આવા અંતર્યામી અમૃત આત્મા વડે આ વિશ્વના અનેક ભેદો અને રંગોને આપણે ઢાંકવાના× છે. વિશ્વની ભેદમયી દૃષ્ટિ પલટાવી આ પરમેશ્વરની અભેદમયી દિવ્યદૃષ્ટિ આપણે ઉઘાડવાની છે.

આ અંતર્યામી પરમેશ્વર વિશ્વમાં અમૃત અથવા મધુરૂપે અથવા રસરૂપે પેઠેલા છે. જેમ અનેક પુષ્પોમાંથી અનેક સ્વાદવાળા રસને એકત્ર કરી મધમાખીઓ સમરસ મધુ ઉત્પન્ન કરે છે, તેમ આ અંતર્યામી પરમેશ્વર વિશ્વના અનેક ભેદોમાંથી સમરસ બ્રહ્મનામનું અમૃત પ્રકટ કરે છે. જેમ પૃથિવી સર્વ ભૂતપ્રાણીઓને પોષણ આપનાર દ્રવ્ય છે, અને પુનઃ પૃથિવીના શરીરને પુનઃ તે તે જીવોનાં

+ બૃ. ઉપ. ૩. III-7. × ઈશ ૧.

શરીરો નાશ પામી નવું નવું બનાવે છે. જેમ પૃથિવીના ગોલકમાં પેઠેલો તેજોમય અને અમૃતમય પુરૂષ, તેમ આપણા શરીરમાં તેજોમય અને અમૃતમય પુરુષ છે. આ બે ભિન્ન અધિકરણમાં પેઠેલા પુરુષો બે નથી પણ એક જ વસ્તુ છે. આવું આ દશ્ય જગત્‌માં સમસ્ત સર્વત્ર એકરસ પેઠેલું અમૃત બ્રહ્મ છે. આ અંતર્યામી પરમેશ્વરનું સમભાવે અમૃત-મધુ-બ્રહ્માંડમાં પૃથિવીના તેજમાં, અને પિંડાંડમાં અન્નમય શરીરમાં પેઠેલું છે; બ્રહ્માંડમાં જલરાશિના દ્રવમાં, અને પિંડાંડમાં વીર્યરસમાં પેઠેલું છે; બ્રહ્માંડમાં અગ્નિના દાહ પ્રકાશમાં અને પિંડાંડમાં વાણીના તેજમાં પેઠેલું છે; બ્રહ્માંડમાં વાયુના વેગમાં અને પિંડાંડમાં પ્રાણના સ્પંદમાં પેઠેલું છે; બ્રહ્માંડમાં સૂર્યમંડલના પ્રકાશમાં અને પિંડાંડમાં ચક્ષુરિન્દ્રિયનાં કિરણોમાં પેઠેલું છે; બ્રહ્માંડમાં દિશાઓના ચક્રમાં, વિભુતાના રૂપમાં, અને પિંડાંડમાં શ્રોત્રમાં ધ્વનિરૂપે પેઠેલું છે; બ્રહ્માંડમાં ચંદ્રમંડળની જ્યોત્સ્નામાં અને પિંડાંડમાં મનોમયી પ્રતિભામાં પેઠેલું છે; બ્રહ્માંડમાં વિદ્યુન્મંડલમાં સ્ફુરણાવલિમાં અને પિંડાંડમાં બ્રહ્મવર્ચસ્‌માં પેઠેલું છે; બ્રહ્માંડમાં ઘનમંડલમાં ગર્જનારૂપે, અને પિંડાંડમાં નાદરૂપે પેઠેલું છે; બ્રહ્માંડમાં આકાશમંડલમાં અવકાશરૂપે અને પિંડાંડમાં હૃદયાકાશના દિવ્ય ઘુમટમાં પેઠેલું છે; બ્રહ્માંડમાં ધર્મતત્ત્વમાં ગુણકર્મરૂપે અને પિંડાંડમાં ધાર્મિક બુદ્ધિના રૂપમાં પેઠેલું છે; બ્રહ્માંડમાં સત્યલોકમાં સનાતન દ્રવ્યરૂપે અને પિંડાંડમાં સત્યવચનમાં પેઠેલું છે; બ્રહ્માંડમાં મનુષ્ય જાતિમાં માનુષભાવમાં અને પિંડાંડમાં માનુષી વાસનામાં પેઠેલું છે. ટુંકામાં બ્રહ્માંડમાં સર્વભૂત-પ્રાણીનાં શરીરોમાં અભિમાનીરૂપે અને પિંડાંડમાં જીવભાવે પેઠેલું છે તે અમૃત મધુ આ અંતર્યામી આત્મામાંથી સ્રવે છે. આ સર્વભૂત પ્રાણીઓનો સાચો આત્મા સર્વભૂતોનો અધિપતિ છે, સર્વભૂતોનો રાજા છે. જેમ રથચક્રની નાભિમા રથના ચક્રના આરાઓ ગોઠવાયેલા હોય છે, તેમ આ અંતર્યામી આત્મામાં

સર્વ ભૂતપ્રાણીઓ સર્વ દેવો, સર્વ લોક, સર્વ પ્રાણો અને સર્વ જીવો જોડવાયેલા છે.⚬

આ અંતર્યામી કારણભૂમિકાના પરમેશ્વર બ્રહ્માંડની જાણે નાભિ ન હોય તેવા અદષ્ટ રહી સૂત્રાત્મા અથવા હિરણ્યગર્ભના રૂપમાં પ્રાણીઓનાં કરણગ્રામને એટલે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પ્રાણતત્ત્વ, મન, બુદ્ધિ વિગેરે ઉપાધિઓને જ્ઞાનપ્રકાશ, અને ક્રિયાનાં બલ આપે છે; અને વિરાટાત્માના રૂપમાં પ્રાણીઓના અન્નમય ઉપાધિને ભરણપોષણ કરે છે. પ્રેરક પરમેશ્વરનું આ ઇચ્છા, જ્ઞાન અને ક્રિયાનું સામર્થ્ય સ્વયંભૂ છે, અને તે તેની સ્વાભાવિક શક્તિ છે, કંઇ આગંતુક બલ નથી. આ શ્વેતાશ્વતર ઉપનિષદની સ્વાભાવિક વિવિધાકાર શક્તિઓને "ઇન્દ્રની માયા" રૂપે ઋગ્વેદમાં† અને બૃહદારણ્યક ઉપનિષદના મધુકાંડમાં વ્યવહરવામાં આવી છે; પરંતુ આ માયા મિથ્યા પ્રદર્શનરૂપ નથી, પરંતુ અનેકાકાર ચમત્કૃતિ કરનારી પરમેશ્વરની સ્વાભાવિકી શક્તિ છે. અથવા દેવની આત્મભૂતા% શક્તિ છે. આ સ્વાભાવિકી આત્મભૂતા શક્તિ અનેક ચમત્કૃતિ કરનારી હોવાથી માયાશક્તિ કહેવાય છે, અને અદ્ભુત ક્રિયા કરવાના સામર્થ્યવાળી હોવાથી પ્રકૃતિશક્તિ કહેવાય છે. ઉપનિષદ સાહિત્યમાં મિથ્યાપ્રદર્શન કરનારી માયાનો ઉલ્લેખ નથી, પરંતુ આત્મભૂતા ચિચ્છક્તિનાં અપૂર્વ ઇચ્છા, જ્ઞાન અને ક્રિયા કરનારા વિલક્ષણરૂપે બ્રહ્મણશક્તિ, માયાશક્તિ, પ્રકૃતિશક્તિ વિગેરે હેતુગર્ભિત નામો આપવામાં આવ્યાં છે. વેદાંતશાસ્ત્રનો પાછળનો માયાવાદ ઉપનિષદનાં વાક્યોમાંથી સરલતાથી પ્રકટ થઇ શકે તેમ નથી. ઉપનિષદો ઘણે ભાગે શક્તિવાદના સમર્થનમાં જાય છે, માયાવાદના ટેકામાં જતાં નથી.

---

⚬ બૃ. આ. ઉ. II–V, † ઋ. VI–47, (18)

% શ્વે ઉ. I. 3; VI—8

## પ્રકરણ આઠમું

## ઉપનિષદોના પ્રતિપાદ્ય વિષયો (ચાલુ)

### પ્રેરકબ્રહ્મ અથવા પર પુરુષના ગુણ ધર્મો.

ભોક્તૃવર્ગ, ભોગ્ય વર્ગ અને પ્રેરક પરમાત્મા એ ત્રણ વ્યૂહવાળું ત્રિવિધ બ્રહ્મનું સેશ્વર ઉપનિષદોમાં વર્ણન કરાયું છે. તેમાં ભોક્તૃભોગ્ય ગૌણ પદાર્થો છે, કારણ કે તેઓ પ્રેરક આત્માને આશ્રિત છે. પ્રેરક આત્મા સ્વયંસિદ્ધ વસ્તુ છે. ભોક્તૃ અને ભોગ્ય જ્યારે તાજવાં છે, ત્યારે પ્રેરક પરમાત્મા તેનો કાંટો છે. આ પ્રેરક આત્માને સેશ્વર ઉપનિષદો "અંતર્યામી અમૃત આત્મા" કહે છે. તેના કારણદ્રવ્ય, સૂક્ષ્મદ્રવ્ય, અને સ્થૂલદ્રવ્યના અધ્યક્ષપણાના ભેદો વડે ઇશ્વર, હિરણ્યગર્ભ (સૂત્રાત્મા), અને વિરાટ્ એવાં ત્રણ રૂપો હોય છે; પરંતુ તે સર્વ એક જ આત્માનાં લય, સ્થિતિ અને સૃષ્ટિના નિયમન કરવાના સંબંધથી ઉભાં થયેલાં રૂપો છે. વસ્તુતઃ આ ત્રણ જૂદા આત્માઓ નથી.

પરમ પુરુષ અથવા સગુણ પરમેશ્વરનાં નામ, રૂપ, અને ગુણોનું ઉપનિષદોમાં ઘણું વ્યાપક ચિંતન છે. પ્રત્યેક ઉપનિષદમાં કોઇ કોઇ ખાસ નામ, રૂપ, ગુણ ઉપર ભાર મૂકી વર્ણન કરવામાં આવે છે. સેશ્વર બ્રહ્મવાદીઓ આ સર્વ ગુણોનો ઉપસંહાર કરી પરમેશ્વરનું ભાવનીયરૂપ મન વડે રચે છે, અને તેનું પરિશીલન, અભિધ્યાન અને યોગ વડે કરે છે. જે વસ્તુ મન, વાણી અને ઇન્દ્રિયોને સામાન્ય રીતે ગોચર થતી નથી, તે વસ્તુની ભાવના બાંધવી પડે અને તે ભાવનાનુસાર ધારાવાહી ચિંતન કરવું પડે છે. તેવી ભાવનાના પ્રકર્ષ વડે મૂલ વસ્તુનો સાક્ષાત્કાર થાય છે એવો ઔપનિષદ સિદ્ધાંત છે. તે સિદ્ધાંતનું પ્રતિપાદન સાધન પ્રકરણમાં થશે. અત્રે એટલું જ પ્રતિપાદન કરવામાં આવે છે કે ત્રિવિધ બ્રહ્મ પૈકીના પ્રેરક બ્રહ્મનું સ્વરૂપ ઉપ-

નિષદોમાં છુટક છુટક વર્ણવાયું છે તેને એક કેન્દ્રમાં લાવી વિચારવાની ઉપનિષદ્‌ના અભ્યાસકને જરૂર છે. તે વિના બુદ્ધિમાં સગુણ બ્રહ્મવાદ ચઢે તેમ નથી.

પ્રત્યેક ઉપનિષદ્‌ની મર્યાદામાં સગુણ બ્રહ્મવાદ ન્યૂનાધિક અંશે આવે છે. સગુણના સ્પર્શ વિનાનું ભાગ્યે જ કોઈ ઉપનિષદ્ હશે. નિર્ગુણ બ્રહ્મવાદ તે ઉપર શિખર સ્થાને ઘડાયો છે. જેમ શેરડી રસમય છે—એ વાક્યનો અર્થ એવો નથી કે શેરડીમાં કૂચાં પોંણી ન હોય. તેનો અર્થ એટલો જ છે કે શેરડીના પ્રત્યેક અવયવમાં મધુરતા પેઠેલી છે, અને તે ચૂસવાથી સમજાય છે. તેવીજ રીતે આ વિશ્વ બ્રહ્મમય છે. હરિમય છે—એવો જે સિદ્ધાંત આપણે વિચારી ગયા તેનો અર્થ એવો નથી કે જડ અને અજડ—ભોગ્ય અને ભોક્તૃવર્ગ—સમૂળગો છેજ નહિ. એનો અર્થ એટલો જ છે કે બ્રહ્મવિચારક ગમે તે ભોગ્યમાં અથવા ગમે તે ભોક્તામાં બ્રહ્મના અથવા હરિના રસનો અભિધ્યાન વડે આસ્વાદ લઇ શકે છે.

પરમપુરુષ અથવા પરમાત્માના કેટલાક સ્વરૂપ ધર્મો અથવા સ્વાભાવિક ગુણો છે, અને કેટલાક સંબંધધર્મો અથવા ઔપાધિક ધર્મો છે. તેમના સ્વભાવધર્મો ખરી રીતે નિર્ગુણ વસ્તુના ઘટક અંશો છે; એટલે ક્ષિતિજ ઉપર પ્રથમ આવિર્ભાવ પામતા સૂર્યના બિંબમા જેમ શાંત પ્રકાશ હોય છે, અને ત્યાર પછી સ્ફુરત્પ્રકાશ અથવા કિરણો નિકળે છે, તેમ નિર્ગુણ બ્રહ્મની સત્તા, ચૈતન્ય અને આનંદ સગુણ બ્રહ્મમાં આધારરૂપે વિદ્યમાન રહે છે, અને તે ઉપરાંત વિશેષ ધર્મો કિરણ જાલ જેવા અભિવ્યક્ત થાય છે. આ સચ્ચિદાનંદ નામના સ્વાભાવિક ધર્મ ઉપરાંતના વિશેષ ધર્મોને ભગ સંજ્ઞા આપવામાં આવે છે, એટલે નિર્ગુણ શાંત બ્રહ્મ આ ભગના સ્પર્શવડે સગુણ સ્પંદબ્રહ્મ બને છે, અને વધારે ઉત્કર્ષ પામતાં તે શબલબ્રહ્મ અથવા ચિત્ર બ્રહ્મ બને છે. બ્રહ્મચૈતન્યની શાંત કલા, સ્પંદકલા અને ચિત્રકલા

ઉપર પાછળના શાંતબ્રહ્મવાદ, સ્પંદબ્રહ્મવાદ, અને ચિત્રબ્રહ્મવાદ ઘડાયા છે. ત્રિવિધ બ્રહ્મના પ્રેરક પુરુષોત્તમમાં નીચેના મુખ્ય વિશેષ ધર્મો આપણે વિદ્યમાન ઉપનિષદોમાંથી તારવી શકીએ:—

**૧. ઈશિત્વ.**

દશ્ય જગત્નાં આ પ્રેરક પુરુષ દેહાદિઉપાધિવિનાના, શુદ્ધ, ત્રિકાલમાં પાપસ્પર્શ વિનાના, ક્રાંતદર્શી, સર્વત્ર વાસ કરી રહેલા, પરમ બુદ્ધિમાન, સ્વયંભૂ ચેતનરૂપ છે. પ્રત્યેક પ્રાણી પદાર્થના ગુણધર્મોને તે સિદ્ધ નિયમ વડે પ્રકટ કરે છે, અને સર્વ કાલમાં ધર્મો અથવા સ્વભાવોને અવળા થવા દેતા નથી. જગત્ની શાશ્વત સંવાદી પ્રવૃત્તિ અને ચેષ્ટા આ સ્વયંભૂ ચૈતન્યના ઐશ્વર્યને તાબે વર્તે છે. તેથી તેનું ટુંકું નામ ઈશ અથવા ઈશ્વર છે.[1]

**૨. સર્વદેવાધિદેવત્વ.**

આ ઈશ્વર સર્વના અધિપતિ છે. બીજા દેવો અભિમાની જીવો છે. જેવા મનુષ્યજાતિના જીવો છે તેવા દેવજાતિના પણ જીવો છે. દેવો સત્ય આત્માને જ્યાં સુધી ન જાણે ત્યાં સુધી મનુષ્ય કરતાં વસ્તુદષ્ટિથી ચઢીઆતા નથી. ભૂલોકના અગ્નિદેવ, ભુવર્લોકના વાયુદેવ, અને સ્વર્લોકના ઇન્દ્રદેવ જ્યારે પોતાના સામર્થ્યના સાચાપણાનું અભિમાન ધરે છે ત્યારે અગ્નિ તૃણને બાળી શકતો નથી, વાયુ તૃણને હલાવી શકતો નથી, અને ઇન્દ્રનું વજ્ર સ્તબ્ધ થઈ જાય છે. જ્યારે આ યજન કરવા યોગ્ય (યક્ષ) અંતર્યામી પરમેશ્વરને પોતાના સાચા આત્મારૂપે અપરોક્ષ ભાવે અનુભવે છે, ત્યારે જ દેવોના અધ્યક્ષ-इन्द्र-ઇન્દ્રસંજ્ઞાવાળા હોય છે કારણ કે "આ (इदम्) બ્રહ્મને કરામલકવત્ હું જોઉં છું. (अद्राक्षीत्)" એવો અનુભવ થવાથી તેમનું નામ इदंद्र પડ્યું. અને દેવોને પરોક્ષવાદી નામ પ્રિય

---

૧ ईशावास्य ૧ તથા ૮. ૨ केनोपनिषद ત્રીજો ખંડ. વળી इन्द्र નામ સંબંધમાં જુઓ ऐ उ. ३. १४.

હોવાથી તે નામનો વચલો અક્ષર મૂકી દઈ લોકમાં તે इन्द्र કહેવાયા. ટુંકામાં દેવમાત્રના તે પરમેશ્વર આત્મા છે એ અનુભવને લઈ इन्द्रने દેવરાજાનું પદ મળ્યું. પોતાનું અભિમાન ઉત્પન્ન થતાં પરમેશ્વર ગુપ્ત થઈ જાય છે, અને અળપાઈ જાય છે.

**૩. વિદ્યુન્મયત્વ તથા ૪. મનોહરત્વ.**

આ પરમેશ્વર જેમ આકાશના ગાઢ અંધકારમાં વીજળી ચમકે એમ વિદ્યાના આશ્રયથી ઝપટ આવિર્ભાવને પામે છે તેથી વિદ્યુત્ એ તેમનો ગુણવાદક આદેશ અથવા રહસ્યબોધક શબ્દ છે. વળી તેના જેવો સુંદર–મનોહર અથવા આકર્ષક કોઇ પદાર્થ નથી. તેથી તેનું બીજું રહસ્ય નામ वन (સુંદર) છે. તે वनના સૌન્દર્યની છાયા વડે આ જડ જગત્ અને સચેતન પ્રાણીઓમાં સૌભાગ્ય, રમ્યતા વિગેરે ધર્મોનું આપણને ભાન થાય છે.

**૫ જગત્સંહારકત્વ.**

આ પરમેશ્વર જ્યોતિર્મય, અને રમણીય છતાં સંહારકર્મથી પાછા હઠતા નથી. બ્રાહ્મણ અને ક્ષત્રિય જેવી ઉત્તમ જાતિઓનો પણ તે સંહાર કરે છે, મૃત્યુ પણ આ મહાકાલનો ગ્રાસ થઈ જાય છે. ખરેખર આ પ્રભુની સંહારકલાના મર્મને કોણ જાણી શકશે?

**૬. જીવનો પરમ સખા.**

પરંતુ જીવાત્માનો તે નિત્ય સખા અથવા મિત્ર તરીકે તે પ્રભુ હૃદયાંતરમાં રહે છે. બુદ્ધિની ગુહામાં પેઠેલા આ બે ચેતનોમાં જાણે તડકો અને છાંયડો સદા જોડાએલાં રહે તેવો નિત્ય સંબંધ પ્રવર્તે છે. તેની સલાહ અથવા મદદ વડે જીવ સુમાર્ગે

---

૩–૪ केन; ચતુર્થ ખંડ. મંત્ર ૪–૬; ૫ काठक वल्ली ૨–૨૪ મંત્ર; ૬ काठक वल्ली ३, १, ६ મંત્રો તથા मुंडक ३, १;

જાય છે. ભૂત અને ભાવિના સ્વરૂપને આ ઈશાન પ્રકટ કરે છે, અને તેની પ્રેરણાને વશ વર્તે તો જીવને વિમાસણ કરવી પડતી નથી. સંસારવૃક્ષ ઉપર બેસનારા આ જીવ ઇશ્વરરૂપ બે પંખીમાં એક જીવરૂપી પંખી કર્મફલમાં મુગ્ધ થાય છે, અને બીજો ઇશ્વર વિરક્ત રહે છે.

**૭ સર્વશાસ્તૃત્વ**

આ પરમેશ્વર સર્વનો શાસ્તા છે. કોઈ પણ દેવ અથવા મનુષ્ય એના સિદ્ધ શાસનનો ભંગ કરે તો વજ્રની પેઠે તે શિક્ષા કરે છે, તેના ભયથી અગ્નિ તપે છે, સૂર્ય તપે છે, ઇન્દ્ર, વાયુ, અને મૃત્યુ પોતપોતાનાં નિયમિત કાર્યો કરે છે.

**૮. સદ્યોજાતત્વ.**

આવા ભયપ્રવર્તક છતાં આ પરમેશ્વર સાચા ભાવથી સ્મરણ કરનારને સ્વયં આવિર્ભાવને પામે છે, તેથી તેમનું રહસ્ય નામ આવિઃ એટલે 'સદ્યઃ સ્ફુરણ પામનાર' પડ્યું છે. ગુપ્ત છતાં ઝપટ તે અધિકારી જનને પ્રકટ થાય છે.

**૯. સર્વભાસકત્વ.**

સંસારના સર્વ ભૌતિક જ્યોતિઓઃ અગ્નિ, સૂર્ય, ચંદ્ર, તારા આ પરમેશ્વરના અભૌતિક તેજને લીધે પ્રકાશે છે. તે તેજ લોપ પામે તો આ જ્યોતિર્મંડલ તમોમય થઈ જાય.

**૧૦. પ્રણવ બોધ્યત્વ.**

આ પરમેશ્વરનો શુદ્ધ બોધ પ્રણવ વડે સ્પષ્ટ થાય છે. પ્રણવના જપ અને ભાવના વડે આ પરમ પુરુષ સર્વેશ્વર, સર્વજ્ઞ, અંતર્યામી અને સર્વના ઉદય અને અસ્તના અધિકરણરૂપે આપણને સમજાય છે. જેમ રથની નાભિમાં આરા ગોઠવાય છે, તેમ

---

७ काठक वल्ली मंत्र २-३ तथा तै. उ. ब्रह्म वल्ली આઠમો અનુવાક; ८ मुंडक २-१. ९ मुंडक २ मंत्र १०; १० मांडूक्य ६. मुंडक २-६

જે સ્વરૂપમાં સર્વ નાડીઓ એકત્ર થાય છે. અને જે અનેક રૂપે જન્મતા છતાં એક રૂપમાં હૃદયની અંદર વિરાજે છે તે સ્વરૂપને ૐકાર શબ્દ વડે ધ્યાન કરી અનુભવવું.

**૧૧. આકાશ જેવું વિભુત્વ અને નિત્યતૃપ્તત્વ.**

આ પરમેશ્વરને આપણા જેવું સ્થૂલ શરીર નથી પરંતુ આકાશને શરીરરૂપે જાણે સ્વીકારે છે. આપણે જ્યારે અસત્ય દેહાદિને આત્મારૂપે વળગી વલખાં મારીએ છીએ, ત્યારે તે સત્ય આત્માને પ્રાણરૂપે સ્વીકારી આરામ ભોગવે છે; આપણે જ્યારે વિષયોના સંબંધ વડે આનંદ મેળવીએ છીએ, ત્યારે તે મન વડે નિજાનંદ ભોગવે છે; આપણે જ્યારે અશાંત લોલુપતાવાળા છીએ ત્યારે તે શાંત સમૃદ્ધિવાળા છે; આપણે મરણના ધપ્પા ખાઇએ છીએ ત્યારે આ સદાસર્વદા અમૃત ભાવને સેવે છે. ઉપાસના કરવા યોગ્ય પરમેશ્વરનું સ્વરૂપ આવું અદ્ભુત છે.

**૧૨ ગુહાહિતત્વ સર્વજ્ઞાતૃત્વ.**

મનુષ્યની બુદ્ધિગુહાના અંતસ્તમ ઘુમટમાં એટલે ચિદાકાશમાં (મોટા આકાશમાં) તે પરમેશ્વર વાસ કરીને રહ્યા છે. તેમને આત્મરૂપે ઓળખવાથી મનુષ્ય સર્વજ્ઞ બ્રહ્માની સાથે સાયુજ્ય પામી સર્વ કામને સિદ્ધ કરી શકે છે. પરમ પ્રાપ્તવ્ય તે પરમેશ્વર છે.

**૧૩ આનંદમયત્વ.**

અન્નમયાદિ પંચકોશના છેવટના આનંદમય કોશ, જેનું બીજું નામ પરમવ્યોમ એટલે દિવ્ય ચિદંબર છે તેમાં તે પ્રકટ થાય છે. તે પોતે રસરૂપ છે. એ રસરૂપ પરમેશ્વરને મેળવીને જીવ આનંદી

---

૧૧ તૈત્તિરીય શિક્ષાવલ્લી ૭-૨; ૧૨ તૈ. બ્રહ્મવલ્લી ૨. ૧૩ તૈ. ઉ. બ્રહ્માનંદ વલ્લી ૭ મો અનુવાક;

થાય છે. જો આ ચિદંબરમાં આનંદ ન હોય તો કોણ જીવવા સારૂ મથન કરે ? પોતાની ઉંડી ગુહામાં આ આનંદમય પ્રભુનો વાસ છે; અને ત્યાં પ્રવેશ કરવાથી સુખનો આસ્વાદ થાય છે માટે જીવ જીવવાનો પ્રયત્ન કરે છે.

૧૪ આનંદની પરાકાષ્ટા તેમાં છે.

આ પરમેશ્વરના સ્વાભાવિક બ્રહ્માનંદનો આસ્વાદ પરમ વિરક્ત બ્રહ્મનિષ્ઠ લઈ શકે છે. વિષયાનંદની પરાકાષ્ઠા એક યુવાન, બલવાન, સાધુવર્તનવાળા ચક્રવર્તી રાજામાં સ્વીકારીએ તો તે મનુષ્યાનંદની પૂર્ણકલા કહેવાય. એવા સો માનુષાનંદ[1] જેટલે સંગીત રસિક મનુષ્યગંધર્વનો[2] આનંદ છે તેવા સો મનુષ્ય ગંધર્વના આનંદ જેટલો દેવગંધર્વનો[3] આનંદ છે; તેવા સો દેવગંધર્વના આનંદ જેટલો પિતૃલોકનો[4] આનંદ છે; આવા સો પિતૃલોકના આનંદ જેટલો નૈસર્ગિક દેવ જાતિનો[5] આનંદ છે; આવા સો નૈસર્ગિક દેવજાતિના આનંદ જેટલો કર્મજન્ય દેવોનો[6] આનંદ છે; આવા સો કર્મજન્ય દેવજાતિના આનંદ જેટલો આધિકારિક[7] દેવજાતિનો આનંદ છે; આવા સો આધિકારક દેવના આનંદ જેટલો ઇન્દ્રનો[8] આનંદ છે; આવા સો ઇન્દ્રના આનંદ જેટલો બૃહસ્પતિ એટલે દેવગુરુનો[9] આનંદ છે; આવા સો બૃહસ્પતિ આનંદ જેટલો પ્રજાપતિનો[10] આનંદ છે; આવા સો પ્રજાપતિના આનંદ જેટલો બ્રહ્માનો[11] આનંદ છે; આ ભૌગ્ય આનંદની પરાકાષ્ઠા આદિત્ય પુરુષમાં છે, અને તે સર્વ અગીઆર ભૂમિકાના આનંદનો અનુભવ, આ આનંદમય પ્રભુને આત્મારૂપે ઓળખનાર, સંસારી પદાર્થોની કામનાથી નહિ હણાયેલો, બ્રહ્મનિષ્ઠ મેળવી શકે છે.

---

૧૪ તૈ. ઉ. બ્રહ્માનંદવલ્લી, ૮ મો અનુવાક. બૃ. આ. ઉ. ૪-૧.

જે સર્વજ્ઞ અને સર્વવિદ્ છે એટલે કે જે સામાન્ય અને વિશેષ રૂપે પદાર્થમાત્રને જાણે છે, અને જેનો મહિમા

**૧૫ તે પરાવર એટલે કારણકાર્યથીપર છે:**

આ ભૂલોકમાં પ્રકટ થયેલા દેહના ભીતર રહેલા દિવ્ય હૃદયપુરી બ્રહ્મપુરીમાં અનુભવાતા ચિદંબરમાં પ્રતિષ્ઠિત છે, જે મનોમય પ્રાણ અને શરીરના નિયામક છે, જેને સચેતન અન્નમયમાં હૃદયસ્થાનમાં અવધાન વડે શુદ્ધ બુદ્ધિવડે ધીર મનુષ્યો અનુભવી શકે છે તે આનંદરૂપ અને અમૃત પરમાત્મા છે. તે કારણકાર્યથી પર પરમેશ્વરના જ્ઞાનવડે હૃદયની અજ્ઞાનની ગાંઠ તુટે છે, સર્વ સંશયો દૂર થાય છે, કર્મોનો નાશ થાય છે.

**૧૬ સંકલ્પ સૃષ્ટિ વડે તેમાં પેસી જાય છે**

લોકો, અને લોકપાલને તે જાણે નેત્રના પલકારાથી અથવા ઇક્ષણ માત્રથી ઉત્પન્ન કરે છે; અને વિશ્વને ઉત્પન્ન કરી પ્રત્યેક શરીરના સહસ્રદલ પદ્મમાં બ્રહ્મરંધ્રદ્વારા પેસી નંદન વનમાં વિહાર કરે છે; અને જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિનાં ત્રણ વિશ્રામ-સ્થાનોમાં પ્રવેશ કરી પોતાના વ્યાપક બ્રહ્મરૂપને જુએ છે.

**૧૭ તજ્જલાન્ મંત્ર વડે ઉપાસના કરવા યોગ્ય.**

આ દૃશ્ય જગત્ ખરેખર બ્રહ્મરૂપ છે. તેનો ગુહ્યમંત્ર તજ્જલાન્ છે એટલે વિશ્વ જેમાંથી જન્મે છે તે તજ્જ વિશ્વ જેમાં પ્રાણધારણ કરી ટકે છે તે તદન્; વિશ્વ જેમાં લય પામે છે તે તલ્લ–એ ત્રણે ભાવોનો સમુચ્ચય જેમાં છે એવા પરમેશ્વર તજ્જલાન્–એ શબ્દ વડે શાંતચિત્તથી ઉપાસના કરવા યોગ્ય છે. સામાન્ય મનુષ્ય જેવાં કર્મ કરે છે તેવો તે થાય છે. તે મરે છે તોપણ કર્મવાસનાનુસાર નવો દેહ ધારણ કરે છે.

---

૧૫ मुंडक २-८. १६ ऐतरेय उ. १. १२-१३; १७- छान्दोग्य ४; १ ४;

પરંતુ આ કર્મતંત્ર પુરુષ કરતાં પૃથક્ મનોમય, પ્રાણ ને શરીરરૂપે સ્વીકારનાર, જ્યોતિર્મય, સત્યસંકલ્પ, આકાશના જેવો વિભુ, સર્વકર્મના આવાસરૂપ, સર્વકામ, સર્વગંધ, સર્વરસ, અને સર્વમાં અંતર બાહ્ય વ્યાપ્ત થઇ રહેલો પર પુરુષ વાણી વડે ન સમજાવી શકાય તેવો અને અક્ષુબ્ધ છે. તે પરપુરુષ હૃદયની અંદર ડાંગરથી નાનો સર્ષવના દાણાથી નાનો, સામાના કણથી પણ નાનો છે, અને તે સાથે પૃથિવીથી મોટો, અંતરિક્ષથી મોટો, સ્વર્લોકથી પણ મોટો, ટૂંકામાં સર્વલોકાકાશથી પણ મોટો છે. તેને સત્ય બ્રહ્મરૂપે હું દેહ છોડયા પછી પ્રાપ્ત કરીશ એવી દૃઢ શ્રદ્ધાનો ઉપાસક આશ્રય કરે છે.

આ પરમાત્માને સમગ્ર બ્રહ્માંડમાં અધ્યક્ષરૂપે પૂર્ણપુરુષરૂપે-નારાયણરૂપે-વૈશ્વાનરરૂપે અનુભવવો જોઇએ. જેઓ અપૂર્ણ

**૧૮ વૈશ્વાનરત્વ** પુરુષરૂપે-અમુક નરરૂપે-અમુક અંશાત્મક દેવરૂપે યજે છે તે હણાય છે. આ વૈશ્વાનર આત્માનું મસ્તક[૧] તે દ્યુલોક છે, અને સુતેજા (આકાશ ગંગાનું તારક મંડલ) તેના અધ્યક્ષ છે; તેનું નેત્ર[૨] તે આદિત્ય મંડલ છે અને વિશ્વરૂપ તેના અધ્યક્ષ છે; તેના[૩] પ્રાણ તે વાયુમંડલ છે, અને અનેક માર્ગમાં વહેતા અનિલ દેવ તેના અધ્યક્ષ છે; તેની છાતી[૪] તે યજ્ઞવેદી છે, અને અગ્નિ તેના અધ્યક્ષ છે; તેનું ઉદર[૫] તે આકાશ છે, અને "બહુલ"[૬] નામના દેવ તેના અધ્યક્ષ છે; તેનો બસ્તિ પ્રદેશ તે જલરાશિ છે અને "રયિ" નામના દેવ (એટલે પોષણ આપનારા) તેના અધ્યક્ષ છે, તેના પગ[૭] તે પૃથિવી છે અને પ્રતિષ્ઠાશક્તિ તેનાં અધ્યક્ષ છે. આ પ્રમાણે સાત અવયવોથી ઘડાયેલું નારાયણનું પૂર્ણાવયવી શરીર ધ્યાન કરવા યોગ્ય છે.

આ સર્વ ભૂતાંતરાત્માના અગ્નિદેવ મુર્ધસ્થાને છે; ચંદ્ર સૂર્ય નેત્રો છે, દિશાઓ તેના કાન છે; સઘળા વેદો તેની વાણી છે; વાયુ તેના પ્રાણ છે; સઘળું વિશ્વ તેનું હૃદય છે; સઘળી પૃથ્વી તેના પગને સ્થાને છે.

---

૧૮ છાન્દોગ્ય ૫-૧૮ મુંડક ૨, ૧, ૪.

પ્રત્યેક પ્રાણીના અભિમાની જીવની પીઠમાં એક પરાદેવતા એટલે સર્વોત્કૃષ્ટ દેવ રહે છે. તે સૂક્ષ્મતમ તત્ત્વ છે. તે સર્વોત્કૃષ્ટ દિવ્ય સૂક્ષ્મતમ તત્ત્વ જ આ વિશ્વનો આત્મા છે, અને તે સત્ય આત્મા છે. "તે તું છું"—એવો નવ વાર ઉપદેશ શ્વેતકેતુને તેના પિતા ઉદ્દાલકે આપી અનુભવ કરાવ્યો છે.

**૧૯ એ સૂક્ષ્મતમ તત્વ રૂપે પ્રત્યેક પ્રાણીનો આત્મા છે**

જેવી રીતે પ્રાણીઓના ઝીણામાં ઝીણા તે દેવ આત્મા છે, તેવી જ રીતે મોટામાં મોટા પદાર્થરૂપે પણ તે જ દેવ સમજવા યોગ્ય છે. આ રીતે તે પરમ સુખના અવધિ રૂપે છે.

**૨૦ તે ભૂમા એટલે મોટામાં મોટું તત્વ છે.**

આ નાનામાં નાના અને મોટામાં મોટા પરમસુખના નિધાનરૂપ આત્મ દેવને અષ્ટગુણોથી યુક્ત હૃદયાંકાશમાં ભજવાના છે. તે આત્મા ૧ પાપ વિનાના, ૨ જરાવિનાના, ૩ મૃત્યુવિનાના, ૪ શોક વિનાના, ૫ ક્ષુધારહિત, ૬ તૃષારહિત, ૭ સત્ય કામ, ૮ સત્ય સંકલ્પ—એવા અષ્ટ દિવ્ય ગુણ-વાળા આત્મદેવને જે જાણે છે તે સર્વ લોકના પદાર્થોને મેળવવા સમર્થ થાય છે.

**૨૧ નિષ્પાપતા વિગેરે અષ્ટ ગુણો-પેત આત્મા તે પરમેશ્વર છે.**

બ્રહ્માંડના આદિત્ય મંડલમાં શબલ બ્રહ્મરૂપે (ચિત્ર બ્રહ્મરૂપે) અને પિંડાંડના હૃદય મંડલમાં શ્યામ બ્રહ્મરૂપે આ આત્મા દેવને ઓળખ-વાના છે. હૃદય મંડલમાંથી વિદ્યુત્ના વેગથી આદિત્ય મંડલના શબલ બ્રહ્મને જે સ્પર્શ કરી જાણે અને પુનઃ ત્યાંથી તેવાજ વેગથી પાછા આવી હૃદયમંડલના શ્યામ સુંદરને સ્પર્શ કરી

**૨૨ આદિત્ય મંડલ અને હૃદય મંડલમાં સંવાદ વડે**

૧૯ છાન્દોગ્ય પ્રપાઠક ૬: ૨૦ છાન્દોગ્યનો પ્રપાઠક, ખંડ ૨૨–૨૩ ૨૧ છાન્દોગ્ય-પ્રપાઠક ૮ ખંડ ૭ મંત્ર ૧. ૨૨ છાન્દોગ્ય પ્રપાઠક ૮, ખંડ ૧૩-૧૪;

**પરમેશ્વર સમજાય છે.** જાણે તે સિદ્ધ ઉપાસક, થાકેલો ઘોડો જેમ પોતાનાં રોમ ખંખેરી નાંખી થાક ઉતારી નાંખી ગતિ કરવાને તૈયાર થઈ જાય, તેવો વીર્યવાન્ બને છે; વળી જેમ રાહુના મુખમાંથી નીકળેલો ચંદ્રમા પોતાના સ્વરૂપને પ્રકટ કરે તેમ પ્રકાશવાન્ બને છે. આ રીતે દેહાદિ ધર્મોને ખંખેરી નાંખી, કૃતકૃત્ય બની, હું બ્રહ્મલોકનો કબજો કરું છું એવા દૃઢ અનુભવવાળો ઉપાસક થાય છે.

હૃદયાકાશની અંદર નામરૂપ જગન્મંડલને ચિદાત્મા ધારણ કરે છે: તે ચિદંબરની અંદર રહેલા અમૃત બ્રહ્મને આત્મરૂપે જાણનાર પ્રજાપતિના લોકમાં પ્રવેશ પામી, સર્વ જાતિના યશસ્વી બલને મેળવી બ્રહ્મસાયુજ્ય પામે છે, અને વિકારી યોનિમાં પુનર્જન્મને પામતો નથી.

**૨૩ પવમાન મંત્ર વડે પ્રાપ્ત થાય તેવા છે.**

તે અસત્માંથી સત્માં લઈ જાય છે; અંધારામાંથી તે પ્રકાશમાં લાવી મૂકે છે; મૃત્યુમાંથી અમૃતભાવ ઉપર આણી મૂકે છે.

**૨૪ सत्यस्य सत्यं પરમેશ્વર છે.**

આ ભૂતમાત્રાથી ઘડાયેલાં વિકારી અસત્ય જગત્માં લિંગાત્મા અથવા પ્રાણાત્મા સત્ય છે. તેના પણ સાચા આત્મા આ પરમ પુરુષ છે તેથી તેનું નામ 'सत्यस्य सत्यम्' છે.

**૨૫ સર્વ પ્રેમાસ્પદત્વ**

તે પરમેશ્વર વહાલામાં વહાલા આત્મા છે. એને લીધે સર્વ પ્રાણી પદાર્થો પ્રિય લાગે છે, અને તેથી તે સર્વથી પ્રિયતમ પદાર્થ છે, એવું યાજ્ઞવલ્ક્યે પોતાની પ્રિયતમાને છેવટે જ્ઞાન આપ્યું છે. માટે તેવા પ્રિયતમ આત્માને જોવો જોઇએ, સાંભળવો જોઇએ, તેનું મનન કરવું જોઇએ: તેનું ધ્યાન કરવું જોઇએ. તેના દર્શન, શ્રવણ, મનન અને નિદિધ્યાસન વડે સર્વ કંઇ સમજાઇ જાય છે.

---

२३ बृ. आ. उ. १-३-२८; २४ बृ. आ. उ. २-३६; २५ बृ. आ. उ. २-४-५.

**૨૬ સર્વત્ર મધુરૂપે તે પ્રસરેલા છે**

બ્રહ્માંડમાં અને પિંડાંડમાં મધુરરસ રૂપે એટલે મધની પેઠે તે પરમેશ્વર પેઠેલા છે. આ અમૃત મધુને મેળવવાનાં સ્થાનોનું વર્ણન ઉપર આપણે કરી ગયા છીએ.

**૨૭ સર્વ મર્યાદા પાલક સેતુ છે**

આ મોટા અજન્મા પરમાત્મા પ્રાણોની પછવાડે રહેલા વિજ્ઞાનમય જીવની પીઠમાં હૃદયાકાશમાં વસે છે. તે સર્વના નિયામક, સર્વના ઇશ્વર, સર્વના અધિપતિ છે. જીવના સારા કર્મથી તે મોટા થતા નથી, તેમ અશુભ કર્મથી હલકા થતા નથી. આ ભૂતાધિપતિ અને ભૂતપાલ પરમેશ્વર મર્યાદાપાલક સેતુ જેવા છે. તે ન હોય તો જગતનો વિપ્લવ થઈ જાય. તેને જાણવાની ઈચ્છાથી બ્રાહ્મણો વેદનું પઠનપાઠન કરે છે, તથા યજ્ઞ, દાન અને અવિનાશી તપ વડે તેને જાણવા મથે છે; અને જાણ્યા પછી મૌન વ્રત ધારણ કરી બેસે છે.

**૨૮ परोरजा પદવડે ગાયત્રીના રહસ્ય રૂપે તે સમજવાના છે**

બુદ્ધિપ્રદ ગાયત્રી મંત્રના ત્રિપાદ અર્થ જાણ્યા પછી તુરીયા ગાયત્રીના ચતુર્થ પાદ–परोरजसेऽसावदोम्–વડે તે પરમેશ્વરનું વિશુદ્ધ રૂપ સમજવામાં આવે છે. સંસારની ધૂળ ( रजस् ) અને રાગદ્વેષના રંગ ( रजस् ) જ્યાં લાગતા નથી એવા સૂર્યમંડલના અધિષ્ઠાતા દેવના દર્શનીય ચોથા સ્વરૂપમાં હુંપણાનું અભિમાન કરનાર તેને સાયુજ્યભાવે મેળવી શકે છે.

**૨૯ પરમેશ્વરનો મહિમા અદ્ભુત છે.**

આ બ્રહ્મચક્ર, નથી સ્વભાવથી ચાલતું કે નથી કાળબળથી ચાલતું; પરંતુ આ પરમાત્માના મહિમા વડે જ ચાલે છે. જેના વડે આ વિશ્વ ઢંકાયું છે, જે સર્વજ્ઞ છે, જે કાલના પણ કાળ છે, જે સર્વગુણોના આધાર છે, અને જે સર્વના ગુણધર્મો સવિશેષ જાણે

---

૨૬ બૃ. ઉ. ૨–૫. ૨૭ બૃ. આ. ઉ. ૪–૪–૨૨. ૨૮ બૃ. આ. ઉ. ૫. ૧૪. ૭.

છે તે પ્રભુ વડે પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશથી ઘડાયેલું અને કર્મ પરતંત્ર વિશ્વ ચાલે છે. આ મુદ્દો સમજવા યોગ્ય છે. કર્મ કર્યો પછી શમી જાય છે, અને તેના સંસ્કારો એક તત્ત્વમાંથી બીજામાં પ્રવેશ પામી યોગ પામે છે. આ યોગ કાં તો પ્રધાનરૂપ એક દ્રવ્યમાં થાય છે, કાં તો પાપપુણ્યરૂપ બે નિમિત્તો દ્વારા થાય છે, કાં તો સત્વ, રજસ્ અને તમસ્-એ ત્રણ ગુણો-દ્વારા થાય છે, કાં તો પૃથિવ્યાદિ પાંચ અને મન, બુદ્ધિ અને અહંકાર એ ત્રણ મળી આઠ પ્રકૃતિદ્વારથી થાય છે. કર્મના સંસ્કારોનો પ્રાણી-પદાર્થોમાં યોગ કાલ વડે, અને આત્માના સૂક્ષ્મ ગુણોથી થાય છે. પરંતુ ગુણાભિમાનથી થયેલાં કર્મોના સંસ્કારોના ભાવમય પદાર્થોમાં વિનિયોગ આ સર્વજ્ઞ સત્તાથી જ થાય છે. આ એક, બે, ત્રણ, આઠ જાતિનાં નિમિત્તો, કાલ અને જીવાત્માના ગુણો, જો પ્રેરક પરમેશ્વરનો અભાવે હોય તો કરેલાં કર્મોનો નાશ થાય એટલે ફલ ન મળે, અને કર્મ નિષ્ફળ જાય તો જગતની વ્યવસ્થા ઊંધી થઈ જાય. કર્મના સંસ્કારોનો વિનિયોજક, સંયોગના નિમિત્તનો હેતુ, ત્રિકાલથી પણ પર, અને નિષ્કલ પરમેશ્વર, જીવાત્માથી જૂદો જાણવાનો છે. તે વિશ્વરૂપ પરમેશ્વરને, સંસારના આદિ કારણને, પોતાના ચિત્તમાં સ્થાન આપી જેઓ પૂજે છે તેઓ ધન્ય છે. સંસાર-વૃક્ષના અવયવોની આકૃતિથી પર, કાલની મર્યાદાથી પર, ધર્મના ઓઘને વરસાવનાર, અને પાપ રાશિને બાળનાર, જ્ઞાન, શક્તિ, ઐશ્વર્ય, બલ, વીર્ય અને તેજ એવાં છ ભાવોના અધ્યક્ષ, વિશ્વના છેવટના આધાર, અમૃત પરમેશ્વરને પોતાના હૃદયની અંદર જે સ્થાપી જાણે છે તે ધન્ય છે. તે પરમેશ્વર ઇશ્વરના પણ ઈશ્વર છે, દેવોના પણ પરમ દૈવત છે, પતિઓનાં પણ પતિ છે, પ્રકૃતિથી પર આ ભુવનાધિપતિને અમે યજીએ છીએ. તે પ્રભુને નથી સ્થૂલ કાર્યરૂપ દેહ, કે નથી સૂક્ષ્મ દ્રવ્યથી રચાયલાં કારણો; તેના સમાન કોઈ

૨૯ શ્વે. શ્વ. ઉ. ૬.

નથી, તેનાથી અધિક કોઇ નથી. તેમની સ્વાભાવિક જ્ઞાન, બલ (ઇચ્છા) અને ક્રિયાશક્તિઓ વિવિધાકાર હોય છે. તેનો કોઇ ઉપરી નથી, લોકમાં તેનો કોઈ નિયામક નથી. નથી તેને લિંગ શરીર, કે નથી તેને સ્થૂલ શરીર. ઇન્દ્રિયોના અધ્યક્ષ જીવનો પણ તે અધ્યક્ષ છે, અને પરમ કારણરૂપ છે. તેનો કોઇ બીજો જનક નથી, કે કોઈ તેનો અધિપતિ નથી. જેમ કરોળીઓ પોતાનાં તંતુઓને સ્વભાવથી વિસ્તારે છે, તેમ પ્રધાનમાંથી પ્રકટ થયલાં કિરણોની જાલ વડે આ વિશ્વને તે છાવરી દે છે. તે પોતાના શુદ્ધરૂપને પ્રધાન-જાળમાં ઢાંકી દે છે. આ પરમેશ્વર અમને અવ્યય બ્રહ્મપદ આપો. આ અદ્વિતીય દેવ સર્વ ભૂતોમાં ગૂઢ રહેલો, સર્વવ્યાપી, સર્વાન્તરાત્મા, કર્મનો અધ્યક્ષ, સર્વભૂતોનો આવાસ, સાક્ષી અને ચેતન આપનાર સગુણ હોઈ નિર્ગુણ છે. અનેક નિષ્ક્રિય પદાર્થોને તે એક ભાવમાં લાવી મૂકે તેવો તે પરમવશી છે. તેને પોતાના હૃદયમાં જે ધીર પુરુષો સ્થાપી તેની પ્રેરણાને અનુસરે છે તેમને શાશ્વત શાંતિ મળે છે. આકાશ વિગેરે નિત્ય ગણાતા પદાર્થોમાં પણ જે ચઢીઆતો નિત્ય પદાર્થ છે, ચેતનવાળા જીવો કરતાં પણ જે ચઢીઆતા ચેતન-રૂપ છે, જે અનેક જીવોની અનેક કામનાઓને પોતે એકલો વ્યવસ્થા-વડે સફલ કરે છે, તે સાંખ્ય અને યોગ વડે સમજવાયોગ્ય પરમેશ્વરને જાણી મનુષ્યો સર્વ પાશમાંથી છૂટે છે. તેનો જ્યારે સૂર્ય, ચંદ્ર, તારા અને વિદ્યુત્ પ્રકાશ કરી શકતા નથી, ત્યારે અગ્નિનો પ્રકાશ તો શું પ્રકાશ આપી શકે? ખરી રીતે તેના ચૈતન્યમય પ્રકાશને આ સૂર્યાદિ તેજોરાશિઓ અનુસરી પ્રકાશમય બને છે. આ ભુવનકોશની અંદર પેઠેલો પ્રાણપ્રદ "હંસ" છે, અને જલમંડલમાં અગ્નિરૂપે અંદર પેઠેલો છે. તેને જાણવાથી મૃત્યુને જીતાય છે; મોક્ષ મેળવવાનો બીજો કોઇ માર્ગ નથી. તે વિશ્વકર્તા, વિશ્વના જ્ઞાતા, જીવાત્માના પણ કારણ, સ્વયંભૂ જ્ઞાનવાળા, કાલના પણ કાલ, અનેક

ગુણોથી અલંકૃત, પ્રધાન અને ક્ષેત્રજ્ઞ એટલે પ્રકૃતિ અને પુરુષ (જીવ)ના પણ પતિ, ત્રિગુણના નિયામક, ખરેખર સંસારની બાંધ છોડ કરનારી સત્તા છે. આ સર્વજ્ઞ, અને સર્વવ્યાપક અમૃત પરમેશ્વર ભુવનોનો રક્ષક છે. આ જગતનું નિયમન તે નિત્ય કરે છે. તેના વિના ઐશ્વર્યનું કારણ બીજું કંઇ નથી. આદિપુરુષ બ્રહ્માને સૃષ્ટિના આરંભમાં જે વેદોનું જ્ઞાન આપે છે, તે આત્મબુદ્ધિના પ્રકાશક પરમેશ્વરને હું શરણ જોઉં છું. કલા વિરહિત, ક્રિયા વિરહિત, શાંત, નિર્દોષ અને નિરંજન આ અમૃત ભાવને પ્રાપ્ત કરાવનાર સેતુ જેવા પરમેશ્વર જેમ લાકડાં પૂર્ણ સળગી ગયા પછી શુદ્ધ અગ્નિ પ્રકાશે તેમ મને પ્રકાશિત થાય છે. જ્યારે આકાશને મનુષ્યો ચામડાની પેઠે વાળી શકશે ત્યારે આ પરમાત્મદેવને જાણ્યા વિના દુઃખનો અંત આવશે—સારાંશ, જેમ આકાશ વાળી શકાય તેવું નથી, તેમ પરમેશ્વરના જ્ઞાન વિના મોક્ષ મળવો સંભવતો નથી.

**૩૦ અવિમુક્ત સ્થાનમાં તે तारक-બ્રહ્મનો ઉપદેશ કરે છે.**

આ અનંત અને અવ્યક્ત આત્મા દેહના અવિમુક્ત સ્થાનમાં મૂર્તરૂપે વ્યક્ત થાય છે. આ સ્થાન બે નદીના સંયોગ આગળ છે. એક નદી તે वरणा કહેવાય છે; કારણ કે તે ઇન્દ્રિયજન્ય દોષોને વારે છે અથવા અટકાવે છે; બીજી નદી તે नासी કહેવાય છે કારણ કે તે ઇન્દ્રિયજન્ય દોષોનો નાશ કરે છે. એક પાપ અટકાવનારી, અને બીજી પાપનાશક નદી જ્યાં મળે તે वाराणसी કહેવાય. તેવું સ્થાન આપણા દેહમાં બે ભમરના છેડા અને નાસિકાનો ઉપલો છેડો જ્યાં મસ્તકમાં મળે છે તે દિવ્ય અવિમુક્ત ક્ષેત્ર છે, જેને યોગિજનો આજ્ઞાચક્ર કહે છે. આ સંધિસ્થાનમાં બ્રહ્મવિદો એકાગ્રતાથી ઉપાસના કરે છે, અને ત્યાં અભ્યાસનો વિપાક થતાં ઉપાસ્ય પરમેશ્વર ૐકારે

---

૩૦ जाबाल २.

એટલે તારકબ્રહ્મનું રહસ્ય સ્ફુટ કરે છે. જે વડે પ્રાણી અમૃતભાવને પામી મોક્ષને મેળવે છે, એટલે પુનર્જન્મના આવર્તમાં તે આવતો નથી.

**૩૧ ગાયત્રી મંત્રના ભર્ગો દેવરૂપે તેમને ઓળખવાના છે.**

આ પરમેશ્વરની શુદ્ધ મૂર્તિ આદિત્યમંડલમાં છે. તેમાં રહેલા હિરણ્યગર્ભ પુરુષના દિવ્ય ભર્ગનું બ્રાહ્મણો ધ્યાન કરે છે. તે દિવ્ય તેજનું નામ ભર્ગ છે, કારણ કે ( भाभिः गतिरस्यहीति भर्गः ) કિરણો વડે તે ગતિમાન્ થાય છે; વળી સર્વ પ્રાણી-પદાર્થોના અણુઓને તે ભાંગી નાખી શુદ્ધ કરે છે ( भर्जयतीतिवैप भर्गः ); વળી લોકોને ભાસ આપે છે તેથી, તથા પ્રાણીઓનું રંજન કરે છે અથવા સુખ આપે છે તેથી, અને પ્રાણીઓ છેવટે જેમાં ગતિ કરી શમે છે તેથી તે દિવ્ય તેજ ભરણ, રંજન, અને ગમન કરાવનાર હોવાથી ભર્ગ—એ નામના રહસ્યવાચક શબ્દથી ગાયત્રીમાં ધ્યેય વસ્તુરૂપે વર્ણવવામાં આવ્યું છે. આ વરણીય એટલે મેળવવા યોગ્ય દિવ્ય તેજ તે પરમેશ્વર છે.

**૩૨ પ્રજ્ઞા અને પ્રાણ–જ્ઞાન અને ક્રિયાનું કેન્દ્ર પરમેશ્વર છે.**

આપણા શરીરમાં ભૂતમાત્રાઓ પ્રજ્ઞામાત્રા સાથે જોડાય છે ત્યારે જ્ઞાનનો ઉદય થાય છે. આ બેની વચ્ચે પ્રાણતત્ત્વની સંધિ છે. પ્રાણતત્ત્વ ભૂતને સાંધે છે તેથી પ્રાણાત્મા આયુઃપ્રદ અને અમૃત-પ્રદ ગણાય છે. દેહના શ્રોત્રાદિ કરણો નાશ પામે તો પણ મનુષ્ય જીવી શકે છે, પરંતુ પ્રાણસ્પંદ બંધ થતાં ઉઠી શકતો નથી તેથી સર્વ કરણોમાં પ્રાણ જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ છે. સુતેલા શરીરને પ્રાણ પુનઃ ઉઠાડે છે તેથી તે ઉક્થ કહેવાય છે; પરંતુ આ પ્રાણ જીવનનો નિર્વાહક છતાં જ્ઞાન વિનાનો છે. વિજ્ઞાન દેખતું છતાં ક્રિયા વિનાનું છે. વિજ્ઞાનને પ્રાણનો આશ્રય લેવો પડે છે, અને પ્રાણને વિજ્ઞાનની મદદ લેવી પડે છે.

---

३१ मैत्रायणी. ५–७; ३२ कौषीतकी उ. ३–९.

આ સર્વ ચેષ્ટાઓમાંથી સમજાય છે કે ભૂતમાત્રાનો આધાર પ્રાણ ઉપર છે; આયુષ અને અમૃતભાવ આપનાર પ્રાણ પ્રજ્ઞા વડે પ્રકાશિત થાય છે. આ પ્રમાણે જ્ઞાનયુક્ત પ્રાણ દેહ નિર્વાહક છે. એ ન્યાય સર્વત્ર લાગુ છે તેથી "પ્રજ્ઞાત્મા પ્રાણ" એ ઐશ્વર્યવાળા આત્માનું લક્ષણ છે.

આ પ્રજ્ઞાત્મા પ્રાણ આનંદરૂપ, અજર, અને અમર છે. તે શુભ કર્મથી વધતો નથી, અશુભ કર્મથી ઘટતો નથી. આ "પ્રજ્ઞાત્મા પ્રાણ" જીવનો પ્રેરક આત્મા છે. જીવ શુભ કર્મ કરવામાં પણ તેનાથી પ્રેરાય છે; અશુભ કર્મ કરવામાં પણ તેનાથી પ્રેરાય છે. જીવ કર્તા છે, પરમેશ્વર કરાવનાર છે. એ પરમેશ્વર લોકપાલક છે, લોકાધિપતિ છે, તે સર્વેશ્વર છે. તેવા પરમેશ્વર તે જ મારો આત્મા છે એવું જાણવું જોઇએ.

૨૫૪ સગુણબ્રહ્મવાદી ઉપનિષદોમાંથી તથા નિર્ગુણબ્રહ્મવાદી ઉપનિષદોમાં અંતર્ગત થયેલાં સગુણબ્રહ્મવાદના પ્રકરણો ઉપરથી, સગુણ પરમેશ્વરનાં રહસ્ય નામો ( ૐકાર, ઈન્દ્ર, ईश, विद्युत्, वन, आविः, आकाश, आनंद, तज्जलान् शबल, अमृतमधु, परोरजाः, अविमुक्त, भर्ग, उक्थ, सत्यस्य सत्यम् વગેરે ) તેના ઐશ્વર્યાદિ અનેક ગુણો, તેની વિવિધ સ્વાભાવિકી ઇચ્છા, જ્ઞાન, અને ક્રિયાશક્તિઓ, તેની આકાશાદિ વિભૂતિઓ, તેની અભિધ્યાન અને યોગ વડે અભિવ્યક્તિ થાય તેવાં હૃદયાકાશ, ભ્રૂમધ્યાદિ ધ્યાનસ્થાનો, તેના જગત્ તંત્ર ચલાવવાનાં પરાક્રમો આપણે તારવી શકીએ છીએ. પરમેશ્વરની ભાવના કરવા સારૂ આ ગુણોપસંહારન્યાય ઉપાસના કાંડમાં ખાસ ઉપયોગનો હોવાથી મુખ્ય ઉપનિષદોમાંથી આ સગુણબ્રહ્મવાદનો સારસંગ્રહ કરવા પ્રયત્ન કર્યો છે. આ સાર સંગ્રહથી ખાત્રી થશે કે ઉપનિષદો કેવલ શાંત બ્રહ્મનું જ પ્રતિપાદન કરનારાં નથી, પરંતુ રૂપઉભાવવાળા બ્રહ્મનું પણ પ્રતિપાદન કરે છે, અને ચિત્રબ્રહ્મવાદનું પણ કરે છે. ઉપનિષદોનાં વાક્યોમાં જે ભાવોનું વૈવિધ્ય છે તે પ્રતિ અભ્યાસક

## પ્રકરણ નવમું.

### ઉપનિષદ્ના પ્રતિપાદ્ય વિષયો. (ચાલુ)

### નિર્ગુણબ્રહ્મવાદ.

સેશ્વર ઉપનિષદોમાં તથા નિર્ગુણબ્રહ્મવાદી ઉપનિષદોમાં સમાયેલાં સેશ્વર બ્રહ્મવાદનાં પ્રકરણોમાં આપણે ત્રિવિધં[1]બ્રહ્મમેતત્—આ જીવ, જગત્ અને ઈશ્વરરૂપ ત્રિપુટીમય બ્રહ્મ છે-એવું સમજી શકીએ છીએ. તેમાં જીવ તે ભોક્તા છે, જગત્ એ ભોગ્ય છે, અને ઇશ્વર તે પ્રેરક છે. ગયા પ્રકરણમાં આપણે વિચારી ગયા કે ઈશ્વરતત્ત્વનો જગત્ સાથે કર્તાપણાનો તથા કારણપણાનો સંબંધ છે. તેમાં મૂલ અવ્યાકૃત-પ્રધાન અથવા પ્રકૃતિદ્રવ્યને-વ્યાકૃત એટલે કાર્યાકાર બનાવવામાં પરમેશ્વર નિમિત્તકારણ છે અથવા કર્તા છે, અને પ્રધાનના સર્વ ગુણો તેમના આશ્રયમાં છે, અને સ્વતંત્ર સત્તાવાળા નથી તેથી પરમેશ્વર કાર્યાકાર જગતનું ઉપાદાન કારણ અથવા પ્રકૃતિકારણ પણ છે. નિમિત્ત અને ઉપાદાન કારણ તરીકે પરમેશ્વરને ત્રિવિધ બ્રહ્મવાદમાં સ્થાપન કરવામાં આવ્યા છે તે ખરૂં, પરંતુ ઉપનિષદનું તાત્પર્ય આ ત્રિવિધ બ્રહ્મવાદમાં નથી.

ત્રિવિધ બ્રહ્મને દ્વિવિધ બ્રહ્મમાં લાઘવથી સમજાવવાનો પ્રયત્ન બૃહદારણ્યક ઉપનિષદ્માં થયો છેઃ—

"ખરેખર બ્રહ્મનાં બબ્બે રૂપો છે. (૧) મૂર્ત એટલે આકૃતિવાળું, અને (૨) અમૂર્ત એટલે આકૃતિ વિનાનું; (૧) મર્ત્ય એટલે વિનાશી, અને (૨) અમૃત એટલે અવિનાશી; (૧) સ્થાવર અને

[1] શ્વે. ઉ. ૧. ૧૨.

(૨) જંગમ; (૧) સત્ એટલે અપરોક્ષ થાય તેવું અને (૨) ત્યત્ એટલે "તે" અથવા પરોક્ષ હોય એવું.

તેમાં વાયુ અને આકાશ વિનાના ત્રણ પૃથ્વી, જલ અને તેજથી ઘડાયેલા ઘાટમાં પહેલું તે મૂર્તબ્રહ્મ સમજવું. તેવું મૂર્તબ્રહ્મ મર્ત્ય છે, સ્થિર એટલે જડ, અને સત્ એટલે અપરોક્ષ છે. આ મૂર્તબ્રહ્મ, મર્ત્યબ્રહ્મ, સ્થિર બ્રહ્મ અને સત્ બ્રહ્મનો સાર અથવા રસ તે આ આદિત્યનું તપતું બિંબ છે. તે ખરેખર સદ્બ્રહ્મનો રસ છે.

હવે જે અમૂર્તબ્રહ્મ છે તે વાયુ અને આકાશના રૂપનું છે. તે અમૃત છે, તે ગતિવાળું છે, અને તે ત્યત્ એટલે "તે"–એમ પરોક્ષ દૃષ્ટિથી સમજવી શકાય તેવું છે. આ અમૂર્ત, અમૃત, જંગમ, અને પરોક્ષ બ્રહ્મનો સાર અથવા રસ તે આ આદિત્ય મંડલનો અધ્યક્ષ અથવા અભિમાની પુરુષ છે. ખરેખર, પરોક્ષબ્રહ્મનો રસ તે આ આદિત્યાંતર્ગત પુરુષ છે.

આ પ્રમાણે અધિદૈવત શાખાના બ્રહ્મનું વિવેચન થયું. હવે અધ્યાત્મ શાખાના બ્રહ્મનું વિવેચન કરીએ.

આપણા પિંડમાં પ્રાણ તત્ત્વ અને હૃદયાકાશ તત્ત્વથી જેટલાં જુદાં દ્રવ્યો છે તે મૂર્તબ્રહ્મનાં મર્ત્ય, સ્થિર, અને અપરોક્ષ ભાવ-વાળાં રૂપો છે. તે સર્વ મૂર્તબ્રહ્મ, મર્ત્યબ્રહ્મ, સ્થિરબ્રહ્મ અને અપરોક્ષ બ્રહ્મનો સાર અથવા રસ તે આપણી ચક્ષુરિન્દ્રિય છે. ખરેખર! પિંડમાં સદ્બ્રહ્મનો સાર તે ચક્ષુ છે.

હવે જે પિંડગત અમૂર્તબ્રહ્મ કહ્યું તે પ્રાણ અને અંતરાકાશથી રચાયું છે. આ અમૂર્ત, અમૃત, જંગમ, અને પરોક્ષબ્રહ્મનો રસ તે આપણી દક્ષિણ નેત્રની ઇન્દ્રિયમાં પ્રવર્તતું પુરુષનું સ્ફુરણ છે. ખરેખર નેત્રમાં થતું ચૈતન્યસ્ફુરણ તે અમૂર્ત–પરોક્ષ બ્રહ્મનો રસ છે.

આ પિંડગત પુરુષનું રૂપ અનેક રંગનું છે. જેમ રંગમાં રંગાયેલું વસ્ત્ર હોય, જેમ પાંડુ રંગની ધાબળી હોય, જેમ ઇન્દ્રનીલ

અવધિરૂપ જે તત્ત્વ રહે છે તેના કરતાં કોઇ ચઢીઆતું તત્ત્વ નથી એવું સમજાવવાનો આ પ્રયત્ન છે.

આ નેતિ નેતિ–ઉપદેશ વાક્યની સમજણ એક પુરાણમાં આપી છે. કોઇ ગામમાં પરહદના લુંટારાઓએ આવી ધાડ પાડી, લૂંટ કરી જવાની સાથે તે ગામના કેટલાક જુવાન છોકરાઓને લુંટારાઓ પકડી લઇ ગયા. જે હદમાં લુંટ થઈ તેના રાજાએ પકડાયેલા માણસોનો પરહદમાં કબજો કર્યો. પણ તેને ઓળખનાર માણસ જોઇએ. આ પકડાયેલા મનુષ્યોમાં એક પરગામથી પરણવા આવેલો વર હતો. તેને જે ગામમાં લગ્ન થયું તે ગામના લોકો બરાબર ઓળખે નહિ. તે ઉપરથી તેની સાથે પરણેલી નવવધૂને પરહદમાં ઓળખાણ કરાવવા લઇ જવામાં આવી. હારબંધ છોકરાઓ ઉભા રાખી તપાસ થઇઃ– આ વર તારો ખરો ? આ પ્રશ્નના ઉત્તરમાં લજ્વાતી બાળા ડોકું ધુણાવે (નેતિ નેતિ) અને તે વડે નિષેધ કરે. એમ દસ પંદર યુવાનોનો નિષેધ કર્યા પછી પોતાનો સાચો વર ક્રમમાં રજુ થયો ત્યારે તે બિચારી નીચું જોઇ સ્તબ્ધ ઉભી રહી. પરીક્ષકો સમજી ગયા કે આ એનો ખરો વર.

આ લૌકિક નિયમ પરબ્રહ્મની ઓળખમાં ઉપનિષદે લાગુ પાડયો છે. વાણીથી બ્રહ્મ મેં જાણ્યું એમ કહેનારા તેને ખરી રીતે ઓળખતા નથી. પરંતુ પોતાના સ્વામી અથવા પતિ તરીકેની ઓળખ મૌન ભાવથી જ આપણે પરબ્રહ્મની કરી શકીએ છીએ.

મૂર્ત અને અમૂર્ત વર્ગનાં દ્વિવિધ બ્રહ્મનાં જોડકાં ઉપરાંત આ एकमेवाद्वितीयम्—આ એક અદ્વૈત બ્રહ્મ, આપણા અનુભવમાં આવવું જોઈએ. આ અનુભવ વિધિવાક્યથી જાગે એમ નથી, પણ નિષેધ વાક્ય વડે ઉદય પમાડી શકાય તેવો છે.

ત્રિવિધબ્રહ્મ, દ્વિવિધબ્રહ્મ, અને અદ્વિતીયબ્રહ્મ—બ્રહ્મરૂપે પરમ-સત્ય છે, પરંતુ જે જે ઉપાધિમાં તે પેઠેલાં જણાય છે તે તે ઉપાધિના

સમાનાકારવાળાં વ્યાવહારિક સત્ય છે. વ્યવહારસત્યમાં પણ સ્થૂલ-મૂર્ત–બ્રહ્મ છેક નીચલા વર્ગમાં છે; સૂક્ષ્મ–અમૂર્ત–બ્રહ્મ તેના કરતાં ચઢીઆતું સત્ય છે; કારણ ભૂમિકાનું વાસનામય વિચિત્ર અથવા શબલ બ્રહ્મ તેના કરતાં પણ ચઢીઆતું છે. આ ત્રણે અપરબ્રહ્મ છે; અને આ ત્રણેથી પર તુરીય ભૂમિકાનું બ્રહ્મ તે પરબ્રહ્મ છે. ખરી રીતે બ્રહ્મવસ્તુ એક અદ્વિતીય છે, પરંતુ તે કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ ભૂમિકાના અધિભૂત દ્રવ્યના રૂપને અનુસાર વિચિત્ર ભાસે છે, જેમ કોઈ રત્નની નીચે અનેક રંગની પાંદડીઓ મૂકીએ તો તે રત્ન જૂદા જૂદા રંગનું ભાસે છે, તેમ પરબ્રહ્મ તત્ત્વ આ દ્રવ્યના પરિણામોના ભેદો વડે અનેકાકાર ભાસે છે. જે એક અદ્વિતીય ચૈતન્ય છે તે બહુરૂપી થાય છે.

આ પરબ્રહ્મરૂપ રત્નના સ્વભાવધર્મો અને ઔપાધિક ધર્મો સમજવાના છે. બ્રહ્મશબ્દ ઉપનિષદોમાં પરમતત્ત્વના અર્થમાં વપરાયો તે પહેલાંના વેદસાહિત્યમાં શા અર્થમાં વપરાતો હતો તે વિચારવાથી બ્રહ્મવસ્તુની સમજણ વધારે મળે તેમ છે. ઋગ્વેદમાં બ્રહ્મ સ્તુતિ અથવા પ્રાર્થનાના અર્થમાં વપરાયેલો છે. જે દેવતાનું સૂક્ત હોય તે તે દેવતાનું બ્રહ્મ સમજવામાં આવતું. પરંતુ ઋગ્વેદમાં આ અર્થ રૂઢ જણાય છે. તેનો યૌગિક અર્થ વિચારવાનો રહે છે. યુરોપીઅન વિદ્વાનો અનેક કલ્પનાઓ બ્રહ્મ શબ્દની વ્યુત્પત્તિ સંબંધમાં ભાષા-શાસ્ત્રની સરખામણી ઉપરથી કરે* છે. કેટલાક વિદ્વાનો જેવા કે Deussen, Bergaigne, Zauman, વિગેરે બ્રહ્મ શબ્દને બૃહ્ એટલે વધવું—એ ધાતુમાંથી વ્યુત્પન્ન કરે છે; અને મૌલિક અર્થ "વધતું જતું બલ" કરે છે. મનુષ્યનો આત્મા પોતાના કરતાં ચઢીઆતા દેવ

---

* આ સંબંધમાં સવિસ્તર ચિંતન સારુ જુઓ. History of Indian Philosophy by Messrs Belvalkar and Ranade, Vol II. pp. 346-351.

અથવા ઈશ્વર તરફ પોતાની ભક્તિની ભાવના છલકાતી કરી જે શબ્દસમૂહથી પ્રાર્થના કરે છે તેમાં જે બળ પેસે છે તેથી. બ્રહ્મ એટલે દેવની પ્રાર્થના અથવા સ્તુતિ એ અર્થ ઋગ્વેદમાં દાખલ થયો છે. વળી યજ્ઞકાંડમાં દાભની જૂડી કરી નાના દંડ તરીકે (बर्हि) (મુખ્ય ઋત્વિજ્ હાથમાં રાખે, અને હોતા, અધ્વર્યુ અને ઉદ્ગાતાને એટલે ઋગ્વેદી કે ઋત્વિજને સૂક્ત અથવા સ્તુતિ (તેને शस्त્ર કહે છે) ભણવામાં, યજુર્વેદી ઋત્વિજને ક્રિયા કરવામાં, અને સામવેદી ઉદ્ગાતાને ઉચ્ચ ગાન ગાવામાં પ્રેરવા સારૂ તે દંડને) હલાવે તે ઉપરથી આ યજ્ઞક્રિયાના, દર્ભની જૂડીવાળા દંડને પણ બ્રહ્મ કહેવામાં આવતો. વેદસ્તુતિમાં અને ક્રિયાપ્રેરક દંડમાં કોઈ અદ્ભુત શક્તિ છે કે જે વડે વચન અને ક્રિયા ફળે છે. તે શક્તિ જેમાં રહી છે તેને પણ બ્રહ્મ શબ્દ લગાડવામાં આવ્યો.

અન્ય પાશ્ચાત્ય વિદ્વાનો (Kestel વિગેરે) भ्राज् ધાતુમાંથી બ્રહ્મ શબ્દ વ્યુત્પન્ન થયેલો માને છે. भ्राज् એટલે પ્રકાશવું. તે ઉપરથી જ્યોતિર્મય, પ્રકાશમય વસ્તુ તે બ્રહ્મ એવો અર્થ કરે છે. "બ્રહ્મવર્ચસ" એ શબ્દમાં આ પ્રકાશનો ભાવ સમાયેલો છે.

આપણા શ્રૌતસાહિત્યના ચિંતકો ઉપનિષદ્‌માં વપરાયેલા બ્રહ્મ શબ્દની बृहत्वात् बृहणत्वात्—એ રીતે વ્યુત્પત્તિ કરે છે એટલે કે "જે પદાર્થ અત્યંત મોટો હોય અને અમર્યાદ વધતો જાય તે બ્રહ્મ". આ મૌલિક અર્થ આપણે સ્વીકારીએ, અને તેમાં પાશ્ચાત્ય વિદ્વાનોની ભાવનાના રંગ પૂરીએ તો કંઈ ખોટું નથી. સઘળાં ઉપનિષદોમાં મોટાપણાનો અને વધવાનો ભાવ સૃષ્ટિ પ્રકરણમાં ગુંથવામાં આવ્યો છે.

"બ્રહ્મે વિચાર્યું કે હું બહુ[1] થાઉં", "તપવડે બ્રહ્મ[2] એક કેન્દ્રગામી થયું"; "બ્રહ્મ પ્રવેશ[3] પામી વિસ્તર્યું"-વિગેરે અનેક સૃષ્ટિપ્રકરણનાં વાક્યોમાં બ્રહ્મવસ્તુમાં સંકલ્પ કરવાનું બળ, વિચાર કરવાનું બળ, વિસ્તાર પામવાનું બળ સ્વીકારવામાં આવ્યું છે; અને આ

---

૧ तदैक्षत; स ईक्षत (ऐ. उ. १-२). २ तपसा चीयते ब्रह्म (मुंडक, १-८); ३ ब्रह्म ततमपश्यत् (ऐ. उ. २-१२)

ચેતનધર્મના સ્વીકારથી ઔપનિષદબ્રહ્મ સાંખ્યના પ્રધાન કરતાં જૂદું પડે છે. પ્રધાન, પ્રકૃતિ, અવ્યાકૃત વિગેરે જગતનું કારણ સ્વયં જડ છે; તેના પ્રેરણનું નિમિત્ત તે બ્રહ્મ છે. આ વિવેક ઉપનિષદોમાં સ્પષ્ટ સ્થળે સ્થળે છે.

બ્રહ્મના મૌલિક અર્થો વ્યુત્પત્તિના નિયમથી—(૧) મોટું થવાના સ્વભાવવાળું તત્ત્વ, (૨) વધવાના સ્વભાવવાળું હોવાથી ચેતનધર્મવાળું, (૩) તેને જોવા જાણવાનો પ્રયત્ન કરનાર તેને પ્રાર્થના અથવા ભાવવાળા શબ્દવડે સ્મરે છે તેથી શબ્દબ્રહ્મરૂપે ઓળખાતું, (૪) તે જેમાં સ્ફુરે તે શક્તિવાળું બને છે એટલે કોઈપણ દંડ વિગેરે પ્રતીકમાં ઓળખી શકાય તેવું—એટલા નીકળે છે. આ અર્થોનું એકીકરણ ઔપનિષદ વિચારોએ બ્રહ્મના ત્રણ સ્વભાવમાં કર્યું છેઃ

॥ सत्यं ज्ञानमनंतंब्रह्म ॥ (તૈ. ઉ. ૨–૧)

બ્રહ્મ સત્ય[૧]—એટલે सत् અને त्यत्—અપરોક્ષ અને પરોક્ષરૂપમાં સાચા ભાવે પેઠેલું, જ્ઞાન[૨] એટલે પ્રકાશરૂપ, અને દેશ, કાળ અને નિમિત્તની મર્યાદામાં નહિ પડે તેવું અનંત[૩]—તત્ત્વ છે.

પરંતુ આવા બ્રહ્મનું વિધાન કોણ કરે છે ? જે વિધાન કરે છે એવો શરીરધારી આત્મા. બ્રહ્મના ઉપરના સ્વભાવધર્મોને પકડનાર—ગ્રહણ કરનાર—જાણનાર આત્મા. પરંતુ બ્રહ્મના શુદ્ધ સ્વભાવને જાણનાર આત્મા જો કે દેહધારી છે તોપણ મર્યાદિત **કર્તા—ભોક્તા** આત્મા તરીકે બ્રહ્મજ્ઞ નથી, પરંતુ સાક્ષી આત્મા તરીકે બ્રહ્મજ્ઞ બની શકે. આ બ્રહ્મનું, સાક્ષી આત્મા વેદન અથવા જ્ઞાન મેળવે છે. તે વેદન અથવા જ્ઞાન સામા ભિન્ન પદાર્થરૂપે એટલે વિષયરૂપે નહિ, પરંતુ અદ્વૈતભાવે—અખંડભાવે—સાક્ષાત્કાર રૂપ છે. જેમ આપણું મુખ આપણે સામું પ્રત્યક્ષ જોઈ શકતા નથી તે વાત ખરી, પરંતુ દર્પણદ્વારા મુખનું પ્રત્યક્ષ પ્રતિબિંબોદય વડે કરી શકીએ છીએ, તેમ બ્રહ્મના સ્વભાવધર્મોને—સત્ય, જ્ઞાન, અનંત

નામના ધર્મોને—સાક્ષી આત્મા પોતાના બુદ્ધિરૂપ ગુહામાં પ્રતિફલિત થયેલા અનુભવી શકે છે. આ વિલક્ષણ વેદનના પ્રકારને અદ્વૈત-સાક્ષાત્કાર કહે છે, જ્યારે લૌકિક જ્ઞાનના પ્રકારને ભેદજ્ઞાન અથવા વિવેકજ્ઞાન કહે છે. બ્રહ્મનો આત્મરૂપે અનુભવ સાક્ષીચેતન કરે છે, પણ તે પૃથક્ જ્ઞેય અથવા વિષયરૂપે નહિ, પરંતુ ઉભા કરેલા જ્ઞેયના અંતર્યામી ચેતનરૂપે કરે છે. આ અદ્વૈતાનુભવના પ્રકારનો ઉલ્લેખ કેનોપનિષદ્‌માં અને તૈત્તિરીય ઉપનિષદ્‌માં કરવામાં આવ્યો છે. પ્રથમ ઉપનિષદ્‌માં ગુણધર્મોથી વિશિષ્ટ બ્રહ્મ તે ઉપાસ્ય, અને ગુણધર્મોથી વિરહિત શુદ્ધ સ્વભાવરૂપ (સત્ય, જ્ઞાન-અનંત) બ્રહ્મ તે જ્ઞેય— એવો વિવેક કરી આપણાં જ્ઞાનેન્દ્રિયો અને મન વડે જે જે વિશિષ્ટરૂપમાં આપણે બ્રહ્મને ચિંતવીએ અથવા ધ્યાનમાં લઇએ તે રૂપ ખરૂં બ્રહ્મ-સ્વરૂપ નથી, પરંતુ જે અંતર્યામી ચેતનવડે આપણી જ્ઞાનેન્દ્રિયો અને મન વિશિષ્ટાકાર બ્રહ્મને સમજે છે અથવા ઉપાસે છે તે ચેતન ખરૂં બ્રહ્મ છે. આવું વર્ણન કર્યા પછી આ શુદ્ધબ્રહ્મનો અનુભવ કેવી રીતે થાય છે તેનું છાયાચિત્ર ગુરુશિષ્યના સંવાદમાં નીચેના માર્મિક શબ્દોમાં ઉતાર્યું છે:—

"જો તું એમ માને કે મેં બ્રહ્મ સારી રીતે જાણ્યું છે, તો ખરેખર, ઘણુંજ થોડું બ્રહ્મનું રૂપ તું સમજ્યું છું એમ હું ખાત્રીથી કહું છું. તું એમ સમજે છે કે બ્રહ્મનું રૂપ દેવોમાં પેઠું છે અને તેની મીમાંસા કરવા યોગ્ય છે, અને તેને મેં જાણ્યું છે એવું તું માની લે છે.

(ગુરુ કહે છે): હું એમ નથી કહેતો કે મેં બ્રહ્મને સારી રીતે જાણ્યું છે. તે સાથે એમ પણ નથી કહેતો કે-હું નથી જાણતો. પરંતુ અમારામાં જે કોઇ 'હું બ્રહ્મ નથી જાણતો એમ નહિ' એવું જે સમજી જાણે છે તે બ્રહ્મને ખરૂં જાણે છે. જે કોઇ બ્રહ્મને મનવડે સમજાતું નથી એવું સમજી જાણે છે તે બ્રહ્મનો ખરો વિચાર કરે છે; અને જે એમ માને છે કે મારા મનવડે બ્રહ્મનું મતન થયું

છે તે 'બ્રહ્મ ' જાણતો નથી ! (લોક રીતે) નહિ જાણનારાઓને બ્રહ્મ જણાતું નથી પણ લોક રીતે જાણનારાને તે પ્રકટ થયેલું છે. પ્રત્યેક બોધમાં અથવા બુદ્ધિના સ્ફુરણમાં આ બ્રહ્મ ઝળકે છે, અને વિચારવડે પકડાય છે, અને તેવું જાણનાર અમૃતભાવને પામે છે: આવા સ્વાનુભવ વડે ચૈતન્યના સામર્થ્ય અથવા વીર્યની પ્રાપ્તિ છે અને આથી વિદ્યા વડે અમૃત તત્વ મળે છે. આ રીતે જેણે બ્રહ્મ પોતાના ઐહિકજીવનમાં જાણ્યું તે ખરૂં સમજ્યો; જો ન જાણ્યું તો મોટી હાનિ થઈ એમ સમજવું. ધીર પુરૂષો પ્રત્યેક પ્રાણીમાં શોધી શોધી બ્રહ્મને અદ્વૈતાનુભવ કરી જાણે છે અને જ્યારે દેહ છૂટે છે ત્યારે આ લોકમાંથી અમૃત પદમાં જાય છે.*

બ્રહ્મવેદનની આ વિલક્ષણ પદ્ધતિનો ઉલ્લેખ તૈત્તિરીય ઉપનિષદ્‌માં નીચેનાં વાક્યોમાં થયો છે.

"બ્રહ્મવિદ્ પરપદને પ્રાપ્ત કરે છે. તેના ટેકામાં નીચેની ઋચા છે:—"સત્ય, જ્ઞાન અને અનંત વસ્તુ તે બ્રહ્મ. તેને હૃદયાકાશ નામના સર્વોત્તમ આકાશમાં રહેલી બુદ્ધિનામની ગુહામાં ગોઠવાયેલું જે કોઈ જાણે છે તે સર્વજ્ઞ બ્રહ્મા સાથે સાયુજ્ય પામી સર્વ કામને પ્રાપ્ત કરી શકે છે." બ્રહ્મવસ્તુનું વેદન અથવા અનુભવ સર્વદૃશ્ય-અનુભવ કરતાં જૂદા પ્રકારનો છે તેના હેતુનું પ્રતિપાદન અનંત-એ પદ કરે છે. સર્વ દૃશ્ય વસ્તુઓ વિષયરૂપે આપણા અનુભવમાં સામી ઉભી થાય છે, અને આ વિષયરૂપતા, દેશ, કાળ, અને કાર્યકારણની મર્યાદાઓને અથવા અવચ્છેદોને સામા રજુ કરે છે. ગમે તે વસ્તુ અથવા પદાર્થ આપણા અનુભવમાં આવે કે તરત તે દિક્, કાળ, અને નિમિત્તના બીબામાં કબજે પડેલો જણાય છે. આ ત્રણ અંત અથવા મર્યાદાવાળા સર્વ પદાર્થો અને ભેદો છે. પરંતુ અનુભવરૂપ વસ્તુ આ ત્રિવિધ પરિચ્છેદમાં પડતી નથી. અનુભવ કરનાર ચેતન અનુભવ જેનો થાય છે તેની મર્યાદાને લીધે મર્યાદિત હોય તેવો ભાસે

ઉભી થાય છે, અને આ વિષયરૂપતા દેશ; કાળ; અને કાર્યકારણની- મર્યાદાઓને અથવા અવચ્છેદોને સામા રજુ કરે છે. ગમે તે વસ્તુ અથવા પદાર્થ આપણા અનુભવમાં આવો કે તરત તે દિક્, કાળ; અને નિમિત્તના બીબામાં કબજે પડેલો જણાય છે; આ ત્રણ અંત અથવા મર્યાદાવાળા સર્વ પદાર્થો અને ભેદો છે. પરંતુ અનુભવરૂપ વસ્તુ આ ત્રિવિધ પરિચ્છેદમાં પડતી નથી. અનુભવ કરનાર ચેતન અનુભવ જેનો થાય છે તેની મર્યાદાને લીધે મર્યાદિત હોય, તેવો ભાસે છે, જો કે પોતે તેવી મર્યાદામાં વસ્તુતઃ નથી. ઉદાહરણ તરીકે સૂર્યનો પ્રકાશ સ્વયં અમર્યાદિત છે, છતાં જેજે પદાર્થોને તે પ્રકાશિત કરે છે તેની મર્યાદાથી જાણે મર્યાદિત થયો હોય એવો ભાસે છે. બ્રહ્મ પદાર્થ આવો એક વિલક્ષણ જ્યોતિર્મય છે; તે જેજે ઉપાધિને પ્રકટ કરે છે તેતે ઉપાધિમય દેખાય છે.

બ્રહ્મવસ્તુ આ પ્રમાણે સર્વદૃશ્ય વસ્તુઓથી જુદી પડે છે એટલે કે તે સર્વ ભેદવાળા પદાર્થોમાં સદ્ રૂપે અને ત્યદ્ રૂપે (સત્ય) પ્રકાશમાન થાય છે (જ્ઞાન) અને તે પણ દેશ, કાળ, અને નિમિત્તોની મર્યાદામાં જકડાયા વિનાની સ્વયં પ્રકાશે છે. આવી પરમ સત્ય, પરમ પ્રકાશ, અને પરમ અનંતતાની સર્વાંશ પૂર્ણ અનુભૂતિ જો કે આપણા જેવા જીવોને સામાન્ય રીતે થતી નથી, પરંતુ આપણા આત્માના સ્વરૂપની શુદ્ધ પ્રતીતિમાં, એટલે દેહ, પ્રાણ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વિગેરે ઉપાધિથી પૃથક્ ભાન થવામાં, તે બ્રહ્મના અનુભવની છાયા અથવા ઝાંખી થઇ શકે છે. આ પ્રતીતિને વૃત્તિવ્યાપ્તિ કહે છે, એટલે કે ચિત્તસત્ત્વની અત્યંત વિશુદ્ધ સમાહિત અવસ્થામા જીવાત્મા પોતાને બ્રહ્માત્મારૂપે ઓળખી શકે છે. જેમ આપણો સ્થૂલ દેહ સ્થૂલ મોટા માપનો છતાં નખ જેવડા દર્પણમાં પ્રતિબિંબ ભાવે નાના માપમાં પણ પૂર્ણરૂપમાં પકડાય છે, તેમ સત્ય, જ્ઞાન, અને અનંત બ્રહ્માત્મા શુદ્ધસત્ત્વની અચંચલ અવસ્થામાં પ્રતિબિંબિત થઇ.

અનુભાવે પણ પૂર્ણરૂપમાં અનુભવાય છે. નાના અંગુઠા જેવા દર્પણમાં સ્થૂલ શરીરનો આભાસ થાય છે, તેમ શુદ્ધસત્ત્વની નિરુદ્ધ અવસ્થામાં બ્રહ્માત્મા પ્રતિફલિત થાય છે. શુદ્ધ સત્ત્વનો વૃત્તિવ્યાપ્તિ નામનો ઉપકાર અનુભવી પુરુષો સ્વીકારે છે, પરંતુ જેમ ઘટપટાદિ પદાર્થો ચિત્તની વૃત્તિમાં પકડાયા ઉપરાંત આત્માના ચૈતન્યના પ્રકાશની અપેક્ષા રાખે છે; જેમ દીવો ઇતર સર્વ પદાર્થોના અંધારારૂપ આવરણને દૂર કરી પોતાના પ્રકાશવડે તે તે પદાર્થોને વેષ્ટિત કરે છે, અને તેવા પ્રકાશના વીંટળાવાથી ઘટપટાદિ તે તે રૂપે સમજાય છે, તેમ બ્રહ્મવસ્તુના અનુભવમાં થતું નથી. વૃત્તિનું વીંટળાવું, અને પ્રકાશનું વીંટળાવું આ બે ઉપકારની જરૂર અનાત્મ પદાર્થના અનુભવમાં રહે છે, એટલે વૃત્તિવ્યાપ્તિ અને ફલવ્યાપ્તિની અપેક્ષા અનાત્મ પદાર્થના જ્ઞાનમાં રહે છે. આ પૈકી માત્ર વૃત્તિવ્યાપ્તિની જરૂર બ્રહ્મવસ્તુના અનુભવમાં રહે છે, ફલવ્યાપ્તિની જરૂર રહેતી નથી, કારણ કે તે દીવા જેવો સ્વયંપ્રકાશ પદાર્થ છે. અત્ર દીવો એ ભૌતિક તેજનું ઉદાહરણ છે, અને આત્મા અભૌતિક જ્યોતિનું ઉદાહરણ છે. ભૌતિક તેજ "હું જોઉંછું" આવો અનુભવ કરી શકતું નથી; પરંતુ અભૌતિક આત્મજ્યોતિ "હું સ્વતંત્ર વસ્તુ છું" એ પ્રકારનો અનુભવ કરી શકે છે. જ્યાં સુધી વૃત્તિવ્યાપ્તિની પ્રતીતિ રહે છે ત્યાં સુધી અનુભવ સવિકલ્પ રહે છે, જ્યારે તે વૃત્તિવ્યાપ્તિ શમે છે, એટલે ચિત્તનું સળગવું એટલે વૃત્તિઓનો જ્યોત કાઢવાનો વ્યાપાર બંધ થાય છે, ત્યારે તે અનુભવ નિર્વિકલ્પ બને છે. હુંપણાનો અથવા અહંતાનો સર્વાંશ ગ્રાસ અથવા નિરોધ પૂર્ણ બ્રહ્માનુભવ ગણાય છે. જેમ જેમ પ્રત્યક્ ચેતન એટલે જીવાત્મા સત્ય, જ્ઞાન, અને અનંત બ્રહ્મને પોતાના સ્વરૂપ ભાવે વૃત્તિવ્યાપ્તિથી ઓળખે છે, તેમ તેમ તેના પાશો અથવા મર્યાદાઓ કપાય છે, અને અસત્ જડ, અને દુઃખના બંધો તુટતા જાય છે, અને બ્રહ્મનો સહજ આનંદ આવિર્ભાવ પામે છે. પરોક્ષ બ્રહ્મના અનુભવથી આનંદનો આવિર્ભાવ થતો નથી; પરંતુ તે બ્રહ્મ હું છું એ પ્રકારની

પ્રત્યભિજ્ઞા થાય છે ત્યારે આવૃત્ત એટલે ઢંકાયેલો બ્રહ્માનંદ સ્વરૂપાનંદ તરીકે વ્યક્ત થાય છે.

જીવાત્માની દેહાદિ ઉપાધિથી થયેલી મર્યાદા જેમ જેમ તુટતી જાય છે, તેમ તેમ પરમાત્માનો આનંદરૂપ સ્વભાવ વિશેષ અભિવ્યક્ત થતો જાય છે. બ્રહ્મરૂપ વસ્તુનો આનંદ તે સ્વભાવધર્મ છે. જેમ સત્યત્વ અને ચિન્મયત્વ સ્વાભાવિક છે, તેમ આનંદ પણ સ્વાભાવિક છે. સામાન્ય રીતે જગતના કારણરૂપ બ્રહ્મનો સત્ સ્વભાવ જડ અને અજડ પદાર્થોમાં સ્ફુટ થાય છે અને તેને સાબીત કરવામાં બુદ્ધિને શ્રમ પડતો નથી; વળી બ્રહ્મનું ચિન્મયત્વ પણ સચેતન વર્ગમાં આપણને મર્યાદિત સમજાય છે. પરંતુ તે આનંદરૂપ છે—આ નિશ્ચય થવામાં ઘણા સૂક્ષ્મ વિચારની અગત્ય રહે છે. ઉપનિષદોમાં જીવ અને બ્રહ્મ વચ્ચે અથવા શારીરાત્મા અને પ્રાજ્ઞાત્મા વચ્ચે વિલક્ષણ પ્રેમવાળો સંબંધ માનવામાં આવે છે, અને આ સંબંધની ઝાંખી ઉત્પન્ન કરવામાં ઉપનિષદ્‌ના વિચારકો કામ વડે આકર્ષાયેલાં સ્ત્રી પુરુષના મૈથુનજન્ય સંબંધને તેઓ ઉદાહરણ તરીકે આપે છેઃ—

"આ જીવાત્મા જ્યારે સુષુપ્તિની પર અવસ્થામાં લીન થાય છે, ત્યારે તે સ્વેચ્છાવિહારી થાય છે, તે પાપવિનાનો અને અભય દશામાં આવી વસે છે. જેમ કોઇ પ્રિય સ્ત્રીથી [1]આલિંગનમાં ચુંચાયેલો પુરુષ બહારનું તથા અંદરનું ભેદભાન ભૂલી જાય છે તેમ પ્રાજ્ઞ આત્માના (પરમાત્માના) આશ્લેષમાં પડેલો જીવ બહારનું અને અંદરનું ભેદભાન ભૂલે છે અને તે આપ્તકામ થઈ નિષ્કામ બને છે, અને વિશોક ભૂમિકામાં આવી વસે છે. સર્વ આનંદોનું એકાયન [2]ઉપસ્થ છે. તેમાં પ્રજાનો પ્રવેશ કરી મનુષ્યો તે ઇન્દ્રિય વડે ત્રણ ફળો મેળવે છેઃ—આંતર આનંદ, બાહ્ય રતિ,

૧ બૃ. આ. ૪–૩–૨૧ ૨. બૃ. આ. 4–5–12.

અને પ્રજાની પ્રાપ્તિ[1]. પ્રાણ અને પ્રજ્ઞાનો યોગ થવાથી આનંદનું પ્રકટીકરણ[2] થાય છે. બ્રહ્મ આનંદ છે"–એ રીતે ઉપાસના કરવી. પ્રતિરૂપ પુત્રની પ્રાપ્તિ તે આનંદ છે.[3] પ્રજાતિ, અમૃત અને આનંદનું પ્રકટીકરણ ઉપસ્થમાં.[4] આનંદ તે વિજ્ઞાનનો રસ[5] છે"–આ વગેરે અનેક ઉપનિષદોનાં વાક્યોમાં આનંદનો મૌલિક અર્થ મિથુનીભાવને લગતો છે, અને, તેને ઉદાહરણ તરીકે લઈ જીવ–શિવના તાદાત્મ્યમાં અલૌકિક આનંદ પ્રકટ થાય છે એવું પ્રતિપાદન કરવામાં આવે છે.

જીવના અન્નમયકોશમાં ગુંચાયેલા સ્વરૂપ કરતાં, પ્રાણમય આત્મા ચઢીઆતો છે; તે પ્રાણમય આત્મા કરતાં મનોમય આત્મા ચઢીઆતો છે; મનોમય આત્મા કરતાં વિજ્ઞાનમય આત્મા ચઢીઆતો છે; અને વિજ્ઞાનમય આત્મા કરતાં આનંદમય આત્મા ચઢીઆતો[6] છે. વિજ્ઞાનમય આત્માની પીઠમાં રહેલું આનંદમય સ્વરૂપ વિજ્ઞાનમય જેવું વ્યક્ત અથવા સ્પષ્ટ નથી, પરંતુ વ્યક્તાવ્યક્ત દશાનું હોય છે. ભેદભાનના લય થવાથી આનંદની કલા જાગે છે, ભેદભાન ઉભું થતાં આનંદની ક્ષતિ થાય છે—આ સિદ્ધાંત વિષયાનંદના અનુભવમાંથી તરવાતો ઉપનિષદ્ વિચારકોએ બ્રહ્મલક્ષણમાં લાવી મૂકયો છે. આપણા અનુભવથી સમજાય છે કે ક્ષુદ્ર વિષયોના ભોગમાં, મૈથુનાદિ ક્રીડામાં, ઊંચી જાતની લલિત કલાઓના આસ્વાદમાં ભોક્તા જીવ પોતાનું ભિન્નાસ્તિત્વ ભૂલે છે, અને ભોગ્યમાં તન્મય બને છે. આ તન્મયતા અથવા અદ્વૈતભાવમાં આનંદનું રહસ્ય છે. જીવાત્માની આ બ્રહ્માત્મામાં બની જતી લયાવસ્થા ક્રમપૂર્વક થાય છે. પ્રિય વસ્તુના દર્શનથી પ્રેમનું પ્રથમ સ્ફુરણ; તેના નિકટપણાથી અને સહવાસથી ચિત્તમાં

---

૧. कौषीतकी 2, 5, 3, 5, 3, 6, 3, 7. ૨. कौषीतकी 3, 8. ૩. बृ. आ. 4, 1, 6. ૪. तैत्तिरीय 3, 10, 0. ૫. मैत्री 6, 11. ૬ तैत्तिरीय. 2, 5.

મોદ; તેના અનુકૂલપણાથી અથવા ઉપકારિથી પ્રમોદ; અને ચિત્તનાં મધ્યમાં સુખની સ્થિરવાસના તે આનંદ: પ્રિય, મોદ; પ્રમોદ અને આનંદથી રંગાયલું અથવા રચીપચી ગયેલું ચિત્ત જ્યારે આનંદના અધિષ્ઠાનમાં ડૂબી જાય ત્યારે આનંદની પરાકાષ્ઠા સમજવી: વિષયોના દર્શન; પ્રાપ્તિ, ઉપભોગ વિગેરેથી જે ચિત્તનું સત્વમાં લય થયું તેમાં મૂલ બ્રહ્મવસ્તુનો આનંદ પ્રતિબિંબિત થઇ સ્ફૂરે છે, અને ખરો બિંબભૂત આનંદ તો બ્રહ્મરૂપ વસ્તુજ છે. આ વાસ્તવ સમજણ નહિ હોવાને લીધે ચિત્તપ્રશાંતિને અર્થે જીવ વિષયોને ઝંખે છે, અને જે ક્ષણે તે તે વિષયને મેળવી આપ્તકામ બને છે તે ક્ષણે વિષયાનંદની સ્ફૂર્તિ થાય છે. પરંતુ અનાત્મ પદાર્થોનો યોગ સદાસર્વદા રહેતો નથી એટલે વિષયાનંદનો નાશ, અને અન્ય વિષયને મેળવવાની વાસના; તે વાસના સિદ્ધ થઇ કે ક્ષણિક તે વિષયનું સુખ અને તેનો નાશ. આ પ્રમાણે વિષયોમાંથી આનંદની અભિલાષા રાખનારો મનુષ્ય તે તે વિષયનો આપ્તકામ થાય છે, પરંતુ આત્મકામ બનતો નથી, અને આત્મનિષ્ઠ અને આત્મરતિ આત્મસમ ન થવાથી બનતો નથી, અને પરિણામે નિષ્કામ અને ભયરહિત થઇ શકતો નથી. આ કારણથી ધનાદિ બાહ્યપદાર્થોને પ્રિય માનવા કરતાં પુત્રને પ્રિય માનવું, પુત્રના કરતાં પિંડને પ્રિય માનવું, પિંડ કરતાં ઇન્દ્રિયોને પ્રિય માનવું, ઇન્દ્રિયો કરતાં પ્રાણને પ્રિય માનવો; પ્રાણ કરતાં વિજ્ઞાનને પ્રિય માનવું, અને વિજ્ઞાન કરતાં પણ પ્રેમનાં મૂલ રૂપ આત્માને પ્રિય માનવો—આ ક્રમપૂર્વક જીવાત્માને અંતર્મુખ બનાવવાનો વિધિ યાજ્ઞવલ્ક્યે પોતાની બ્રહ્મજિજ્ઞાસાવાળી મૈત્રેયી પત્નીને બતાવ્યો છે. વિષયોના આનંદમાં ક્ષણભંગુરતા અને ખંડરૂપતા સમજાવી બ્રહ્મના આનંદમાં સ્થિરતા અને અખંડરૂપતા જણાવવા ઉપનિષદોમાં આનંદ મીમાંસાનાં[1] પ્રકરણો આવે છે. આ આનંદમીમાંસામાં સમગ્ર પૃથ્વીના નિષ્કંટક ચક્રવર્તી

---

૧. બૃ. આ. ઉ. 4. ૩. ૩૩. તૈ. ઉ. 2. 8. 1.

રાજા યુવાવસ્થાવાળો આરોગ્ય અને બલવાળો અને નીતિવાળો હોય તેના આનંદને એકરૂપે લઈ તેને માનુષાનંદ ગણવામાં આવે છે; અને તેવા સો માનુષાનંદ જેટલો મનુષ્ય ગંધર્વનો આનંદ છે; તેવા સો મનુષ્ય ગંધર્વના આનંદ જેટલો દેવગંધર્વનો આનંદ છે; તેવા સો દેવગંધર્વના આનંદ જેવડો પિતૃઓનો આનંદ છે; તેવાં સો પિતૃઓના આનંદ જેવડો સ્વભાવ દેવોનો આનંદ છે; તેવા સો સ્વભાવ દેવોના આનંદ જેવડો કર્મદેવનો આનંદ છે; તેવા સો કર્મદેવોના આનંદ જેવડો ઇન્દ્રનો આનંદ છે; સો ઇન્દ્રના આનંદ જેવડો બૃહસ્પતિનો આનંદ છે; સો બૃહસ્પતિના આનંદ જેવડો પ્રજાપતિનો આનંદ છે: અને સો પ્રજાપતિના આનંદ જેવડો બ્રહ્માનો આનંદ છે-અને બ્રહ્મામાં વિષયાનંદની પરાકાશ છે. આ સર્વ ચઢીઆતા ઉતરતા આનંદની ગલીઓમાં જીવતવવાળો અભિમાની ન્યૂનાધિકપણાનું ભાન કરી અતૃપ્ત રહે છે, જ્યારે જીવન્મુક્ત મહાશય એટલે સર્વ કામના જેણે શમાવી છે તેવો બ્રહ્મનિષ્ઠ આ સર્વ ખંડઆનંદમાં રમતો છતાં સ્વરૂપના અખંડ આનંદને અનુભવતો રહે છે, અને તેથી નિત્યતૃપ્ત રહે છે. વિષયાનંદની પરાકાશ બ્રહ્મામાં, અને બ્રહ્માનંદની પરાકાશ બ્રહ્મનિષ્ઠ જીવન્મુક્તમાં વર્ણવી ઉપનિષદો બ્રહ્મ સ્વરૂપમાં રસાનુભવ અને સંસારમાં વિરસતા સેવવાનો ઉપદેશ કરે છે.

બિંબભૂત બ્રહ્મનો આનંદ રસશાસ્ત્રના નિયમ પ્રમાણે અનુભવાય છે, અને તેનો વિભવ ભક્તિદ્વારા પ્રકટ થાય છે. બ્રહ્મના આનંદ સ્વભાવ ઉપર ભક્તિશાસ્ત્રની માંડણી છે; બ્રહ્મના ચિન્મય સ્વભાવ ઉપર જ્ઞાનશાસ્ત્રની માંડણી છે. ઉપનિષદો જ્ઞાન અને ભક્તિને સમાનભાવે આદર આપે છે. પરબ્રહ્મ તે રસરૂપ છે. તે રસરૂપ પરમાત્માને મેળવી જીવ આનંદી થાય છે; જો ચિદાકાશમાં વ્યાપી રહેલા પરમાત્મા આનંદરૂપ ન હોય તો કોણ પ્રાણ ધારણ કરવાને તલપાપડ થાય ? તે પરમાત્મા જીવને આનંદભોગ આપે છે. જ્યારે

આ અદૃશ્ય, વાણીથી અગોચર, અને અનાધાર પરમાત્મામાં અભય પ્રતિષ્ઠા જીવ મેળવે છે ત્યારે તે અભયપદને પામે છે. જ્યારે તે બ્રહ્મપદમાંથી લગાર છૂટો પડી ભેદભાવ ઉભો કરે છે ત્યારે તેને ભય ઉત્પન્ન થાય છે.[1]

બ્રહ્માનંદનો રસાનુભવ "ભાવગત[2] ચિત્ત"થી થાય છે. આ પરમાત્મા [3]"ભાવગ્રાહ્ય" છે. પોતે [4]ભાવસાક્ષી છે, અને સ્વયં-ભાવરહિત છે, વિગેરે અનેક સ્થળોમાં ઉપનિષદ્ વાક્યોમાં ભાવિ ભક્તિશાસ્ત્રનાં બીજકો મળી આવે છે. બ્રહ્મના આનંદ સ્વભાવને લઇનેજ ભક્તિશાસ્ત્ર તત્ત્વદર્શનનું સહાયક બને છે.

બ્રહ્મની રસરૂપતા ઉપરજ શૈવ, શાક્ત અને વૈષ્ણવ ઉપનિષદો રચાયાં છે, અને ભાગવતાદિ પુરાણોમાં જ્ઞાનમિશ્રભક્તિનું બંધારણ આ ઔપનિષદ મતને અવલંબી બંધાયું છે. પરબ્રહ્મની ઉપાસ્ય અને જ્ઞેય ભાવના ઘડાયા પછી ઉપાસ્ય બ્રહ્મની ઉપાસનામાં ભક્તિ અથવા આદર આવશ્યક ઉપાય તરીકે સ્વીકારાયો છે, અને બ્રહ્મને 'ભગવત્' સંજ્ઞા તેના આનંદમય અથવા રસરૂપ સ્વભાવને લઇને મળી છે: જે બ્રહ્મ સ્વભાવે સત્, ચિત્ અને આનંદરૂપ હતું તે છલકાઇ-મોટું થઇ-જેમ સૂર્યબિંબમાંથી ભર્ગ અથવા કિરણજાળ નિકળે તેમ, તે બ્રહ્મના સદ્સ્વભાવમાંથી શક્તિ અને તેજ; ચિત્સ્વભાવમાંથી જ્ઞાન અને બલ; અને આનંદ સ્વભાવમાંથી ઐશ્વર્ય અને વીર્ય-એવા ષાડ્ગુણ્યવાળું વાસુદેવનું રૂપ ઘડાય છે, અને તેને વૈષ્ણવો 'ભગવાન્' શબ્દ વડે વ્યવહરે છે.

---

१. तै. उ. II. 7. २. मुंडक II. १. ३. श्वे. V. I4.
४. सर्वोपनिषत्सार २.

## પ્રકરણ દસમું

## ભોક્તવર્ગ અથવા જીવાત્મભાવમાં પેઠેલું બ્રહ્મ.

ત્રિવિધ બ્રહ્મવાદના પ્રથમ અંશને આપણે પ્રેરકબ્રહ્મ નામ આપ્યું છે. તે પ્રેરક બ્રહ્મનાં સગુણ અને નિર્ગુણ રૂપો ગયા બે પ્રકરણમાં આપણે વિચારી ગયા. હવે ત્રિવિધ બ્રહ્મવાદનો બીજો અંશ તે ભોક્તાને લગતો છે.

ભોક્તાનું બીજું નામ જીવ અથવા ક્ષેત્રજ્ઞ. ઉપનિષદોમાં આ ભોક્તાને લગતાં પ્રકરણો બહુ સૂક્ષ્મવિચારથી વિચારવા જેવાં છે. આ પ્રકરણો ઉપરથી જીવના સ્વરૂપ સંબંધમાં પછવાડે ઘણા વિચાર-ભેદ થયા છે. આપણે દર્શનશાસ્ત્રના દૃષ્ટિબિંદુથી જીવસ્વરૂપનો નિર્ણય કરવાનો નથી, પરંતુ ઉપનિષદો સ્વતઃ જીવસંબંધમાં શું કહે છે તે પ્રથમ સમજવાનું છે.

ત્રિવિધ બ્રહ્મવાદનું પ્રતિપાદન કરનારા શ્વેતાશ્વતર ઉપનિષદમાં ઈશચેતન અથવા પ્રેરકચેતન ઉપરાંત જીવચેતન અથવા ભોક્તૃચેતનનો સ્પષ્ટ સ્વીકાર છે. દેવો અને ઋષિઓ ઇશચેતનમાં તન્મય થવાથી અમૃતભાવને પામે છે એવું વર્ણન કર્યા પછી આ ઉપનિષદ્ કહે છે કેઃ—

"સત્ત્વાદિ ત્રણ ગુણોના અન્વયવાળો, ફલ મેળવવાના હેતુથી કર્મ કરનારો, કરેલાં કર્મનો ઉપભોગ કરનારો, વિશ્વરૂપ થયેલો, ત્રણ ગુણોના અભિમાનને ધરનારો, દેવયાન, પિતૃયાન અને નારકી યોનિના ત્રણ માર્ગમાં ગતિ આગતિ કરનારો, ઇન્દ્રિયો અને પ્રાણનો અધ્યક્ષ—એવો જીવ પોતાના કર્મને અનુસાર સંસરણને પામે છે. તે અંગુષ્ઠમાત્ર, સૂર્યસમાન તેજવાળો, સંકલ્પ અને અહંકારને ધારણ

કરનારો, બુદ્ધિના ગુણને અને આત્માના ગુણને મિશ્ર કરી ધારણ કરનારો, ઝીણા આરાના અગ્રભાગ જેવો બીજી જાતનો [ ઈશ્વર કરતાં જૂદો ] ચેતન પદાર્થ છે. વાળના અગ્રના સોમા ભાગને પુનઃ સો વિભાગમાં કલ્પનામાં લાવી મૂકીએ તો જે સૂક્ષ્મ ચેતન અંશ થાય તેનું નામ જીવ છે, અને તે સૂક્ષ્મ છતાં અનંત પદને પામી શકે છે. તે જીવ સ્વતઃ સ્ત્રી નથી, પુરુષ નથી, તેમ નપુંસક પણ નથી. છતાં જે જે દેહને તે સ્વીકારે છે તે તે દેહ જેવો થઈ જાય છે. આ દેહધારણ કરનાર જીવ સંકલ્પ વડે, સ્પર્શ વડે, દૃષ્ટિના મોહ વડે, પોતામાં નાનાનો ગ્રાસ કરવા વડે, વીર્યાદિ જલવૃષ્ટિ વડે, તથા પોતાની મેળે નવા નવા જન્મને મેળવી વૃદ્ધિને પામે છે; અને પોતાના કર્મને અનુસાર અનેક સ્થાનમાં નવાં નવાં રૂપોને પ્રાપ્ત કરે છે. સ્થૂલ, સૂક્ષ્મ અનેક રૂપોને મેળવી પોતાના ગુણો વડે તથા પ્રકૃતિના ક્રિયા ગુણવડે, અને આત્માના જ્ઞાનગુણ વડે તે તે રૂપોને આવૃત્ત કરે છે, અને આ સર્વ ગુણોનો અને રૂપોનો સંયોગ કરાવનાર અન્ય ચેતન પણ છે."[૧]

"સંસાર વૃક્ષના ઉપર બે પંખીઓ સમાન યોનિવાળા મિત્રરૂપે બેઠેલા છે. તેમાંનો એક (જીવ) તે વૃક્ષનાં ફલ મીઠાં ગણી ખાય છે, અને બીજો (ઈશ) તે ફલને ખાધા વિના સ્વતંત્ર પ્રકાશે છે સમાન સંસાર વૃક્ષ ઉપર બેસી સંસારી પુરુષ પરતંત્રતામાં દબાયેલો મોહ પામી શોકવાળો રહે છે; જ્યારે તે પોતાના મહિમારૂપ અન્ય પુરુષને (અસંસારી ઈશ્વરને) ભજી અનુભવે છે ત્યારે તે વીતશોક બને છે. જ્યારે અધિકારી જીવ, સુવર્ણના રૂપવાળા, બ્રહ્મદેવના પણ કારણ, ઈશ્વર પુરુષને જુએ છે ત્યારે પુણ્ય અને પાપ બન્નેને દૂર કરી નિરંજન બની પરમ સામ્ય એટલે કૈવલ્ય મોક્ષને પામે છે."[૨]

---

૧. શ્વે. V. 7-12; ૨. શ્વે. IV. 6. 7. मुण्डक III-1-2;

ઉપર વર્ણવેલો દેહધારી અથવા શારીરાત્મા અથવા જીવ મૂલ બ્રહ્મનું કાર્ય અથવા પરિણામ નથી. જીવનો અને બ્રહ્મનો સ્વભાવધર્મ મૂળમાં એકજ પ્રકારનો છે. તે "તે મર્ત્ય છતાં અમર્ત્ય વસ્તુનો સગોત્ર અથવા સયોનિ છે." જીવ ચેતન મલ, માયા, કર્મ વિગેરે પાશથી બંધાયેલું છે, અને શિવચેતન તેવા પાશ વિનાનું[1] છે.

પ્રેરક બ્રહ્મ અને પ્રેર્યબ્રહ્મ-શિવ અને જીવ-ચેતન સ્વરૂપે એક તત્ત્વરૂપ છતાં બંનેના સ્વભાવધર્મ અને ગુણધર્મમાં ફેર પડવાના નિમિત્તરૂપ કારણને ત્રિવિધ બ્રહ્મવાદમાં પ્રધાન, અન્ન, માયા-એવું નામ આપવામાં આવે છે; અને તેમાંથી જે જે જડ અને જડાજડ પરિણામો પ્રકટ થાય છે તે પરિણામોને ઉપાધિરૂપે સ્વીકારવાથી મૂળ ચેતન અનેક આભાસો ઉત્પન્ન કરે છે. આ આભાસો પૈકી સર્વોત્તમ જ્ઞાનપ્રકાશ ઐશ્વર્યાદિવાળો આભાસ જે ઉપહિત ચેતનમાં પડે છે, તેને ઇશ્વર સંજ્ઞા મળે છે, અને અજ્ઞાનઅનૈશ્વર્યાદિવાળો આભાસ જે ઉપહિત ચેતનમાં પડે છે તેને જીવસંજ્ઞા મળે છે. જ્યાંસુધી આ ઉપાધિઓમાં હું છું એવી અધ્યાસ બુદ્ધિ રહે ત્યાંસુધી આ ઉપહિત ચેતનના આભાસમાં મૂલસ્વરૂપનું ભાન જાગતું નથી, અને તેવા ભાનના અભાવે, એટલે અવિદ્યાને લઇને, જીવચેતન બદ્ધદશાનું એટલે સંસરણ ધર્મવાળું રહે છે. તેવા ભાનનો ઉદય થતાં એટલે વિદ્યાની પ્રાપ્તિ થતાં ઉપાધિગ્રસ્ત હું છું-એવી પ્રતીતિ બંધ થાય છે, અને જીવચેતન બ્રહ્માકાર થઇ કૈવલ્યનો અનુભવ જાગે છે, બંધમોક્ષની આ પ્રક્રિયા અવિદ્યા-વિદ્યા ઉપર બંધાયેલી બૃહદારણ્યક ઉપનિષદમાં સ્વીકારવામાં આવી છેઃ—

આ જગતનું મૂલ બીજ, જેમાં અવિદ્યા અને કર્મના સંસ્કારો પંચતન્માત્રાના સૂક્ષ્મ દ્રવ્યમાં ગુપ્ત રહી આકાશના કેન્દ્રમાં ડૂબી

1. स्कंद 6. 7. 8.

ગયેલું હોય છે, તે જ્યાં સુધી કાર્યાકાર એટલે વ્યાકૃત થવાનો વેગ વિનાનું હોય છે ત્યાં સુધી લયાવસ્થામાં હોય છે. તે જ્યારે કાર્યાકાર પરિણામ પામવાના વેગવાળું થાય છે ત્યારે અંતર્ગત સંસ્કારોની ફુટ થવાથી અમુક નામ અને અમુક રૂપ–એ રીતે ભેદવાળું થાય. છે. પરંતુ આ અનેક નામરૂપવાળા ભેદોમાં મૂલ બ્રહ્મચેતન સર્વાંશ પેઠેલું રહે છે. નખથી તે શિખા પર્યંતમાં તે મૂલ બ્રહ્મચેતન અમુક નામ અને અમુક રૂપવાળા દેહીમાં પેઠેલું હોય છે. જેમ કોઇ હજામની કોથળીમાં અસ્રો ગુપ્ત ગોઠવાયેલો રહે છે, તેમ આ વિશ્વંભર દેહોના મંડળમાં રહેલો હોય છે; તેને પૂર્ણરૂપમાં પ્રાણીઓ ઓળખતા નથી, અને અપૂર્ણ ભાવમાં તેને જુએ છે. પ્રાણની ચેષ્ટા કરે છે ત્યારે તેને **પ્રાણી** નામથી ઓળખે છે; બોલવાની ક્રિયા કરે છે ત્યારે તેને **વાક્** કહે છે; જોવાની ક્રિયા કરે ત્યારે તેને **ચક્ષુ** કહે છે;. સાંભળવાની ક્રિયા કરે ત્યારે તેને **શ્રોત્ર** કહે છે; વિચારવાની ક્રિયા કરે ત્યારે તેને **મન** કહે છે. ખરી રીતે આ તેનાં કર્મ ઉપર બંધાયેલાં નામો છે. એક એક નામ સાથે એક એક કર્મ કરનારો તે ચેતન ખંડિત ચેતન ગણાય છે, અને આ ખંડ ઉપાસનામાં ગુંચાયેલો મનુષ્ય અપૂર્ણ બનેલો રહે છે. પરંતુ જ્યારે **આ સંપૂર્ણ આત્મા છે** એવી ઉપાસના થાય છે ત્યારે તે આ ભિન્ન ભિન્ન ક્રિયાના કર્તામાં અખંડપદનું ભાન થાય છે. ચૈતન્યનો આ અખંડાનુભવ કરનાર કીર્તિ અને યશને મેળવે છે. આવું અખંડ ચૈતન્ય પુત્રથી પણ વહાલું છે, ધનથી પણ વહાલું છે, અને અન્ય સર્વ પદાર્થોથી પણ વધારે પ્રિય છે. આવું અખંડ ચૈતન્ય તે જ આત્મા છે, તેના કરતાં ભિન્ન પદાર્થ પ્રિય છે એવું કહેનારને પ્રિય પદાર્થ રોવડાવે છે અને અખંડ આત્મ વસ્તુને પ્રિયતમ માનનાર ઈશ્વર બને છે. આથી અખંડ આત્માને પ્રિયતમરૂપે ઉપાસનારને કદિ પ્રિયવસ્તુનો વિયોગ થતો નથી. ત્યારે મનુષ્યો જે એમ કહે છે કે બ્રહ્મવિદ્યા વડે સર્વાકાર થવાય છે, ત્યારે એ બ્રહ્મ વસ્તુએ પોતે એવું

પૂં જાણ્યું કે તે સર્વાકાર થયું ને (ઉત્તરમાં કહેવાનું કે) આ સર્વ રૂપાકાર થતા પહેલાં બ્રહ્મરૂપજ હતું. તે બ્રહ્મવસ્તુએ પોતાને "હું પૂર્ણ બ્રહ્મ છું"–એવું અનુભવ્યું, તેથી તે બ્રહ્મ પુર્ણવસ્તુ અથવા સર્વાકાર ગણાઈ. તેથી દેવો પૈકી, ઋષિઓ પૈકી, મનુષ્યો પૈકી જે કોઇ પોતાને "હું બ્રહ્મ છું" એવું ઓળખી જાણે તે સર્વાકાર થાય. આવા અનુભવથી વામદેવને ગર્ભમાં રહ્યા છતાં પણ ભાન થયું હતું કે હું મનુ થયો, હું સૂર્ય થયો. ભૂતકાળમાં આવું થયું; હાલ એવું ન બને એવું માનવાનું કારણ નથી. હાલ પણ જે કોઈ "હું બ્રહ્મ છું"–એવો અપરોક્ષ અનુભવ કરી શકે તે સર્વાકાર થાય. તેના સર્વાકાર થવામાં દેવો પણ વિઘ્ન કરી શકતા નથી, કારણ કે આવો બ્રહ્મનો અનુભવી દેવોનો પોતાનો આત્માજ હોય છે. આથી હું ભિન્ન વસ્તુ છું અને દેવતા ભિન્નવસ્તુ છે એમ ગણી જે ઉપાસના કરે છે તે ખરા જ્ઞાનવાળો નથી, પણ પશુ છે. કારણ કે હાલ પણ ઘણાં પશુઓ એક મનુષ્યનું ભરણપોષણ કરે છે. સારાંશ ઘણાં પશુઓ મનુષ્યને ઉપકાર કરનારાં હોય છે. તેવીજ રીતે એક એક પુરુષ દેવોને ઉપકારક હોય છે. જેમ એક પશુ ઓછું થાય તે મનુષ્યને ગમતું નથી, તેમ એક મનુષ્ય દેવતાને ઓછો થાય તે દેવને ગમતું નથી. મનુષ્યો સ્વતંત્ર બ્રહ્મજ્ઞ થાય તેવું દેવોને પ્રિય હોતું નથી."[1]

ઉપરના રમુજી ઉપનિષદના ઉતારાથી સમજાય છે કે હું બ્રહ્મ છું એ અનુભવ ગમે તે યોનિના પ્રાણીને–પછી તે મનુષ્ય હોય કે દેવ હોય સ્વતંત્ર નિત્યમુક્ત બનાવે છે; અને તેમના ઉપર દેવોની સત્તા ચાલતી નથી. જેઓ દેવોને પોતા કરતાં ભિન્ન પ્રાણીઓ અથવા અભિમાનીઓ માની ઉપાસના કરે છે તેમની વચ્ચે, યજ્ઞ કરી દેવોને તૃપ્ત કરવા અને વૃષ્ટિ આદિ સુખ તેમની પાસેથી મેળવવું એવો લેવડદેવડનો સંબંધ ઉભો થાય છે; અને તેવા મનુષ્યો પશુ સમાન હોવાથી સ્વતંત્ર થવાની બ્રહ્મવિદ્યા

---

1. બૃ. આ. I. 4. 7–10

માગે તો તેમાં દેવો વિઘ્ન નાંખે છે. ગુલામગીરીમાંથી છુટવાની વિદ્યા તે બ્રહ્મવિદ્યા છે.

બંધનના નિમિત્તને પાશ કહે છે, અને બદ્ધજીવને પશુ કહે છે. ત્રિવિધ બ્રહ્મવાદમાં જીવના પાશ ચાર માન્યા છે. જીવચેતનને મર્યાદામાં મૂકનાર દોષને મલ કહે છે. તેને મર્યાદિત બનાવી પોતે જે પ્રકારનો વસ્તુતઃ છે તેને બદલે અલ્પજ્ઞ પરતંત્ર ભાવવ.ળો જણાવનાર દોષને માયા કહે છે. તેવી માયા વડે હણાયેલો કર્મ કરી પાપપુણ્ય બાંધે છે અને કર્માશય નામનો પાશ રચે છે; અને ત્રણ દોષોમાં જકડાયલો પોતાના શુદ્ધ મૂલ તત્વને તદ્દન ઢાંકી બદ્ધ પશુ બને છે. મલ, માયા, કર્મ અને તત્વતિરોધાન—એ ચાર પાશમાં બંધાયેલો જીવ જ્યારે સામા આદર્શ તરીકે સ્વતંત્ર ઈશ્વરને સેવે છે ત્યારે તેના સર્વપાશ હણાય છે, તેના અવિદ્યાદિ પાંચ ક્લેશો નાશ પામે છે, અને જન્મ મૃત્યુને જીતી જાય છે. સ્વતંત્ર ઈશ્વિર ચેતનમાં અભિધ્યાન એટલે આત્મબુદ્ધિ બાંધવા વડે તે દેહભેદ થયા પછી ઉપરનાં ફલ ગણાવ્યાં તે ઉપરાંત વિશ્વના ઐશ્વર્યને મેળવી આપ્તકામ બને છે. *, * આ જીવચેતનની અંતર્ગત રહેલા ઈશ્વિર ચેતનનું અભિધ્યાન કરવાનાં, દૃષ્ટાન્તો ઉપનિષદ્ વર્ણવે છેઃ—

" જેમ અરણિમાં રહેલા અગ્નિની મૂર્તિ જણાતી નથી, અને તેના અભિવ્યક્તિ કરાવનાર લિંગનો અથવા શક્તિનો નાશ પણ થઈ શકતો નથી, કારણ કે અરણિના મથન વડે તેનું રૂપ સ્ફુટ થાય છે; તેમ આ દેહમાં પ્રણવના મથન વડે જીવ અને બ્રહ્મ બેનો સાક્ષાત્કાર થાય છે. પોતાના દેહને નીચી અરણિ બનાવી, અને પ્રણવને ઊર્ધ્વ અરણિ બનાવી ધ્યાનરૂપી મથન કરતાં ગુપ્ત રહેલા પરમેશ્વર પ્રકટ થાય છે. જેમ તલમાં તેલ, અને દહીમાં ઘી, જળમાં પ્રવાહ અને અરણીમાં અગ્નિ ગુપ્ત છે, અને ઉપાય વડે પ્રકટ થાય છે તેમ પરમાત્મા જીવાત્માની અંદર ગૂઢ રહેલો સત્ય અને તપ વડે સ્પષ્ટ પ્રતીત થાય છે. સર્વવ્યાપી પરમાત્મા, દૂધમાં ઘીની પેઠે, દેહમાં ગુપ્ત રહેલા છે,

'તેને પ્રકટ કરવાનું મૂલ સાધન આત્મવિદ્યા અને આંતર અવલોકન રૂપી તપ છે. આ આત્મવિદ્યા અને તપ—એ બ્રહ્મ મેળવવાનું પરમ ઉપનિષદ્ એટલે રહસ્યરૂપ સાધન છે." (૧)

જગત્ કારણ પરબ્રહ્મ જગતનું સર્જન કરી તેમાં "જીવભાવે પેઠા છે." (૨) એ શ્રુતિ બ્રહ્મ સ્વયં જીવભાવ ધારણ કરે છે એવું સૂચવે છે એટલેકે જગત્ જેવું કાર્ય છે તેવું જીવચેતન બ્રહ્મનું કાર્ય નથી, પરંતુ તે બ્રહ્મની અવસ્થાવિશેષ અથવા રૂપવિશેષ છે.

આ રૂપ વિશેષ તરીકે જીવનું સ્થાપન ઉપનિષદોમાં વારંવાર આવે છે અને બ્રહ્મ સાથેના તેના સંબંધની અનેક કલ્પનાઓ ઉભી કરે છે. બ્રહ્મસૂત્રકાર ઘણેભાગે ઉપનિષદોના સરલ ભાવને પકડી જીવનું સ્વરૂપ બીજા અધ્યાયના ત્રીજા પાદમાં આ પ્રમાણે રચે છેઃ—

"શારીરાત્મા ઉત્પન્ન થયેલો પદાર્થ નથી, પરંતુ તે નિત્ય વસ્તુ છે એમ શ્રુતિઓ વર્ણવે છે. તે સ્વાભાવિક જ્ઞાનવાળો છે; તેની મરણ પછી ગતિ આગતિ થાય છે. માટે તે સંસારી દશામાં સૂક્ષ્મ પરિણામવાળો છે. હૃદયમાં રહ્યા છતાં તે સાકાર દેહમાં પ્રકાશની પેઠે ફેલાયેલો રહે છે; પરંતુ આ અણુત્વ જીવનું ઔપાધિક છે; અને અંતઃકરણ વડે તેનું જ્ઞાત અને અજ્ઞાત રૂપ ઘડાય છે. તે જીવાત્મા સ્વયંકર્તૃત્વ ધર્મવાળો છે, તેથી શાસ્ત્રીય કર્મની જવાબદારીવાળો છે. બુદ્ધિનો તે નિયામક છે. તેમાં સ્વયંકર્તૃત્વ ન હોય તો સમાધિ અને નહિ. જેમ સુતાર સાધનો લે ત્યારે કર્તા, અને સાધનો મૂકી દે ત્યારે અકર્તા, તેમ જીવાત્મા પણ પોતાનાં બુદ્ધિ વિગેરે સાધનોને પ્રેરે ત્યારે કર્તા અને તેવા પ્રેરણ વિના રહે ત્યારે અકર્તા ગણાય./ આ પ્રકારે સ્વયંજ્ઞાનવાળો અને સ્વયંકર્તા છતાં તે પરબ્રહ્મ અથવા પરમાત્માને અધીન છે. તે પરમાત્માનો ચેતનરૂપ અંશ છેઃ અને પરમાત્મા અંશી છે. પરંતુ સ્વકર્મ વડે જેવો જીવ સુખી દુઃખી થાય છે તેવા

(૧) શ્વે. I-11-16. (૨) છા. 6. 3. 2. 6. 11. 1

પરમાત્મા સુખી દુઃખી થતા નથી. દેહ સંબંધ વડે વિધિનિષેધને અધીન જીવ છે; પરમાત્મા નથી. અંશાંશીભાવ ઉપરાંત બિંબભૂત પરમેશ્વર અને પ્રતિબિંબરૂપ જીવ છે એવું પણ પ્રતિપાદન કરવામાં આવે છે. ધર્માધર્માદિ સામગ્રી મર્યાદિત ઉપાધિવાળા આત્મામાં રહે છે અને સુખદુઃખનું મિશ્રપણું થવાનો ભય નથી."(૧)

જીવની સંસાર દશાનું ચિત્ર તેની ત્રિવિધ ગતિમાં સ્પષ્ટ છે અને તે બાબત વિચારકોમાં વિવાદ નથી. પરંતુ તેની મુક્ત દશાના સ્વરૂપ બાબતમાં વિચારભેદ શ્રુતિવાક્યોમાંથી ઉભો થાય છે. સૂત્રકાર ચોથા અધ્યાયના ચોથા પાદમાં કહે છે કે જીવનો બ્રહ્મ સાથે અવિભાગ થાય છે એટલે તાદાત્મ્ય થાય છે. પરંતુ પરમેશ્વર સાથેના તાદાત્મ્યમાં પણ વિચારભેદ રહે છે. જૈમિનિ કહે છે કે સત્યસંકલ્પત્વાદિ ધર્મ-વાળો બ્રહ્માના સમાન ધર્મવાળો સાભિમાન તે રહે છે; ઔડુલોમિ કહે છે કે તે ચિન્માત્રજ રહે છે, અને ઐશ્વર્યાદિ વિશેષો પ્રકટ થતા નથી. બાદરાયણ કહે છે કે ચિન્માત્ર ભાવ સાથે ઐશ્વર્યાદિ ભાવનો વિરોધ આવતો નથી એટલે તે મુક્ત પુરુષ નિર્વિશેષ તથા સવિશેષ ભાવવાળો રહી શકે છે. તે મુક્ત ભૂમિકામાં તેના જે જે સંકલ્પો ઉદય થાય છે તે તે સફલ થાય છે. આથી તે સર્વાધિપતિ બને છે અને સ્વતંત્ર થાય છે.

આ પ્રકારે ચિન્માત્રભાવ સાથેના સત્યસંકલ્પત્વાદિ ઐશ્વર્યવાળો મુક્ત પુરુષ શરીર અને ઇન્દ્રિયવાળો હોય છે કે તે વિનાનો હોય છે તે બાબત બાદરિ આચાર્યનો મત એવો છે કે તેને શરીર ઇન્દ્રિયોની જરૂર નથી. માત્ર મનરૂપ ઉપાધિ બસ છે, જૈમિનિ આચાર્ય કહે છે કે તે એક બે ત્રણ એવાં રૂપ ધારણ કરે છેઃ-(અ) એ શ્રુતિના નિર્વાહસાર મુક્ત પુરુષોને શરીર, ઇન્દ્રિયો, મન—એ ત્રણે હોય છે.

---

(૧) બ્ર. સૂ. II. iii, 17–બ્ર. સૂ. II. iii, 18; II. iii. 19,32; II, iii 33 40; II. iii 40; II. iii 41 II, iii, 48-53, અને તેમાં વિષયરૂપે વિચારાયેલાં ઉપનિષદ્ વાક્યો.

(અ) શ્વે Vi. 3

બાદરાયણ કહે છે કે સ્વતંત્ર હોવાથી દેહાદિ ઉપાધિ રાખવી કે ન રાખવી તે બાબતમાં તેનીજ ઇચ્છા નિયામક હોય છે.

મુક્ત પુરુષને શરીર ઇન્દ્રિય વિના માત્ર મનવડે ભોગ સિદ્ધ થાય છે કે દેહાદિદ્વારા થાય છે તેના સંબંધમાં જાગ્રત જેવા સ્થૂલ સ્થિર ભોગ ભોગવવાના હોય, ત્યારે સ્થૂલ દેહ સંકલ્પથી પ્રકટ કરે છે, નહિ તો કેવલ મનોમય ભોગ ભોગવી શકે છે. જો સ્થિર ભોગની સિદ્ધિ અર્થે સંકલ્પ વડે શરીરોનું તે નિર્માણ કરે છે તો તે નિર્માણ શરીરોમાં તે પ્રદીપના પ્રકાશની પેઠે પેસી શકે છે. અને તેમાં ભિન્ન ભિન્ન મન ઉત્પન્ન કરે છે. પરંતુ મુક્ત પુરુષનું પોતાનું મન સૂત્રધાર-રૂપે વિદ્યમાન રહે છે; અને નિર્માણ શરીરનાં મન તેને અધીન વર્તે છે. આ પ્રમાણે મુક્ત પુરુષ એક સમયે અનેક શરીરોમાં પ્રવિષ્ટ થઈ અનેક પ્રકારના ભોગ સિદ્ધ કરે છે. અનાદિસિદ્ધ પરમેશ્વર સાથે મુક્તોનું ઐશ્વર્ય ભોગમાં સમાન હોય છે, પરંતુ બ્રહ્મલોકમાં વાસ કરી રહેલા મુક્ત પુરુષો, કાર્ય બ્રહ્મને પ્રાપ્ત કરી રહ્યા હોય અથવા કારણ બ્રહ્મમાં તન્મય થયા હોય, તેઓની આ માનવચક્રમાં પુનરાવૃત્તિ થતી નથી: (૧) પરંતુ પ્રેરક બ્રહ્મની પ્રાપ્તિને લગતાં ઉપનિષદ્ વાક્યો દેહ પડયા પછી ઉત્ક્રાંતિ પામનાર વિદ્વાનને લગતાં છે, પરંતુ જેનું તાત્ત્વિક જ્ઞાન નિર્ગુણ અને નિર્વિષય પરબ્રહ્મને લગતું આ લોકમાં ઉદય પામ્યું છે તેના પ્રાણની ઉત્ક્રાંતિ જ થતી નથી, અને તેનો લય મરણ સમયે પરબ્રહ્મમાં જ થાય છે એટલે બ્રહ્મલોકની ઐશ્વર્યાદિ ધર્મો ક્રમમોક્ષવાળા સગુણ અપરબ્રહ્મમાં અહંગ્રહ કરનાર પુરુષોને લગતા છે. (૨). નિર્ગુણ-નિર્વિશેષ-પરબ્રહ્મમાં આત્મબુદ્ધિ

---

(૧) ब्र. सू. iv, iv, 13; iv; iv; 4, सू. iv; iv. 5-7; iv, iv-8 9; iv, iv-10, 19; iv, iv, 15,66, iv,iv-17-22 અને તેમાં વિચારાયલાં ઉપનિષદ્ વાક્યો.

(૨). જુઓ. बृ. उ. 4; 4, 6 અને ब्र. सू. iv, iv, 7,14 ઉપરનું શાંકરભાષ્ય.

વાળા પુરુષોને જીવદ્દશામાં સર્વપાશની નિવૃત્તિ, સર્વ ક્લેશોનો અભાવ, અને નિજાનંદ એ ફલો સિદ્ધ થયેલાં હોય છે અને જો યોગજ ધર્મની પ્રાપ્તિ કરી હોય છે તો દેહભેદ વિના પણ ઐશ્વર્યાદિ ધર્મોનો તેનામાં ઉદય થયેલો હોય છે. સગુણ-સવિશેષ-અપરબ્રહ્મમાં આત્મબુદ્ધિવાળા પુરુષોને ઉપર વર્ણવેલી ઉત્ક્રાંતિ અને બ્રહ્મ સાયુજ્ય સાથે જન્મસિદ્ધ ઐશ્વર્યાદિ પ્રાપ્ત થાય છે. મુક્ત થયા છતાં આધિકારિક પદમાં રહેવાના પ્રસંગો મુક્ત પુરુષોને નિત્યસિદ્ધ ઈશ્વરના સંકલ્પાનુસાર આવે છે; પરંતુ તે સર્વમાં સામાન્ય પ્રાકૃત જીવની પેઠે બંધ દશાની પ્રતીતિ હોતી નથી એટલે મોક્ષસુખના આવિર્ભાવમાં તેવા આધિકારિક* જીવોને વિઘ્ન આવતું નથી.

---

*ब्र. सू. iii, iii, 32.

## પ્રકરણ અગીઆરમું

## ભોગ્ય જગત્રૂપ બ્રહ્મ

ત્રિવિધ બ્રહ્મવાદનો ત્રીજો અંશ ભોગ્ય જગત્‌ને લગતો છે. ભોગ્ય જગત્ પણ બ્રહ્મ છે અર્થાત્ બ્રહ્મથી પૃથક્ સત્તાવાળું નથી. તે બ્રહ્મથી અનન્ય છે એટલે અન્ય અથવા જૂદું નથી. તે બ્રહ્મમાં અંતર્ગત છે. મૂલ-પ્રેરક બ્રહ્મના સચ્ચિદાનંદ અંશો પૂર્ણ વિભવવાળા છે; પ્રેર્ય અથવા ભોક્તા જીવમાં તે સચ્ચિદાનંદના અંશો અપૂર્ણ અથવા આવૃત કલાવાળા છે. ભોગ્ય જગતનું બીજ જો કે બ્રહ્મમાં અંતર્ગત છે તોપણ તે સચ્ચિદાનંદવાળા સ્વભાવનું નથી, પરંતુ તેથી વિરુદ્ધ ધર્મવાળું છે એટલે કે અસત્, જડ, અને દુઃખ સ્વભાવવાળું તે દ્રવ્ય છે, પરંતુ આ જગદ્‌નું બીજ બ્રહ્મની સત્તા મર્યાદા બહાર નથી. જેમ કોઇ મહાપ્રકાશમાં પ્રકાશ્યવસ્તુઓ અંતર્ગત થઇ જાય અને જણાય નહિ, તેમ બ્રહ્મના જ્યોતિર્મય સ્વરૂપમાં આ વિશ્વનું બીજ અળપાઈ ગયેલું હોય છે. તે બીજ જ્યાં સુધી અળપાઇ ગયેલા ભાવવાળું હોય છે ત્યાં સુધી તે અવ્યાકૃત અથવા અવ્યક્ત કહેવાય છે. આ ભોગ્યવિશ્વના બીજ સાથેનું બ્રહ્મચૈતન્ય સબીજ, સગુણ, શબલ વિગેરે નામવાળું હોય છે.[1] આ અસત્, જડ અને દુઃખ સ્વભાવવાળું બીજ ભવિષ્યમાં વાણી વડે વ્યક્ત થનારૂં હોવાથી નામ સંજ્ઞાવાળું, તથા આકૃતિ વિશેષને ધારણ કરનારૂં હોવાથી રૂપ સંજ્ઞાવાળું, અને નવી નવી ક્રિયાને કરવાના સંસ્કારને ધારણ કરતું હોવાથી કર્મ બલવાળું હોય છે.[1] આ નામ રૂપ કર્મની ત્રિપુટી જે બીજમાં સુપ્ત અથવા ગૂઢ રહેલી છે તેવા દ્રવ્યને અવ્યાકૃત અવ્યક્ત માયા એવું નામ આપવામાં આવે છે.[1] નામ રૂપ કર્મના સંસ્કારવાળું, અસત્, જડ, દુઃખવાળા સ્વભાવને પ્રકટ કરવાના વેગવાળું

માયામય અવ્યક્ત બીજ જ્યોતિર્મય બ્રહ્મના વ્યાપક સ્વરૂપમાં અંતર્ગત હોય છે, અને તેનું વ્યક્તીકરણ અથવા પ્રકટીકરણ કરવામાં જ્યોતિર્મયબ્રહ્મ સ્વયંસંકલ્પ કરવાના સામર્થ્યવાળું હોય છે. જ્યાં સુધી અંતર્ગત અવ્યાકૃત–માયા–બીજ વ્યાકૃત પામવાના વેગવાળું થતું નથી, ત્યાં સુધી મૂલપ્રેરક બ્રહ્મ જ સ્વયંપ્રકાશ અને સ્વયંપ્રતિષ્ઠાવાળું રહે છે. આ બ્રહ્મમાં જ્યારે સ્વયંપ્રકાશનો વેગ, મૂલબીજને વ્યાકૃત કરવાનો, વિપાકના કાલક્રમથી જાગે, ત્યારે વિશ્વના સર્જનનો આરંભ થાય છે. આ સૃષ્ટિક્રમ ઉપનિષદોમાં અનેક રૂપકની અથવા આખ્યાયિકાની રીતે વર્ણન કરેલો હોય છે, પરંતુ તે સર્જનક્રિયામાં માનુષી ભાવ સિદ્ધાંત રૂપે સમજવાનો નથી. આપણે અમુક કાર્ય કરવાની ઈચ્છા પ્રકટ કરી તે કાર્યની સામગ્રી એકત્રિત કરવાનો પ્રયત્ન કરી તે સામગ્રીમાંથી કાર્ય ઉત્પન્ન કરીએ છીએ, તેવો ક્રમ બ્રહ્મના સર્જનમાં નથી. મનુષ્ય પ્રાણીને દેહ ઈન્દ્રિયો અને પોતાથી ભિન્ન પદાર્થોની સામગ્રી મેળવવી પડે છે, જ્યારે બ્રહ્મચૈતન્યને તેવી કોઇ કાર્યકારણની તથા બાહ્ય ઉપાદાનની જરૂર પડતી નથી; તે સ્વયંસર્જન વેગવાળું થઇ અંતઃસંકલ્પ વડે અવ્યાકૃત દ્રવ્યની મર્યાદામાં કોઈ કોઈ સ્થાને ઘનીભૂત થાય છે. અવ્યાકૃત દ્રવ્ય જે મર્યાદામાં ઘનીભૂત થઇ એકત્રિત થાય અથવા એક કેન્દ્રમાં આવે તેને સૃષ્ટિબિંદુ કહે છે. આ સર્જનક્રમનું વર્ણન હાલની વિશ્વની ઉત્પત્તિ સંબંધમાં જેવી નીહારિકાની સંભાવના (Nebular Theory) વિજ્ઞાનશાસ્ત્રમાં છે તેને કંઇક મળતું છે. નીચેનાં ઉપનિષદનાં વાક્યો આ નૈસર્ગિક સૃષ્ટિક્રમને બતાવનારાં છે.

"આ જે ન દેખાય તેવું, મનથી ન સમજાય તેવું, કઈ જાતનું છે તે ન સમજાય તેવું, વર્ણવિનાનું, ચક્ષુઃશ્રોત્ર વિગેરે જ્ઞાનેન્દ્રિયો વિનાનું, હાથ પગ વિગેરે કર્મેન્દ્રિયો વિનાનું, નિત્ય, વ્યાપક, અને સર્વમાં પેઠેલું, અત્યંત સૂક્ષ્મ અને પરિણામે ન ખુટે તેવું–

અક્ષર તત્ત્વ છે, તેને પ્રાણીઓના મૂલ કારણ તરીકે ધીર વિચારકો જાણે છે. જેમ એક કરોળીઓ પોતાની મેળે જાળને સર્જે છે, અને તેને પકડી પોતાનું કાર્ય કરે છે, જેમ દેખાતી પૃથ્વીમાંથી સ્વયં વનસ્પતિઓ પ્રકટ થાય છે, અને જેમ સચેતન મનુષ્ય શરીરમાંથી અચેતન જેવા કેશ અને રોમ ઉત્પન્ન થાય છે, તેમ આ અક્ષર બ્રહ્મમાંથી આખું વિશ્વ પ્રકટ થાય છે. આ અક્ષર બ્રહ્મ પોતાના આંતર સંકલ્પ બલવડે એક કેન્દ્રમાં આવી ઘનીભૂત થાય છે, અને તેમાંથી આ જડ પૃથિવ્યાદિ તત્ત્વો, [ અન્ન ] તેનાં પ્રેરક પ્રાણ, મન અને સત્ય બુદ્ધિ વિગેરે કરણો, અને અનેક ભોગસ્થાનરૂપ લોકો, તે લોકનાં ભોગવવા લાયક કર્મો, અને તે તે કર્મથી પ્રકટ થતાં અમૃત જેવાં ફળો—આ સર્વ પ્રકટ થાય છે. આ અક્ષરબ્રહ્મનો પ્રેરક આત્મા સામાન્ય અને વિશેષોને સર્વાંશ જાણનારો છે, અને તેનું તપ ખરી રીતે અન્તર્ગત આલોચન અથવા સંકલ્પરૂપ છે. તે સર્વગત વસ્તુમાંથી આ દેખાતું નામ, રૂપ, અને અન્ન [ ભોગ્યવસ્તુ ] વાળું બ્રહ્મ પ્રકટ થાય છે."[1]

આ ઉતારાથી સમજાય છે કે અક્ષર બ્રહ્મ પોતાના ભીતરના આલોચન વડે એક સ્થાને કેન્દ્રગામી થઈ તેમાંથી ભોગ્યદ્રવ્ય [અન્ન] ભોગસાધક પ્રાણાદિ ઇન્દ્રિયોની સામગ્રી, ભોગનાં બાહ્ય આલંબન એટલે ચૌદ લોકો, અને ભોગસિદ્ધ કરવાનાં કર્માદિના નિયમો પ્રકટ કરે છે. આ પ્રકટીકરણનો પહેલો અંશ [ તપ અથવા આંતર સંકલ્પનું બળ ] તે બ્રહ્મચૈતન્યની ઈક્ષણ અથવા બિંદુ અવસ્થા છે; ભોગ્ય દ્રવ્યની ઉત્પત્તિ તે બીજ અવસ્થા છે; પ્રાણાદિની ઉત્પત્તિ તે અંકુર અવસ્થા છે; અને લોકાદિ સ્થૂલ પદાર્થો અને તેમાં પ્રવર્તતાં કર્મો અને ફલો તે સતત ક્ષોભવાળી નાદ અવસ્થા છે.

✓ પ્રેરક બ્રહ્મની ઈક્ષણ અથવા બિંદુ રૂપ અવસ્થાને ઇશ્વર સંજ્ઞા

---

૧. મું. I. 6–9.

આપવામાં આવે છે; બીજી અવસ્થાને અવ્યાકૃત અથવા માયા–અવ્યક્ત એવું નામ આપવામાં આવે છે; ત્રીજી અંકુર અવસ્થાને "પ્રથમજ"–હિરણ્યગર્ભ–પ્રાણ એવું નામ આપવામાં આવે છે; અને ચોથી સ્થૂલ અવસ્થાને વિરાટ્ એવી સંજ્ઞા આપવામાં આવે છે. મૂલ સચ્ચિદાનંદ બ્રહ્મના બ્રહ્માંડમાં થતા આ વિકાસને ઈશ્વર, હિરણ્યગર્ભ, વિરાટ્ કહે છે, અને તે પ્રત્યેક સાથે બીજ અવસ્થાવાળી માયાના પણ પરિણામો જોડાયેલા રહે છે; એટલે કે ઈશ્વર સાથે અવ્યક્ત અથવા કારણદ્રવ્ય જોડાયેલું રહે છે; હિરણ્યગર્ભ સાથે વ્યક્તાવ્યક્ત દશાવાળું મહત્ અને તેને લગતાં જ્ઞાનકર્મની ઇન્દ્રિયોનો વર્ગ જોડાયેલો રહે છે; અને વિરાટ્ સાથે પંચભૂત અને તેનાં ભૌતિક કાર્યોની સામગ્રી જોડાયેલી રહે છે. પણ આ સર્વ કારણ, સૂક્ષ્મ અને સ્થૂળની જડ નામ–રૂપ–કર્મની સામગ્રી સાથે અજડ સચ્ચિદાનંદ સામગ્રી ઓતપ્રોત એટલે ગુંથાયેલી રહે છે, એટલે આખું બ્રહ્માંડ સચ્ચિદાનંદના વૈભવથી ભરેલું રહે છે. પરંતુ આ સચ્ચિદાનંદનો વૈભવ અંતર્મુખ એટલે ગૂઢ રહે છે, અને નામ રૂપ કર્મનો વિસ્તાર આગળ તરતો એટલે પ્રકટ દશાવાળો રહે છે, તેથી આપણે આ વિશ્વને ચેતનથી ભરેલું છતાં જડ માનીએ છીએ. જેવી રીતે પ્રેરક બ્રહ્મ ઈશ્વર, હિરણ્યગર્ભ અને વિરાટ્‌ની ત્રિપુટીમાં પડે છે, તેવી રીતે પ્રેર્યબ્રહ્મ (જીવ) પણ પ્રાજ્ઞ, તૈજસ, અને વિશ્વ નામની ત્રિપુટીમાં પડે છે. બ્રહ્માંડના અને પિંડાંડના આ ત્રણ વર્ગના ભોક્તાઓ વસ્તુતઃ જુદા પુરુષ અથવા ભોક્તાઓ નથી, પરંતુ એકજ ચેતનની ત્રિવિધ અવસ્થાઓ છે, અને તે અવસ્થાઓમાં પડેલો ચેતન અથવા આત્મા પોતાના એકપણાનું અનુસંધાન કરી શકે છે. બ્રહ્માંડની ત્રિવિધ અવસ્થાઓ મૂલ બીજની શુદ્ધ સત્ત્વવાળી અવ્યક્ત, વ્યક્તાવ્યક્ત, અને વ્યક્તને લગતી હોવાથી વિશ્વનાં લય, સ્થિતિ અને સૃષ્ટિને લગતાં નામ રૂપ કર્મવાળી છે, જ્યારે પિંડાંડની ત્રિવિધ અવસ્થાઓ મૂલબીજની મલિનસત્ત્વવાળી મૂઢ, ક્ષિપ્ત અને વિક્ષિપ્ત ભાવવાળી

હોવાથી જીવને, સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રત્ ભોગ ભોગવાવે તેવા નામ રૂપ કર્મવાળી હોય છે.

બ્રહ્માંડની શુદ્ધસત્ત્વની નિયામક ઈશ્વર, હિરણ્યગર્ભ અને વિરાટ્ પુરુષમયની ભાવનામાં પુરાણોએ રુદ્ર, બ્રહ્મા અને વિષ્ણુ એવી ગુણમૂર્તિઓની કલ્પના કરી છે, પરંતુ આ ત્રણે મૂલ પ્રેરક બ્રહ્મ,–જેને ઈશ્વિરવાદીઓ પરમશિવ અથવા પરમેશ્વર કહે, જેને બ્રહ્મવાદીઓ પરબ્રહ્મ કહે, અને જેને વિષ્ણુવાદીઓ પરવિષ્ણુ અથવા પરવાસુદેવ કહે છે–તેના આવિર્ભાવો છે, અને તેથી તે મૂલ પ્રેરક બ્રહ્મને તુરીય એવી સંજ્ઞા આપવામા આવે છે. આ તુરીય પદનું બ્રહ્મચૈતન્ય **સ્વપ્રતિષ્ઠિત પૂર્ણબ્રહ્મ** છે, અને નીચલી ત્રણ અવસ્થાવાળાં બ્રહ્મચૈતન્યો **પરપ્રતિષ્ઠિત અને અપૂર્ણબ્રહ્મ** છે.

મૂલ પ્રેરક બ્રહ્મચૈતન્યની અને તેને આશ્રિત રહેલી શુદ્ધસત્વા અવ્યાકૃત માયાની ( વિદ્યાની ) ત્રિપુટીઓ, પ્રેર્ય બ્રહ્મચૈતન્યની અને તેને આશ્રિત રહેલી મલિનસત્ત્વા–અવિદ્યાની ત્રિપુટીઓ પરસ્પર સંકલિત છે, એટલે કોઇ પણ પ્રાણીપદાર્થ આ ત્રિપુટીની જાળમાંથી બહાર રહેલો હોય એમ નથી. આ ચૈતન્યની અને માયાની જાળનો જે સંવાદ કરી પોતાના નિર્મલ અવિકારી સ્વરૂપને વગર ગુંચાએલું, શણમાંથી દોરો કાઢે એમ, કાઢી શકે તે મુક્ત પુરુષ, અને તે જાળનો વિસંવાદ કરી તેમાં ગુંચાઈ જાય તે બદ્ધપુરુષ સમજવો.

આ ત્રિપુટીની સંવાદવાળી સમજણ આપતાં ઉપનિષદ્‌માં કહેવામાં આવ્યું છે કેઃ—

"સ્વયંભૂ પરમાત્માએ ઇન્દ્રિયોને બહારના વેગવાળી બનાવી છે, તેથી જીવ બહિર્મુખ જ રહે છે, અને અંતર્મુખ થઈ અંતરાત્માને જોતા નથી. કોઇક ધીર પુરુષ જ ઇન્દ્રિયોને અંતર્મુખ કરી અમૃતત્વ મેળવવા પ્રત્યગાત્માને જુએ છે. પામર મનુષ્યો, બાળકો જેવા, બાહ્ય વિષયો પછવાડે દોડે છે અને મૃત્યુની વિસ્તાર પામેલી પાશ-

જાળમાં ફસાય છે. ધીર પુરુષો વિનાશી વિષયોમાં અવિનાશી વસ્તુ મેળવવાની આશા રાખતા નથી, અને અમૃત વસ્તુને જ જોઈ જાણે છે. જે અમૃત સ્વરૂપના સંબંધથી રૂપ, રસ, ગંધ, શબ્દ અને સ્પર્શ વિગેરેનું જ્ઞાન, અર્થ અને ઇન્દ્રિયોના યોગ વડે પ્રકટ થયેલું અનુભવાય છે, તે સ્વરૂપ જ છેવટનું રહે છે—એ જ સમજવા યોગ્ય તત્ત્વ છે.

સ્વપ્નનો છેડો અને જાગ્રતનો છેડો જેના વડે અનુભવાય છે એવા મહાન્ વ્યાપક આત્માને સમજી જાણી ધીર પુરુષ શોક કરતો નથી. જે આ સંસારના વિષયોના મધમાં લોભાયેલો જીવ તેની પાસેના અંતર્યામી ઈશ્વરને ભૂત અને ભાવિના નિયામક આત્મા તરીકે ઓળખે છે તે કદી પીડાતો નથી—એ જ સમજવા યોગ્ય તત્ત્વ છે.

ઈશ્વરના આંતર આલોચનરૂપ તપ વડે વિશ્વના મૂલ કારણ દ્રવ્યના જળમાંથી જે હિરણ્યગર્ભ પ્રથમ પ્રકટ થયા, અને જે બુદ્ધિરૂપ ગુહામાં પેસી ભૂતમાત્રાઓ વડે સંસારને જુએ છે તે હિરણ્યગર્ભ પણ સમજવા યોગ્ય તત્ત્વ છે. આ હિરણ્યગર્ભના પ્રાણ વડે સર્વ દેવતાઓની એટલે ઇન્દ્રિયોની જનની અદિતિ પ્રકટ થાય છે, અને જે બુદ્ધિગુહામાં બેઠેલી ભૂતમાત્રાનો આશ્રય લઈ જ્ઞાન અને ક્રિયા કરાવે છે, તે પણ સમજવા યોગ્ય તત્ત્વ છે.

બે અરણીઓમાં ગર્ભિણી સ્ત્રીઓએ જાણે ધારણ કરેલો ગર્ભ હોય નહિ શું-એવી રીતે ગુપ્ત રહેલો સમગ્ર જ્ઞાનનો પ્રકટ કરનારો અગ્નિદેવ, જાગતા એટલે સાવધ કર્મ કરનારા મનુષ્યોએ હવિષ્ વડે પ્રત્યેક સ્વર્લોકમાં એટલે મૂર્ધામાં યજન કરવા યોગ્ય છે—એ પણ સમજવા યોગ્ય તત્ત્વ છે. વળી જ્યાંથી સૂર્ય ઉદય પામે છે અને જ્યાં સૂર્ય અસ્ત થાય છે, તે પદમાં સર્વે દેવો અંતર્ગત થાય છે, અને તેનાથી ચઢીઆતા દેવ કોઈ નથી, એ પણ સમજવા યોગ્ય તત્ત્વ છે. જે આ લોકમાં છે તે પરલોકમાં છે; જે પરલોકમાં છે તે

આ લોકમાં છે; આ લોક અને પરલોકમાં ભિન્નતા છે એવું જે માને છે તે વારંવાર જન્મ મરણને પામે છે. મન વડે આ વિશ્વમાં ભેદભાવ નથી એવું સમજી જાણવાનું છે. જેઓ અત્ર ભેદભાવ જુએ છે તેઓને મૃત્યુની પરંપરા વળગે છે. અંગુષ્ઠમાત્ર પરમ પુરુષ આપણા પિંડના હૃદયમંડલમાં નિવાસ કરી રહ્યા છે; તે ભૂત ભાવિના નિયામક ઈશ્વરને જાણનાર પીડાતો નથી—આ પણ સમજવા યોગ્ય તત્ત્વ છે. આ અંગુષ્ઠમાત્ર જ્યોતિર્મય પરમપુરુષ નિરંજન છે, અને તે ભૂત ભાવિના નિયામક છે. આજ પણ તેવા નિયામક છે, કાલે પણ તેવા જ રહેશે. આ પણ સમજવા યોગ્ય તત્ત્વ છે. જેમ ઉચાં શિખરોમાં પડેલું પાણી પર્વતની કંદરામાં થઈ નાના પ્રવાહમાં વહ્યું આવે છે, તેમ ચૈતન્યરસને પ્રત્યેક ધર્મમાં પૃથક્ જોનાર જૂદા જૂદા વહેળામાં તણાય છે. પરંતુ જેમ શુદ્ધ જળ શુદ્ધ જળમાં નાંખ્યું હોય તે તદ્રૂપ બને છે, અને બે જળનો ભેદ અનુભવાતો નથી, તેમ પ્રત્યેક પિંડના આત્માને અંતર્યામી શુદ્ધ આત્મામાં પેઠેલો જોનાર મુનિને અખંડ બ્રહ્માંડમાં જ દેખાય છે. "[१]

મૂલ જગત્ કારણ બીજની અવ્યાકૃત, સૂક્ષ્મ અને સ્થૂલ અવસ્થામાં પેઠેલા ચૈતન્યના બ્રહ્માંડ અને પિંડાંડના ત્રણ ત્રણ પ્રકારો વિચાર્યા પછી મૂલ ત્રિવિધ અવસ્થાના સંબંધમાં ઉપનિષદોની સંભાવના વિચારવાની રહે છે.

નામરૂપ અને કર્મની અવ્યાકૃત અવસ્થાવાળું દ્રવ્ય તે કારણભૂમિકાનું દ્રવ્ય છે અને તે સદ્બ્રહ્મની અપેક્ષાએ અસત્ ગણાય છે. અસત્ એટલે શૂન્ય અથવા મિથ્યા નહિ, પણ જેનાં નામરૂપ અને કર્મ સ્પષ્ટ થયાં નથી તેવું દ્રવ્ય. આ અવસ્થામાં દ્રવ્યગત ત્રણ સંસ્કારો સ્વીકારવામાં આવે છેઃ—(૧) અવિદ્યા, (૨) કામ, (૩) કર્મ.

१ का. IV. IV.

ઋગ્વેદના नासदीयसूक्त (ऋ. X. 11. 130) ઉપર આ કારણદ્રવ્યની ભાવના ઉપનિષદ્‌માં બંધાયેલી જણાય છે. તે સૂક્તમાં કહે છે કેઃ—

"આ વિશ્વ પ્રકટ થતા પહેલાં તેનું ઘટક દ્રવ્ય અસત્ એટલે અભાવરૂપ ન હતું, તેમ સત્ એટલે સ્પષ્ટ ભેદવાળું પણ ન હતું. તે સ્થિતિમાં અંતરિક્ષ ન હતું, આકાશ પણ ન હતું. પરંતુ અનન્ત ગહન અને ગંભીર [1]જલની નીહારિકા હતી. આ દ્રવ્યમાં (અંભઃ) કોણ કોને શા પ્રયોજન અર્થે આવરણ કરી રહ્યું છે તે સમજાય એવું ન હતું. તે અવસ્થામાં મરણ પણ ન હતું, અને અમૃત ભાવ પણ ન હતો. રાત્રિ અથવા દિવસ કળી શકાય એવાં ચિહ્ન ન હતાં, પરંતુ આ દ્રવ્ય પોતાની અંતઃશક્તિથી વાયુ વિના જીવતું હોય એવું હતું. તેનાથી ભિન્ન કોઇ વસ્તુ જણાતી ન હતી. આરંભમાં આ વિશ્વનું કારણદ્રવ્ય [2]અંધારાથી ગ્રસ્ત હતું, અને આ અંધારું પુનઃ અંધારાના પડમાં દબાઈ ગયું હોય એવું હતું. પરંતુ તેના કોઇ અગ્રભાગમાં પ્રકાશની છાયાવાળું જળ અથવા સલિલ હતું. તે સલિલ કંઈક તુચ્છ આવરણમાં ઢંકાયેલું ગાભલા જેવું હતું, તે સલિલ [3]તપના પ્રભાવે એકત્ર થયું. તેમા તપોજન્ય મનનું વીર્ય પ્રથમ પેઠું તેથી તે દ્રવ્ય કામરૂપ બન્યું. આ અસતની અંદર સદ્‌રૂપ બાંધનાર ઇચ્છાશક્તિનું રૂપ કવિઓએ પોતાના બુદ્ધિયોગવડે હૃદયની અંદર જોયું છે. આ કામજન્ય બીજનાં [4]કિરણો આડાંઅવળાં મરીચિરૂપે ફેલાઈ ગયાં હતાં. તે મરીચિની જાળમાંથી કેટલાક ગર્ભ ઉત્પન્ન કરે

---

(૧) આ જલ એટલે મહાભુતમાં ગણાયેલું પાણી અથવા જળ નહિ, પરંતુ વિશ્વનું ઘટક પ્રવાહી દ્રવ્ય Cosmic Waters સમજવું. Nebula અથવા નીહારિકા જેવું તે દ્રવ્ય.

(૨) આનું વેદાંતમાં અવિદ્યા નામ આપવામાં આવે છે. (૩) બ્રહ્મનું ઈક્ષણ અથવા સંકલ્પને તપ કહે છે. (૪) આ કર્મ અવસ્થા છે.

તેવાં હતાં. તેની શક્તિ નીચી યોનિમાં રહી, અને પ્રેરકશક્તિ પ્રભુની ઉપર ગઈ. આ વિશ્વ કેવી રીતે પ્રકટ થયું; અને કેવી રીતે વિસ્તારને પામ્યું તે સમજનાર અને સમજાવનાર કોણ હશે? દેવો જાણતા હશે એ કહેવું બરાબર નથી, કારણ કે દેવતા વર્ગ તો આ સૃષ્ટિના આરંભ પછી પ્રકટ્યા છે એટલે તે કારણ અવસ્થાને શી રીતે જાણે? આ કારણદ્રવ્યનો અધ્યક્ષ પરમવ્યોમમાં (ચિદાકાશમાં) રહેલો કદાચ આ રહસ્યને જાણતો હશે; કદાચ જાણતો પણ ન હોય."—

આ સૂક્તમાં કાવ્યચમત્કૃતિથી ભરેલી વિશ્વના આદિકારણ દ્રવ્યની ભાવના ઉભી કરી છે, અને તેમાં મૂલ અવ્યાકૃત દ્રવ્યની અવિદ્યા, કામ અને કર્મની અવસ્થાઓ ઝાંખી ઉભી કરવામાં આવી છે, અને તેના પ્રેરક અધ્યક્ષનો સદ્ભાવ દર્શાવ્યો છે. આ અધ્યક્ષને ઈશ્વર સંજ્ઞા આપવામાં આવી છે. આ વિશ્વના કારણદ્રવ્યમાં સૂનારા પુરુષને નારાયણ પણ કહે છે, અને પુરાણોમાં દુગ્ધ સમુદ્રની ભાવના છે તે આ કારણદ્રવ્યનું ભાન કરાવનારી કલ્પના છે.

આ સર્જનક્રમમાં સત્ય, તપ અને જન લોકની ભૂમિકાઓ સમાઈ જાય છે, આ સૃષ્ટિનું આધારભૂત દ્રવ્ય, બ્રહ્મ સંબંધવાળું હોવાથી સત, અને પરોક્ષ ભાવમાં રહેલું હોવાથી त्यत्(ति), એમ એકત્ર થઈ સત્ય સંજ્ઞાવાળું બને છે, અને તે સત્યલોકનું ઘટક દ્રવ્ય છે. તે દ્રવ્યમાં સ્ફુરણ અથવા આલોચન કરવાનું તપોબલ હોવાથી તે દ્રવ્ય તપોમય ગણાય છે, અને તેમાંથી નવાં મરીચિ અથવા કિરણો નીકળી ભાવિ પ્રજાના નિર્માતાઓ જાગે છે તેથી તે જનલોકનું પ્રાજાપત્ય દ્રવ્ય પણ ગણાય છે. આ ત્રણે ભૂમિકા કાર્યબ્રહ્મની સત્તા મર્યાદાની ગણાય છે, અને તેને ઊર્ધ્વ ત્રિલોકી કહે છે.

બીજી ભૂમિકામાં મૂલ અવ્યાકૃત દ્રવ્ય વ્યક્ત દશામાં આવે છે અને તે દશામાં પ્રથમ પરિણામ મહત્ એટલે બુદ્ધિ દ્રવ્યનો થાય છે. આને મહાન્ આત્મા પણ કહે છે. તે મહતમાંથી અહંકાર દ્રવ્ય પ્રકટે

છે; અને અહંકારમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એવી પંચ તન્માત્રાઓ જાગે છે. આ પંચતન્માત્રાઓના પ્રત્યેકના સાત્વિક અંશમાંથી પાંચ જ્ઞાનેન્દ્રિયો, પ્રત્યેકના રાજસ અંશમાંથી પાંચ કર્મેન્દ્રિયો, તે પાંચતન્માત્રાના એકત્ર સાત્વિક અંશમાંથી અંતઃકરણ, (મન) અને તે પાંચતન્માત્રાના એકત્ર રાજસ અંશમાંથી જીવનનિર્વાહક પ્રાણ, એમ એકંદર ૧૭ તત્ત્વોનું સમષ્ટિનું લિંગ શરીર પ્રકટ થાય છે, અને તે હિરણ્યગર્ભનો ઉપાધિ બને છે.[૧] આ દ્રવ્યના અધ્યક્ષને પ્રાણાત્મા અથવા હિરણ્યગર્ભ કહે છે; અને તે પ્રત્યક્ષ આદિત્યમંડલનો અભિમાનિક દેવતા અથવા આત્મા ગણાય છે. આ લિંગ શરીરના પ્રધાન વ્યાપારના લોકને મહર્લોક કહે છે, અને તે મહેન્દ્ર લોક પણ કહેવાય છે.

પંચ તન્માત્રામાંથી ક્રમપૂર્વક પંચસ્થૂલ ભૂતોનાં પરમાણુઓ પોતપોતાના આવરણમાં તરતાં પ્રકટ થયા પછી તે પરમાણુઓ પંચીકૃત અવસ્થામાં મિશ્ર થાય છે. પંચીકરણની પ્રક્રિયા મૂલ ઉપનિષદ્‌માં સ્પષ્ટ નથી, પરંતુ છાન્દોગ્યનાં તેજોબન્ન એટલે તેજ, જળ અને પૃથ્વીમાંથી વિશ્વ પ્રકટ થયું છે એવી ભાવના છે, તેમાં સમાયેલા ત્રિવૃત્કરણને અવલંબી પાંચ ભૂતોનો સ્વીકાર, જે તૈત્તિરીય ઉપનિષદ્‌માં છે, તેને સમાન નિયમ લાગુ પાડવાથી ઉત્પન્ન થયેલી છે. પંચીકરણમાં સામાન્ય ધોરણ એવું માનવામાં આવ્યું છે કે પ્રત્યેક અપંચીકૃત ભૂતમાત્રાનો અર્ધ ભાગ અને તેમાં બાકીના ચારના ⅛ ભાગ જોડાવાથી પંચીકૃત ભૂત ઉત્પન્ન થાય છે. એટલે કે પૃથ્વીની તન્માત્રાના એક અણુનો ભેદ થતાં તેના અર્ધા અંશ સાથે જલના અણુનો આઠમો ભાગ, તેજનો આઠમો ભાગ, વાયુનો આઠમો ભાગ અને આકાશનો આઠમો ભાગ એકત્ર થઈ એક મિશ્ર અણુ થાય તે પૃથ્વીનું પંચીકૃત અણુ ગણાય. તેને પૃથ્વીનું અણુ કહેવાનું કારણ એટલું છે કે તેમાં

૧ જુઓ हिरण्यगर्भ सूक्त ( ऋ. X. अ. 10–19 )

પૃથ્વીનો પ્રધાન ભાગ છે. તેવી રીતે બીજાં ભૂતોનું પણ સમજી લેવું. આ મિશ્ર પંચીકૃત પરમાણુઓ વડે પંચીકૃત સ્થૂલ વિશ્વ અને તેના ભૌતિક પદાર્થો પ્રકટ થાય છે. આ મિશ્ર દ્રવ્યમાંથી જે અંડકટાહ ઉત્પન્ન થાય તે વ્યાકૃત જગત્ અથવા બ્રહ્માંડ ગણાય. તેના અધ્યક્ષ ચેતનને વિરાટ્ કહે છે. આ સ્થૂલ દ્રવ્યનો વ્યાપાર ભૂ, ભુવર્, અને સ્વર્લોકમાં છે.

આ સૃષ્ટિપ્રક્રિયા ઉપનિષદ્‌માં પ્રતિપાદ્ય વિષય રૂપે સ્વીકારવામાં આવી નથી, પરંતુ બ્રહ્મવસ્તુની સમજણમાં માત્ર ઉપયોગી સંભાવના છે. સૃષ્ટિ પ્રક્રિયાનું પ્રાધાન્ય સાંખ્યદર્શનમાં ઉભું થયું છે, અને પાછળના વેદાંતમાં તે દર્શનના ગ્રાહ્ય અંશો સ્વીકારી વેદાંતમાં સાંખ્યાનુસારી સૃષ્ટિપ્રક્રિયા પ્રવેશ પામી છે. વળી આ પ્રક્રિયાનો પ્રણવયોગ સાથે સંબંધ હોવાથી તે અદ્વૈતાનુભવ પ્રાપ્ત કરવાના માત્ર સાધનરૂપ છે, અને વિજ્ઞાનની દૃષ્ટિથી પ્રમાણભૂત ગણવાની નથી. લયક્રમ સૃષ્ટિના ક્રમથી ઉલટો છે, અને તેમાં પણ સાંખ્યદર્શનને અનુસાર વેદાંતમત ચાલે છે.

માંડૂક્ય કારિકામા સૃષ્ટિપ્રક્રિયામાં ઉપનિષદોનું તાત્પર્ય નથી, પરંતુ વસ્તુગ્રહણમાં ઉપયોગી સાધન તરીકે તે પ્રક્રિયા છે એવું ગૌડપાદાચાર્યે સ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે.

સૃષ્ટિપ્રક્રિયાની વ્યાવહારિક ઉપયોગિતા છે, અને તાત્ત્વિક ઉપયોગિતા નથી તે બાબતમાં બીજું પણ કારણ એવું આપવામાં આવે છે કે કાર્યકારણના નિયમાનુસાર કાર્ય, કારણથી ભિન્ન અસ્તિત્વવાળો પદાર્થ નથી; બ્રહ્મ જગત્‌નું કારણ છે માટે જગત્ બ્રહ્મથી અનન્ય છે, અને કાર્ય માત્ર નામરૂપનો વિલાસ માત્ર છે [વાચારંભણમ્] એ સિદ્ધાંત દૃઢ કરવાનો છે. ભોગ્ય જગત્‌ની બ્રહ્મસમાન સત્તા નથી, પરંતુ બ્રહ્મને આશ્રિત રહી તે સ્ફૂરે છે તે ઉપર ભાર મૂકવા સારૂ કાર્યકારણના નિયમને અવલંબી સૃષ્ટિસંભાવના ઉભી

કરવામાં આવી છે. આથી વિશ્વસૃષ્ટિના ક્રમમાં સાંખ્ય પ્રમાણે વસ્તુ-સ્થિતિ પરિણામવાદની હોય, અથવા ન્યાય વૈશેષિક જેવી આરંભ-વાદની હોય, અથવા અર્વાચીન વિજ્ઞાન પ્રમાણે મૂલ દ્રવ્યમાંથી ક્રમ-પૂર્વક અનેક તત્ત્વોના આવિર્ભાવના સિદ્ધ નિયમ પ્રમાણે હોય તેમાં વેદાંતના મૌલિક બ્રહ્મવાદને બાધ આવતો નથી; કારણ કે સૃષ્ટિપ્રક્રિયા ઉપનિષદ્નો ગૌણ વિષય છે, અને બ્રહ્માત્મસિદ્ધિ તેનો મુખ્ય વિષય છે.

---

# પ્રકરણ બારમું
## બ્રહ્મની ઉપાસના

ગયા પ્રકરણમાં ભોગ્ય જગત્માં પેઠેલું બ્રહ્મ ભોક્તાના ભોગનું નિમિત્ત બને છે. પરંતુ ભોક્તા અથવા જીવને પોતાના મૂળ સ્વરૂપનું એટલે પ્રેરક બ્રહ્મનું સ્વરૂપ સમજવું અગત્યનું છે તે સમજણ વિના ભોક્તા ભોક્તૃભાવને ત્યજી મુક્તભાવને પામતો નથી. શ્વેતાશ્વતર ઉપનિષદ્માં કહ્યું છે કે "જ્યારે મનુષ્યો આકાશને ચામડાની પેઠે વાળી શકશે ત્યારે આત્મદેવને જાણ્યા વિના દુઃખનો અંત મેળવી [1]શકશે." સારાંશ આકાશને ચામડાની માફક વાળવું જેમ અશક્ય છે તેમ બ્રહ્માત્માના અનુભવ વિના દુઃખનિવૃત્તિ અને સ્વરૂપાનંદની પ્રાપ્તિ અશક્ય છે. બ્રહ્મવસ્તુનું જ્ઞાન મેળવવાના બે ઉપાયો ઉપનિષદ્માં વર્ણવ્યા છેઃ—(૧) ઉપાસના, (૨) પ્રમાણજ્ઞાન.

પ્રકરણ બીજામાં ઉપનિષદોનું વર્ગીકરણ કર્યું છે તેમાં તત્ત્વપ્રધાન દશ ઉપનિષદોનો મોટો ભાગ, સામાન્ય વેદાંતનાં ૨૪ ઉપનિષદોનો મોટો ભાગ, વૈષ્ણવમતનાં ચૌદ ઉપનિષદો, શૈવમતનાં પંદર ઉપનિષદો, અને શાક્તમતનાં આઠ ઉપનિષદો ઉપાસનાનું વર્ણન કરનારાં છે. પ્રત્યેક ઉપનિષદ્માં आदित्यंब्रह्मेत्युपासीत વિગેરે વાક્યો, તથા य एवंवेद એવાં વાક્યો ડગલે ડગલે આવે છે. विद् ધાતુ સંસ્કૃતમાં માનસ ભાવના અને પ્રમાણજ્ઞાન એવા બે અર્થમાં વપરાય છે. તે ઉપરથી विद्या શબ્દ પણ ઉપનિષદ્માં ઉપાસના અને તત્ત્વજ્ઞાન એવા બે અર્થમાં વપરાય છે. વિદ્યાના વિષયરૂપ બ્રહ્મ પણ ઉપાસ્ય અને જ્ઞેય—એમ બે વર્ગનું ગણાય છે. ઉપાસ્ય બ્રહ્મને અપરબ્રહ્મ કહે છે; જ્ઞેય બ્રહ્મને પર બ્રહ્મ કહે છે. અપરબ્રહ્મને લગતી વિદ્યા વેદવેદાંગ ઉપર બંધાયેલી

(૧) શ્વે. VI. 20;

હોવાથી અપરા કહેવાય છે; અક્ષર બ્રહ્મને લગતી તાત્ત્વિક વિદ્યા તે પરા કહેવાય છે.[૨]

આપણે પ્રથમનાં પ્રકરણોમાં વિચારી ગયા છીએ કે જે સચ્ચિદાનંદ સ્વભાવવાળું, અને અદૃશ્યત્વાદિ નિષેધવાક્ય વડે સમજાતું બ્રહ્મ તે શુદ્ધ બ્રહ્મ અથવા પરબ્રહ્મ છે; અને તે પીઠ ઉપર જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાના સામર્થ્યવાળું, અનેક નામરૂપકર્મના સંબંધવાળું વિશિષ્ટ બ્રહ્મ તે અપરબ્રહ્મ છે. મૂલ બ્રહ્મને માત્ર મર્યાદા આપનાર ધર્મને ઉપાધિ કહે છે, અને તેમાં ગુણપ્રવેશ કરાવનાર ધર્મને વિશેષણ કહે છે. સૂર્યનો પ્રકાશ બિંબના રૂપમાં છાપરાના છિદ્રમાં થઇ જેવોને તેવો ચંદ્રક રૂપે ઘરની અંદર આપણને જણાય તે સૂર્યનું ઉપાધિવાળું એટલે ઉપહિત રૂપ ગણાય; પરંતુ જ્યારે તે સૂર્યનો પ્રકાશ વનસ્પતિ આદિમાં પ્રવેશ પામી નવા રંગને પ્રકટ કરે, કાચમાં પેસી વિશેષ ચિત્રભાવ પ્રકટ કરે, પરાવર્તન પામી ચાઠાનું રૂપ પકડે, પ્રતિબિંબિત થઈ બિંબાકાર જણાય—એ સર્વ વૈચિત્ર્યમાં તે સૂર્યપ્રકાશ વિશેષણવાળો અથવા વિશિષ્ટ કહેવાય. ઉપાધિ ઉપહિતથી છૂટી પાડી સમજી શકાય; વિશેષણ વિશિષ્ટથી છૂટું પાડી શકાય નહિ. ઘટાકાશમાં ઘટને પૃથક્ પાડી સમજી શકીએ, અને આકાશમાં વાસ્તવ ભેદ નહિ છતાં મહાકાશ અને ઘટાકાશનો ભેદ ઘટ સમજાવી શકે. પરંતુ લાલ ઘોડો—એમાં લાલરંગ ઘોડાથી પૃથક્ પાડી શકાય નહિ, અને પૃથક્ બુદ્ધિમાં પાડીએ તો લાલ ઘોડો જાય છે—એ વાક્યનો વાક્યાર્થ જ બંધ બેસે નહિ.

બ્રહ્મ એ સ્વયંપ્રકાશ વિભુ વસ્તુ હોવાથી સર્વ અન્ય વસ્તુઓ તેના ઉપાધિરૂપ બની શકે, પરંતુ વિશેષણરૂપ બની શકે નહિ. પરંતુ આ સંસારમાં સૂક્ષ્મબુદ્ધિ વિના ઉપાધિ અને વિશેષણનો વિવેક થઇ શકતો નથી, તેથી ઉપનિષદના વિચારકો ઉત્તમ નામરૂપ અને કર્મને બ્રહ્મના

(૨) મુંડક I. 5.

વિશેષણરૂપે લઈ તે વિશેષણથી વિશિષ્ટ બ્રહ્મની ભાવના કરવાનું મંદ અને મધ્યમ અધિકારીને જણવે છે. ક્રમે કરીને વિશિષ્ટ બ્રહ્મની ભાવના ઉપહિત સ્વરૂપની ગ્રાહક બને છે. જેમ "શાખા ઉપર ચંદ્રમા છે"—એ વાક્ય દ્વિતીયાચંદ્રના પ્રત્યક્ષ થવામાં પ્રથમ વિશેષણરૂપે ઉપકારક બને છે, કારણ કે વાક્ય સાંભળનાર પ્રથમ પોતાની નેત્રવૃત્તિને શાખા ઉપર લાવી સ્થિર કરે છે. ત્યાર પછી આકાશમાં રહેલો ખરો ચંદ્ર નેત્ર જોઈ શકે છે. શાખા ઉપર નેત્રની એકાગ્રતા કરી દ્વિતીયાના ચંદ્રની માનસભાવના કરવી તે એક જાતની ઉપાસના છે, અને તે શબ્દમાત્ર ઉપર બંધાયેલી હોવાથી વિકલ્પવૃત્તિ છે એટલે કલ્પના છે. પરંતુ ત્યારપછી સત્ય ચંદ્રની પ્રતીતિ તે વાસ્તવ પ્રત્યક્ષ છે અને તે પ્રત્યક્ષ પ્રમાણવૃત્તિરૂપ છે. આ દૃષ્ટાંતથી સમજાશે કે કોઇ સત્ય વસ્તુને લગતી શાસ્ત્રીય ભાવના જો કે સ્વતઃ વિકલ્પ છે તો પણ છેવટે સત્યવસ્તુના જ્ઞાનમાં પરિણામ પામતી હોવાથી પ્રમાણવૃત્તિની ઉપકારક છે. આથી બ્રહ્મને લગતી ઉપાસના વિકલ્પવૃત્તિ છતાં પરિણામે સત્ય પ્રમાણજ્ઞાનને ઉત્પન્ન કરનાર હોવાથી બ્રહ્મશોધનમાં ઉપયોગી સાધન છે. ઉપાસના પ્રમાણજ્ઞાનની સહાયક સામગ્રી છે, અને સ્વયં સત્યજ્ઞાનરૂપ નથી તેવો સ્પષ્ટ વિવેક કેનોપનિષદના પ્રથમ ખંડમાં કરવામાં આવ્યો છેઃ—

"જે વાણીવડે ઉચ્ચરિત થઇ શકે તેવું નથી, છતાં જેના વડે વાણી સમન્વય છે તેને તું બ્રહ્મ જાણ, અને શબ્દવડે ઉપાસાતી વસ્તુને બ્રહ્મ ન સમજ.

જે મનવડે મનનમાં આવતું નથી, પણ મન જેના વડે સમન્વય છે તેને તું બ્રહ્મ જાણ, અને મનવડે ઉપાસાતી વસ્તુ બ્રહ્મ છે એમ ન સમજ.

જેને નેત્ર જોઇ શકતું નથી, પણ ચક્ષુ જેના વડે જોઇ શકે છે તેને તું બ્રહ્મ જાણ; પરંતુ નેત્રવડે ઉપાસાતી વસ્તુને બ્રહ્મ ન સમજ."

જેને શ્રોત્ર સાંભળતું નથી, પરંતુ શ્રોત્ર જેના વડે શ્રવણ કરી શકે છે તેને તું બ્રહ્મ જાણ, પરંતુ શ્રોત્ર વડે જે ઉપાસાય છે તે વસ્તુને બ્રહ્મ ન સમજ.

જેને પ્રાણ સચેતન કરી શકતો નથી, પરંતુ પ્રાણ જેના વડે જીવનક્રિયા કરી શકે છે તેને તું બ્રહ્મ જાણ. પણ પ્રાણવડે ઉપાસાતી વસ્તુને બ્રહ્મ ન સમજ."

આ વાક્યો સ્પષ્ટ ઉપાસના અને તત્ત્વજ્ઞાનનો વિવેક કરે છે. આમ છતાં ઉપાસના બ્રહ્મજ્ઞાનનું બળવાન સાધન છે તે વાત ઉપનિષદો સ્પષ્ટ સ્વીકારે છે.

ઈશાવાસ્ય ઉપનિષદ્‌માં અવિદ્યા એટલે લૌકિક કર્મ અને વિદ્યા એટલે શાસ્ત્રીય કર્મનાં ભિન્ન ફળો વર્ણવી કર્મ અને ઉપાસનાનો સમુચ્ચય કરવાનું વિધાન કર્યું છે.

કેનોપનિષદ્‌માં ચોથા ખંડમાં બ્રહ્મની વિદ્યુતરૂપે ઉપાસના કરવી, બ્રહ્મની તે સુંદર ( वनं ) વસ્તુ છે એ રીતે ઉપાસના કરવી એવું વર્ણન છે.

કાઠક ઉપનિષદ્‌માં અગ્નિરહસ્ય ઉપર બંધાયેલી ઉપાસના છે.

પ્રશ્નોપનિષદ્‌માં પ્રાણની બ્રહ્માંડમાં અને પિંડાંડમાં ઉપાસના વર્ણવી તેનું ફલ પણ વર્ણવ્યું છે.

મુણ્ડક ઉપનિષદ્‌માં પ્રણવને ધનુષ્ બનાવી, આત્માને શર બનાવી, અને બ્રહ્મને લક્ષ્ય કરી બ્રહ્મની ઉપાસના કરવાનું વિધાન છે.

માંડૂક્ય ઉપનિષદ્ તો પ્રણવોપાસનાથી ભરપૂર છે.

તૈત્તિરીય ઉપનિષદ્‌માં અનેક પ્રકારની શબ્દમયી ઉપાસનાં બતાવ્યા પછી "બ્રહ્મ આકાશ શરીર છે, સત્ય આત્મા અને પ્રાણમાં આરામ લેનારૂં છે, મનમાં આનંદ અનુભવનાર છે, શાંતિથી સમૃદ્ધ છે, અને અમૃત છે"—એ રીતે ઉપાસના કરવાનું વિધાન છે. વળી

બ્રહ્મને પ્રતિષ્ઠારૂપે ઉપાસવું; મહસ્ રૂપે ઉપાસવું, મનરૂપે ઉપાસવું, વિગેરે અનેક ભાવમાં ઉપાસનાનું વિધાન છે.

ऐतरेय ઉપનિષદ્ ऐतरेय આરણ્યકનો ઉત્તર ભાગ છે. બીજા આરણ્યકમાં ત્રણ અધ્યાય છે તેમાં પ્રાણાત્માનું વર્ણન છે, અને તેમાં પ્રાણાત્માની ઉપાસના છે; બીજા આરણ્યકના ચાર, પાંચ, છ અને સાત અધ્યાય તે પ્રસિદ્ધ ऐतरेय ઉપનિષદ્ છે અને તેમાં બ્રહ્માત્માનું વિજ્ઞાન છે. પહેલાંના ત્રણ અધ્યાયોના અનુસંધાન વિના ચારથી સાત સુધીના અધ્યાયોની સંગતિ જ સમજાય તેમ નથી. પ્રાણાત્માની ઉપાસના કરનારને અર્થેજ બ્રહ્માત્માનું વિજ્ઞાન છે

छान्दोग्य ઉપનિષદ્‌ના પ્રથમના પાંચ પ્રપાઠકો ઉપાસનાના વિષયોથી ભરેલા છે. છઠ્ઠો પ્રપાઠક तत्त्वमसि મહાવાક્યને લગતો જ્ઞાનવિષયક છે. ત્યાર પછીના સાતમો અને આઠમો પ્રપાઠક સ્કંદવિદ્યાને અને દહરવિદ્યાને લગતો છે, અને તે બંને સગુણ ઉપાસનાથી ભરેલા છે.

बृहदारण्यक ઉપનિષદ્‌માં પ્રથમ કાંડમાં પ્રાણદેવતાની ઉપાસના અને મૂર્તામૂર્ત બ્રહ્મ ઉપાસના, આવે છે. મધુવિદ્યા માત્ર આગમપ્રધાન છે, અને યાજ્ઞવલ્ક્ય કાંડ તર્કપ્રધાન છે. છેવટે ખિલકાંડમાં પણ અનેક ઉપાસનાઓ છે.

જ્યારે તત્ત્વપ્રધાન ઉપનિષદોમાં આટલો વિસ્તારવાળો ભાગ ઉપાસનાથી ભરપુર છે, ત્યારે સગુણબ્રહ્મવાદનાં, અને અન્ય દેવતાને લગતાં ઉપનિષદો ઉપાસનાપ્રધાન હોય એમાં કાંઈ ખાસ વિચારવાનું રહેતું નથી.

ત્યારે ઉપાસના એટલે શું અને તેના પ્રકારો તથા પ્રયોજનનો વિચાર કરવાનો પ્રાપ્ત થાય છે.

ઉપાસનાનું લક્ષણ આ પ્રમાણે આપવામાં આવ્યું છે:—

उपसंगम्यबुद्ध्या यदासनं देवतात्मना
तदुपासनमतःस्यात्तद्बहिःसंपदादयः ॥ (शिवगीता XII. 14)

બુદ્ધિવડે દેવતાની પાસે જઇ (ઉપ) દેવતારૂપે પોતાના આત્મચૈતન્યને બેસાડવું તે આંતર ઉપાસના છે; અને સંપદાદિ બાહ્ય ઉપાસના છે.

બાહ્ય ઉપાસનામાં બાહ્ય કોઈપણ આલંબનને પકડી તેમાં દેવતાના કોઇ વિશેષ ભાવનું દૃઢ ચિંતન કરવાનું હોય છે.

પ્રથમ દેવતાભાવે પોતાને ચિંતવવાના પ્રકારને अहंग्रह ઉપાસના કહે છે. બીજા પ્રકારની ઉપાસનાને प्रतीक ઉપાસના કહે છે. प्रतीक એક જાતનું ચિહ્ન છે. મૂર્તિમાં અને પ્રતીકમાં ફેર છે. મૂર્તિમાં ઘણે ભાગે માનુષી અથવા દૈવી આકૃતિની ભાવના કરવામાં આવે છે; જ્યારે પ્રતીકમાં માત્ર ભાવસૂચક રચના હોય છે. ઉદાહરણ તરીકે ચતુર્ભુજ વિષ્ણુની પ્રતિમા તે મૂર્તિ છે; અને શાલિગ્રામ પ્રતીક છે; ગંગાધર અને પાર્વતીને અર્ધાંગમાં લીધાં હોય એવી પ્રતિમા તે શિવની મૂર્તિ છે, અને લિંગ એ પ્રતીક છે. તેવી રીતે દરેક દેવના સંબંધમાં મૂર્તિ અને પ્રતીક હોય છે. મૂર્તિમાં આકારનું પ્રાધાન્ય હોય છે, પ્રતીકમાં ભાવનું પ્રાધાન્ય હોય છે. પ્રતીક શબ્દ મુખનો વાચક છે. જેમ કોઇ શ્લોકનું પ્રથમ પદ તે પ્રતીક છે, તે સ્મરણમાં આવતાં આખો શ્લોક યાદ આવે છે; તેમ દેવતાના મુખ્ય નામરૂપ ગુણનું સ્મરણ કરાવનાર કોઈ શાસ્ત્ર અથવા ગુરુએ આપેલું ચિહ્ન તે પ્રતીક છે.

આલંબન ઉપરાંત ભાવનાના ઉત્તેજક અથવા ઉદ્દીપક નિમિત્તો હોય છે. આ ઉત્તેજક નિમિત્તો નામ [1]અથવા શબ્દ, રૂપ-[2]ગુણ, [3]ક્રિયા, અને કલ્પના અથવા અધ્યાસ-[4]એવાં ચાર હોય છે.

નામ અથવા શબ્દ ઉપર બંધાયેલી ઉપાસનાનું ઉદાહરણઃ—

ॐकारमुद्गीथमुपासीत"

ૐકારને સામવેદના ઉદ્દગીથરૂપે ઉપાસના કરવી. આમાં સામવેદના ઉદ્દગીથ સ્વરમાં પ્રણવની ભાવના કરવાનું વિધાન છે. પ્રણવના પ્લુત ઉચ્ચારમાં અને ઉદ્દગીથ સ્વરના ઉચ્ચ ભાવમાં સામ્ય ગણી ઉદ્દગીથમાં પ્રણવનો આરોપ કરી ભાવના કરવાની હોય છે. આવી નામ અથવા શબ્દમાં સામ્ય ગણી ઉપાસના કરવાના પ્રકારને સારોપા ઉપાસના કહે છે.

અલ્પ પદાર્થમાં અધિક ગુણના યોગ વડે ઉચ્ચ ભાવના બાંધવી તેને સંપદ્ નામની ઉપાસના કહે છે. જેમકે अनंतं वै मनः[1] इति उपासीत મનને અનંતરૂપે ચિંતવવું. મનના સંકલ્પ વિકલ્પની ધારાનું અને અનંત પદનું સામ્ય ગણી મનમાં આનંત્યની ભાવના બાંધવાનું વિધાન છે. મનની, દેશ અને કાલની મર્યાદાનું અતિક્રમણ કરવાનું સામર્થ્ય આ ઉપાસનાથી પ્રાપ્ત થાય છે. યોગસૂત્રમાં આસનની સ્થિરતા સંપાદન કરવા અનંત સમાપત્તિનું વિધાન કરવામાં આવ્યું છે તેમાં પણ આ જ નિયમ પ્રવર્તે છે. આ સંપદ્ ઉપાસનામાં ગુણ સામ્ય નિમિત્ત હોય છે.+

ક્રિયાના યોગને લઇ જે ઉપાસનાનું વિધાન થાય તે સંવર્ગ ઉપાસના કહેવાય છે. જેમ કે वायुर्वाव [2]संवर्गः—એ વાક્યમાં વાયુ દેવતામાં સંગ્રાહક પદની ભાવના કરવાનું વિધાન છે. અગ્નિ ઓલાય તો વાયુમાં શમી જાય છે, સૂર્ય અસ્ત થાય તો વાતાવરણમાં લીન થયો જણાય છે, ચંદ્ર અસ્ત થાય તો વાતાવરણમાં લીન થતો જણાય છે, જલ સુકાઈ જાય તો વાતાવરણમાં લીન થાય છે—એટલે કે વાયુ સર્વ અધિદૈવ પદાર્થોનું સંગ્રાહક પદ છે તેથી संवर्ग રૂપે

---

૧ बृ. आ. 1–9; ૨. छा. IV–3–1; ૩ छा. V–9–1.

+ ભગવાન્ બુદ્ધે પણ પાંચમા ધ્યાનથી આ "આનંત્ય" ઉપર ભાર મૂકયો છે. જુઓ विज्ञानानंत्यायतन વિગેરે ધ્યાનની પાયરીઓ બૌદ્ધ ધર્મની.

વાયુને ચિંતવવો. આ વાક્યવડે વાયુમાં સમષ્ટિભાવના તેની ક્રિયાવડે થાય છે.

બુદ્ધિપૂર્વક એક સામાન્ય વસ્તુમાં વિશેષ ભાવનું આરોપણ કરી ચિંતન કરવું તેને અધ્યાસ ઉપાસના કહે છે. ઉદાહરણ તરીકે સામાન્ય સ્ત્રી સાથેના મૈથુન કર્મમાં પંચાગ્નિ વિદ્યાના પ્રકરણમાં योषावा गौतमाग्निः એ રીતે સ્ત્રીશરીરમાં અગ્નિની ભાવના કરવાનું વિધાન છે, અને તેમાં અંગ પ્રત્યંગની સર્વભાવના અગ્નિહોત્રના સમાન ઉભી કરવામાં આવી છે.

આ પ્રમાણે બ્રહ્મની ઉપાસના सारोपा, संपद्रूपा, क्रियामयी, અને साध्यासा થઈ શકે છે, અને તે સર્વ પ્રતીક ઉપાસના ગણાય છે.

ॐ ईत्यक्षरमिदं सर्वम्—એ માણ્ડૂક્ય ઉપનિષદ્‌માં પ્રણવમાં પૂર્ણ-બ્રહ્મની ભાવના બાંધવાની સઘળી પદ્ધતિ સારોપા ઉપાસના છે. પ્રણવના અવયવો અને બ્રહ્મના ચાર પાદોનું સમીકરણ કરી આત્મચૈતન્યમા તે શબ્દબ્રહ્મનો અને અર્થબ્રહ્મનો એકીભાવ કરવાની રહસ્ય પદ્ધતિ સારોપા ઉપાસના છે. આ ઉપાસના વડે આપણા પિંડાત્માનો બ્રહ્મભાવ અનુભવના રૂપમા પરિણમે છે.

तज्जलानिति शांत उपासीत—એ છાન્દોગ્યના શાંડિલ્યવિદ્યાના પ્રકરણમાં આ વિશ્વની ઉત્પત્તિ ( तज्ज ), સ્થિતિ ( तदन् ), અને લય ( तल्ल )—એ ત્રણ ગૂઢ શબ્દોનો સમાહાર કરી પ્રશાંત ચિત્તવડે બ્રહ્મભાવના કરવાથી હૃદયની અંદર પોતાની પૂર્ણ મહત્તા અનુભવમાં આવે છે. બ્રહ્મના ગુણધર્મો ઉપાસકના આત્મામાં અભિવ્યક્ત થવાથી આ ઉપાસના संपद्रूपा ગણાય છે.

સત્યકામ જાબાલને વનમાં ગાયો ચારતાં અગ્નિવિદ્યાનું રહસ્ય ઉપાસનાથી સ્ફુટ થયાનું વર્ણન છાન્દોગ્ય ઉપનિષદ્‌માં આવે છે, આ ઉપાસનામાં એક દાસીપુત્રને આત હારિદ્રુમત નામના ગુરુએ દીક્ષા આપી અમુક સંખ્યાની ગાય અને વૃષભને લઈ વનમાં બ્રહ્મચર્ય

સેવી હજાર ગાયો થાય ત્યારે પાછો આવજે એવી આજ્ઞા કરી. આ બાળક વન ઉપવનમાં ફરતો ફરતો ચતુષ્પાદ બ્રહ્મનું ચિંતન કરતો કરતો પૂર્ણબ્રહ્મની ઉપાસના સિદ્ધ કરી શકયો હતો. દિશ્માં પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ–એવી વ્યાપકતાની ભાવના બાંધી બ્રહ્મનો પ્રકાશવાન[1] સ્વભાવ તે સમજી ગયો; પૃથ્વી, અંતરિક્ષ, દ્યુલોક અને સમુદ્રમાં બ્રહ્મના આનંત્યનો સ્વભાવ અનંતવાન્ પાદની ભાવનાથી તે સમજી શકયો; અગ્નિ, સૂર્ય, ચંદ્ર અને વિદ્યુત્ નામના ચાર જ્યોતિર્મય પદાર્થોને બ્રહ્મના જ્યોતિષ્માન્[2] પાદ તરીકે ઉપાસના કરી બ્રહ્મના જ્યોતિર્મય સ્વરૂપને તે સમજી ગયો; અને પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર અને મન–એ ચાર આયતનોમાં અથવા સ્થાનોમાં સચેતનશરીરદ્વારા બ્રહ્મની આયતનવાન્ પાદની ભાવના બાંધી તે પિંડમાં બ્રહ્મદર્શન કરી શકયો. આ પ્રકાશવાન્, અનંતવાન્, જ્યોતિષ્માન્ અને આયતનવાન્ પાદ વડે પૂર્ણબ્રહ્મનું ઉપાસનાદ્વારા તે બ્રહ્મની ક્રિયાસિદ્ધિ કરી શકયો. આ માનસ ક્રિયામયી ઉપાસના ગણાય.

અન્ન, પ્રાણ, મન, બુદ્ધિ અને આનંદ કોશમાં બ્રહ્મભાવના બાંધવા વડે અભ્યાસ સિદ્ધ થતાં બ્રહ્મના ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાના સામર્થ્યની અન્નાદિ વસ્તુઓમાં ભાવના બાંધી શકાય છે. જગત્ હરિ છે–એ ભાવના અભ્યાસરૂપા છે, અને તે વડે પ્રહ્લાદને હરિમય જગત્ ભાસ્યું હતું.

આત્મવસ્તુમાં બ્રહ્મરૂપ ભાવના બાંધવી તે અહંગ્રહ ઉપાસના ગણાય છે. તેવી રીતે શિવમાં ઈશપણાનું ભાન કરવું તે પણ અહંગ્રહ છે. અહંગ્રહ ઉપાસના ઉપાસ્યના રૂપ, ગુણ, અને કર્મનું સામ્ય લાવી શકે છે.

---

૧ પ્રકાશ–વડે સામાન્ય અજવાળપણાનું સ્વરૂપ સમજવું.

૨ જ્યોતિષ્–વડે વિશેષ પ્રકાશ અથવા જ્યોત સમજવી.

ઉપાસનાની પદ્ધતિ માત્ર શાબ્દિક જ્ઞાનવડે સમજાતી નથી, પરંતુ દેશ, કાળ, પિંડ વિગેરેની ભાવના કેવી રીતે કરવી, કયા ક્રમથી શાબ્દીભાવના રચવી, કેવા ક્રમથી આર્થીભાવના બાંધવી; કયાં વ્રત પાળવાં, વિગેરે અનેક નિયમો શાસ્ત્રમાં લખેલા હોતા નથી, પરંતુ ગુરુગમ્ય જ હોય છે, શાસ્ત્રમાં તો માત્ર અમુક મંત્ર અથવા વાક્ય આલંબનરૂપે આપેલું હોય છે.

ભાવનામાં ભાવનીય અથવા ઉપાસ્ય વસ્તુના જે જે ગુણધર્મો પ્રકટ કરવા હોય તેનાં મૂર્ત ચિત્રો ઉભાં કરવાનાં હોય છે, અને કલ્પનાશક્તિની સર્વાંશ ખીલવણી કરવાની હોય છે. ચિરકાલની આદરપૂર્વક અને નૈરંતર્યવાળી ઉપાસના તીવ્ર બ્રહ્મચર્ય અને વૈરાગ્ય વડે ઉપાસ્યનો સાક્ષાત્કાર કરાવે છે. આવી સર્વોત્તમ ઉપાસનાનું પૂર્ણ દૃષ્ટાંત હૃદયાકાશમાં થતી અષ્ટગુણોપેત પરમેશ્વરની ભાવના છે. દહરોપાસના વડે ઈશ્વરપદનો સાક્ષાત્કાર કરનાર પરબ્રહ્મનો અનુભવ સરલતાથી કરી શકે છે. તેવી જ રીતે નૃસિંહપૂર્વતાપનીયમાં આપેલી અનુષ્ટુભ છંદમાં ગુંથાયેલી નૃસિંહાત્મક બ્રહ્મભાવના છે; ઉત્તર તાપનીયમાં પ્રણવના ચાર પાદમાં સર્વાત્મભાવના છે. દેવતાપ્રધાન ઉપનિષદોમાં તે તે દેવને લગતી ઉપાસનાઓ તે તે દેવના અનુગ્રહને સંપાદન કરાવનારી છે.

બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન કરવામાં પ્રત્યક્ષ ઉપકાર કરનારી વિદ્યાઓમાં પ્રણવવિદ્યા, અને દહરવિદ્યા ઘણી ઊંચી પંક્તિની ગણાય છે. આ વિદ્યા અથવા ઉપાસનાનાં પટલ એટલે મંત્રનું ઉત્કીલન, ક્રિયાપદ્ધતિ, ઉપાસ્ય દેવતાનાં સ્થૂલ, સૂક્ષ્મ અને પર રૂપની[1] રચના અને તેનું [2]ઉપાસકના શરીરમાં કવચ રૂપે સ્થાપન; ઉપાસ્ય દેવનાં એકથી સહસ્ર પર્યંતનાં નામો અને તેના[3] ભાવોની ઉકેલ; અને દેવતાના સ્વરૂપનું [4]બોધક રહસ્ય સ્તોત્ર–એ રીતે પાંચ અંગો હોય છે. આ પંચાંગી ઉપાસનાનું પ્રતિપાદન[5] કરનાર શાસ્ત્રને

મંત્રશાસ્ત્ર કહે છે, અને તેના અંગ ઉપાંગનું સવિસ્તર વર્ણન અગસ્ત્ય, ભારદ્વાજ, પરશુરામ વિગેરેનાં કલ્પસૂત્રોમાં હોય છે, અને અનુષ્ઠાનપદ્ધતિ સામયિક, સવિશેષ અને નિર્વાણ દીક્ષાનાં ક્રમથી ગુરુ પરંપરાથી પ્રાપ્ત થાય છે. ઉપનિષદોમાં માત્ર ઉપાસનાનાં વાક્યબીજ હોય છે; પદ્ધતિનું વર્ણન હોતું નથી. કારણ કે તેનું જ્ઞાન પારંપર્ય-વડે-ગુરુ શિષ્યની નાની બેઠકમાં (ઉપનિષદમાં)-આપવામાં આવે છે. આ સાંપ્રદાયિક જ્ઞાન જ્યેષ્ઠ પુત્રને અથવા વિનીત શિષ્યને જ મળે છે. સામાન્ય જ્ઞાનકુતૂહલિઓને બ્રહ્મોપાસનાની રહસ્યપદ્ધતિ શીખવવામાં આવતી નથી. જેઓને આ ઉપાસના સિદ્ધ થયેલી હોય છે તેમને મહાવાક્યનો જીવ-બ્રહ્મના અભેદનો અનુભવ પૂર્ણાભિષેક વડે ગુરુદ્વારા પ્રાપ્ત થાય છે. ઉપનિષદોના અભ્યાસકોએ ઉપનિષદ્દ્વારા ઉપાસનાનું સ્વરૂપ સમજવાની મિથ્યા આશા રાખવી નહિ. તે સ્વરૂપનું સામાન્ય જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તો પ્રપંચસાર, શારદાતિલક વિગેરે ગ્રંથો ગુરુદ્વારા સમજી લેવા. આ સમજણ મેળવ્યા પછી પણ અનુષ્ઠાન કર્યા વિના ઉપાસના સિદ્ધ થતી નથી તે વાત ધ્યાનમાં રાખવી.

ઉપાસનાના પુનઃ મુખ્ય ત્રણ પ્રકાર કાયિક, વાચિક અને માનસ હોય છે, પરંતુ તે ત્રણે પરસ્પર સંકલિત હોય છે. ઉપાસ્ય બ્રહ્મની સ્થૂલ અથવા મૂર્ત રૂપ સંબંધમાં કાયિક ઉપાસના, અમૂર્ત રૂપ સંબંધમાં વાચિક અથવા માન્ત્રિક ઉપાસના, અને પર રૂપ સંબંધમાં ધ્યાનરૂપા માનસ ઉપાસના હોય છે. મૂલ વસ્તુને ક્રમપૂર્વક ત્રણ રૂપમાં લઈ જવાના ક્રમનું ભાન ગુરુદ્વારા મળે છે. ઉદાહરણ તરીકે, आदित्यंब्रह्म इति उपासीत-આ વાક્યથી સૂચિત થતી ઉપાસના પ્રથમ સૂર્યબિંબમાં સ્થૂલરૂપે, તેના અધ્યક્ષ ચેતન હિરણ્યગર્ભને લગતી સૂક્ષ્મ રૂપે, અને તેના અંતર્યામી "ભર્ગ"ને લગતી પર રૂપે કરવાની હોય છે. તેવી જ રીતે આદિત્ય અથવા સૂર્યની શક્તિને આલંબન

રૂપે લઈ ગાયત્રી, સાવિત્રી, સરસ્વતી રૂપે ઉપાસના થાય છે. ત્રિપુરાતાપિની વિગેરે ઉપનિષદોમાં બ્રહ્મશક્તિની કાયિક અને વાચિક ઉપાસનાનું વિધાન છે; ભાવનોપનિષદ્‌માં તે શક્તિની પર ઉપાસના હોય છે.

ગાયત્રીના ચતુર્થપાદની ઉપાસ્ય દેવતાનો અહંગ્રહ થાય છે, અને જે આદિત્યમાં છે તે મારામાં છે (યોऽસાવાદિત્યે સોऽસાવહમ્) એવા ભાવથી દેવતાની સાયુજ્ય ઉપાસના થાય છે અહંગ્રહ ઉપાસનાનું દેવતાસામ્યનું ફલ જીવદ્ દશામાં મળે છે, અને સાયુજ્ય ફલ દેહ પડ્યા પછી મળે છે. સાયુજ્ય પછી કૈવલ્ય યોગ બ્રહ્મલોકમાં થાય છે. અહંગ્રહ ઉપાસના આ રીતે ક્રમમોક્ષની સાધક ગણાય છે.

---

## પ્રકરણ તેરમું

# ઉપાસ્ય બ્રહ્મની ઉપાધિ કેવા પ્રકારની છે?

## વિદ્યા–અવિદ્યાનો વિવેક

ત્રિવિધ બ્રહ્મ પૈકી જગદ્રૂપે ભાસતું બ્રહ્મ જે બીજ અવસ્થામાંથી પ્રકટ થયું છે તે બીજ અવસ્થાના સ્વરૂપ સંબંધમાં પાછળના વેદાંતમાં ઘણા મતભેદ થયા છે. બ્રહ્મસ્વરૂપના અંતર્ગત આ પરિણામ પામી જગત્ રૂપે વ્યક્ત થનાર કારણ શું કેવલ સચ્ચિદાનંદાત્મક છે, કે ભિન્ન સ્વભાવવાળું છે; જો સચ્ચિદાનંદાત્મક જ હોય તો આ અસત્ જડ અને દુઃખરૂપે ભાસતું જગત્ તેમાંથી શી રીતે પ્રકટે; જો ભિન્ન સ્વભાવનું હોય તો તે ભિન્ન સ્વભાવવાળા બીજનો સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપ સાથે કેવા પ્રકારનો સંબંધ છે; શું તે સ્વતંત્ર અસ્તિત્વવાળો પદાર્થ છે, કે સચ્ચિદાનંદાત્મક બ્રહ્મને અધીન રહેલો પદાર્થ છે; જો સ્વતંત્ર અસ્તિત્વવાળો હોય તો सर्वं खल्विदं ब्रह्म–એ ઔપનિષદ સિદ્ધાંત શી રીતે ટકે વિગેરે પ્રશ્નો ઉપસ્થિત થાય છે. સઘળાં ઉપનિષદો અવલોકતાં સહજ સમજાય છે કે તેઓનો ઝોક અદ્વૈતવાદ ઉપર છે, પરંતુ તે અદ્વૈતવાદ જગત્ અથવા તેના બીજનો અત્યંતાભાવ માની કેવલ સચ્ચિદાનંદ બ્રહ્મના જ અસ્તિત્વને સ્વીકારવા ઉપર બંધાયેલો જણાતો નથી. ત્રિવિધ બ્રહ્મવાદમાં પણ એવું સ્પષ્ટ પ્રતિપાદન છે કે પ્રેરક બ્રહ્મની સત્તા પૂર્ણ છે, અને પ્રેર્યજીવની અને ભોગ્ય જગતની સત્તા ન્યૂન છે. શ્વેતાશ્વતરમાં કહ્યું છે કેઃ—

"ઘણા ઉંચા સ્વરથી કહેવામાં આવે છે કે બ્રહ્મ પરમ વસ્તુ છે. તેવા બ્રહ્મમાં જગત્, જીવ અને ઈશ્વર એ ત્રણ સારી રીતે ગોઠવાયેલાં છે, અને ત્રણે અક્ષર રૂપમાં ગોઠવાઇ ગયેલાં છે. અક્ષરમાં

અંતર્ગત ગોઠવાયેલા આ ત્રણના અંદરનું બ્રહ્મ જેઓ જાણે છે તેઓ વસ્તુ જ્ઞાનવાળા થઇ બ્રહ્મમાં લીન થાય છે, અને બ્રહ્મમય થવાથી પુનર્જન્મને એટલે યોનિ સંબંધમાં આવતા નથી. આ દૃશ્ય જગત્ સયોગી કાર્ય છે. તેમાં ક્ષર અને અક્ષર વિશ્વ વ્યક્ત અને અવ્યક્ત રૂપમાં (સૃષ્ટિ સમયે અને લય સમયે) રહેલું છે, અને તેવા વિશ્વનું ઇશ્વર ભરણપોષણ કરે છે. હવે જે ભોક્તા આત્મા એટલે જીવ અનીશ્વર એટલે પરતંત્ર ભાવવાળો છે તે ભોક્તૃભાવથી બંધાય છે, અને જ્યારે આત્મદેવને જાણે છે તેઓ સર્વ પાશથી મુક્ત થાય છે. જ્ઞાની અને અજ્ઞાની-ઇશ્વર અને જીવ-બંને અજન્મા છે; તેમની સાથે એક અજા (ન જન્મેલી શક્તિ) જોડાયેલી છે, અને તે ભોક્તાના ભોગાર્થને સિદ્ધ કરવા મથે છે, અને (અભોક્તા) અનંત, વિશ્વરૂપ આત્મા અકર્તા રૂપે રહે છે. આ પ્રકારે જે ત્રણેના સ્વરૂપને જાણે છે ત્યારે આ બ્રહ્મ છે એમ સમજાય છે. તેમાં ક્ષર સ્વભાવવાળું પ્રધાન છે, અમૃત અને અક્ષરભાવવાળો હર એટલે દેહધારી આત્મા છે, આ ક્ષર અને આત્માને (જીવને) એક દેવ નિયમમાં રાખે છે. તે દેવના અભિધ્યાન વડે, યોગ વડે, તત્ત્વભાવ વડે છેવટે આ વિશ્વની માયા શમે છે."[૧]

ઉપરના ઉતારામાં ત્રિવિધ બ્રહ્મવાદનું ઘણું સ્પષ્ટ સ્વરૂપ જણાવવામાં આવ્યું છે. બ્રહ્મ વસ્તુમાં ત્રણ ભાવો અંતર્ગત છે. (૧) દેવભાવ અથવા પ્રેરકભાવ, (૨) ભોક્તૃભાવ અથવા જીવભાવ, (૩) ભોગ્યભાવ એટલે અજા પહેલાને દેવ સંજ્ઞા છે, બીજાને ભોક્તા અથવા આત્માની સંજ્ઞા છે; ત્રીજાને અજા અથવા પ્રધાન એવી સંજ્ઞા છે. દેવ અને આત્મા-ઇશ અને જીવ-બંને અજન્મા છે, પરંતુ તેનું ભોગ્ય બીજ પણ અજા છે. ફેર એટલો જણાય છે કે અજાનું પ્રયોજન ભોક્તાના ભોગને સિદ્ધ કરવાનું છે, અને જ્યારે ભોક્તા

(૧) શ્વે. ઉ, I. 7–10.

આત્મા પ્રેરક દેવને શુદ્ધ રૂપે જાણે છે, ત્યારે અજાએ ઉપજાવેલી **માયા** શમે છે. સારાંશ અભિધ્યાન, યોગ, અને તત્ત્વભાવ વડે જેનો ભોક્તૃ ભોગનો સંબંધ છૂટયો તેની સાથેની અજાની માયા શમે છે; જેનો તેવો સંબંધ રહે છે તેઓ અજ્ઞાના પાશમાં સંસરણ પામે છે. બીજું એવું પણ સમજાય છે કે અજા બે ભાવમાં જ આવ કરે છે–એક ભાવને ક્ષર અથવા વ્યક્ત કહે છે; બીજા ભાવને અક્ષર અથવા અવ્યક્ત કહે છે. આ બંને ભાવો સૃષ્ટિ સમયે અને લય સમયે અનુક્રમે પ્રકટ થાય છે, અને તે બંને ભાવોમાં ભોક્તા આત્મા ગુંચાયેલો રહે છે.

સર્વ બ્રહ્મ છે એ સિદ્ધાંત ખરો, પરંતુ એ બ્રહ્મમાં પ્રેરક પરબ્રહ્મ, પ્રેર્ય જીવ, અને ભોગ્ય અજા એ ત્રણે સારી રીતે ગોઠવાઇ રહેલાં છે. પ્રેરક બ્રહ્મની સત્તામાં પ્રેર્યજીવ અને ભોગ્ય અજા રહેલાં છે. પ્રેરક બ્રહ્મ નિયામક દેવરૂપે રહે છે, અને બીજાં બે તત્ત્વો નિયમ્ય રહે છે. આ ઉપરથી સમજાય છે કે આ વિશ્વ અથવા તેનું મૂલ કારણ શૂન્ય છે, મિથ્યા છે, કલ્પિત છે–એવો ભાવ ઉપનિષદ્‌માંથી નીકળતો નથી, પરંતુ પાછળના વેદાંતશાસ્ત્રનો તર્ક વડે ઉભો કરવામાં આવેલો સિદ્ધાંત છે. પ્રેરકબ્રહ્મની સમાન સત્તાવાળી અજા નહિ–એ વાત ખરી, પરંતુ તે પાયામાં વસ્તુરૂપેજ નથી એવું મંતવ્ય ઉપનિષદોનું જણાતું નથી. તે અજાનું આપેક્ષિક સત્યત્વ છે, અને તેથી પાછળના વેદાંતમાં પ્રાતિભાસિક, વ્યવહારિક અને પારમાર્થિક સત્તાનો ભેદ પાડી જે બ્રહ્મવાદ સમજાવવા પ્રયત્ન થયો છે, તે મૂલના ત્રિવિધ બ્રહ્મવાદ સાથે વધારે બંધબેસતો છે.

બીજું આ અજા સાથેનો પ્રેરક બ્રહ્મનો સંબંધ એ અત્યંત ભિન્ન પદાર્થો વચ્ચેના સંયોગ સંબંધ જેવો નથી, પરંતુ અવિનાભાવ સંબંધ એટલે નિત્ય સમવાય સંબંધ જેવો છે, આ વાત શ્વેતાશ્વતરના આરંભ વાકયોની પરીક્ષાથી સમજાય છે. તેમાં કહ્યું

છે કે આ જગતનું કારણ શું કાલ છે, શું સ્વભાવ છે, શું નિયતિ એટલે કુદરતી નિયમ છે, શું યદૃચ્છા છે, શું પંચભૂતો છે, શું પ્રધાન નામની યોનિ છે, કે શું પુરૂષ છે ? આ પ્રશ્નોનું ચિંતન કરતાં ધ્યાન યોગી મુનિઓને જણાયું કે પ્રકાશ ધર્મવાળા દેવની આત્મભૂતા શક્તિ પોતાના ગુણોથી ઢંકાયેલી વિશ્વના મૂળ કારણરૂપે રહેલી છે. અને તે દેવ ઉપર કહેલાં અનેક કારણોને કાલ અને આત્મા સાથે જોડાયેલાં છે તેમનું અધ્યક્ષ તરીકે નિયમન કરે છે.

જગતની સૃષ્ટિ કરવામાં ક્ષોભ કરનારા આદ્ય સામર્થ્યને આ ઉપનિષદ્‌માં "**દેવાત્મશક્તિ**" એવું નામ આપ્યુ છે, અને તે શક્તિ દેવની સ્વાભાવિકી છે, અને તેનાં મુખ્ય ત્રણ રૂપો ઇચ્છા, જ્ઞાન અને ક્રિયાવાળાં વિસ્તારને પામે છે અને તેમાં કાલાદિ નિમિત્તો ઉપકારક થાય છે. આ "દેવાત્મશક્તિ" ત્રણ ગુણોથી ઢંકાયેલી છે એટલે બીજભાવવાળી છે એવું પ્રતિપાદન છે.

આ "દેવાત્મશક્તિ" સાંખ્યના પ્રધાન કરતા જૂદા પ્રકારની છે એટલે કે દેવાત્માને અધીન છે. અને સાંખ્યો માને તેવી સ્વતંત્ર નથી એવો નિર્ણય શંકરાચાર્યે બ્રહ્મસૂત્રભાષ્યમાં કર્યો છે. महतः परमव्यक्तं ( काठक. I iii 10 ) એ શ્રુતિમાં મહત્ કરતાં અવ્યક્ત ચઢીઆતું છે"--એવું જણાવવામાં આવ્યું છે, ત્યાં अव्यक्त શબ્દ સાંખ્યના પ્રધાનનો વાચક છે, અને તે શબ્દ વડે જગતની બીજાવસ્થાનું વર્ણન છે એવો પૂર્વપક્ષ છે. શંકરાચાર્ય સિદ્ધાંતમાં કહે છે :—

"અમારે અત્ર કહેવું જોઇએ કે જો અમે જગતની ઉત્પત્તિપૂર્વેની અવસ્થાને સ્વતંત્ર કારણ રૂપે માનતા હોઇએ તો તમારા કહેવા પ્રમાણે પ્રધાન કારણવાદ ઉભો થાય. પણ અમે તો પરમેશ્વરને આધીન જગતની ઉત્પત્તિપૂર્વેની સ્થિતિ માનીએ છીએ, અને તેને અમે સ્વતંત્ર માનતા નથી. આવી જગતની બીજાવસ્થા તો અવશ્ય

માનવીજ પડે. તેવી અવસ્થાના સ્વીકારમાં ખાસ પ્રયોજન છે. તેવી અવસ્થા વિના પરમેશ્વરનું જગતસૃષ્ટત્વ સિદ્ધ થાય તેમ નથી. પરમેશ્વર આવી શકિત વિનાના હોય તો પ્રવૃત્તિ થવી સંભવતી જ નથી. વળી મુકતોની પુનઃ ઉત્પત્તિ થવાનો સંભવ આવે. કારણ કે તેવી અવિદ્યા શક્તિનો વિદ્યા શક્તિ વડે દાહ થવાથી મુકતોની પુનઃ ઉત્પત્તિ થાય નહિ. (સારાંશ દાહ કરવા યોગ્ય બીજ શક્તિ હોય તોજ મોક્ષ પુરુષાર્થને સ્થાન રહે છે).ે આ જગતની બીજ શક્તિ અવિદ્યા રૂપા છે. તેનું અવ્યક્ત એવું બીજું નામ છે. તે પરમેશ્વરના આશ્રયમાં રહેલી છે, તે માયામયી એટલે મોહ ઉત્પન્ન કરનારી છે, અને તેને મહાસુષુપ્તિ પણ કહે છે. આ મહાસુષુપ્તિમાં સ્વરૂપના ભાન વિનાના જીવો સંસારી દશામાં ઉંઘે છે. આ અવ્યક્ત સંજ્ઞા-વાળી બ્રહ્મશક્તિનાં અનેક નામો પડ્યાં છે, કેટલેક સ્થળે તેને આકાશ વડે જણાવવામાં આવે છે જેમ કે:—"હે ગાર્ગી, ખરેખર આ અક્ષર બ્રહ્મમાં આકાશ વાણાતાણાની પેઠે ગુંથાયેલું છે." કેટલાંક સ્થાનોમાં તેને પોતાને અક્ષર શબ્દ વડે ઓળખાવવામાં આવી છે જેમકે "અક્ષરથી પર પુરુષ છે;" કેટલાક મંત્રોમાં માયા શબ્દ વડે જણાવવામાં આવી છે જેમકે "પ્રકૃતિ રૂપે માયાને જાણવી, અને મહેશ્વરને માયાવી જાણવો." આ બીજ શક્તિ અથવા માયા ખરી રીતે અવ્યક્ત છે કારણ કે તે તત્ત્વરૂપ એટલે પરમાર્થ સત્ય છે, કે અસત્ય છે એવા કોઇ પણ નિર્ણય ઉપર બુદ્ધિ આવી શકતી નથી[1]."

આથી "દેવાત્મશક્તિ" તે ઉપાસ્ય બ્રહ્મનો ઉપાધિ છે, અને તે જોકે બ્રહ્મની સમાન સત્તા વાળો પદાર્થ નથી, પરંતુ તે કેવલ અસત્ અથવા શૂન્ય નથી. તે દેવની સાથે આત્મભાવ ભોગવે છે, તે તેની શક્તિ છે; તે શક્તિરૂપે પ્રેરકબ્રહ્મની સહાયક પત્ની છે. તેને માયા શબ્દ લગાડવાનો હેતુ તે મોહજનક છે એ બતાવવા પૂરતો

(૧) બ્ર. સૂ II. IV. 3.

છે, નહિ કે તે શૂન્ય છે એવું જણાવવા. આ કારણથી માયા અને પ્રકૃતિ પર્યાયવાચક છે, જે પ્રકૃતિ અથવા ઉપાદાન કારણ હોય તે શૂન્ય ન હોય. ટૂંકામાં આ બીજશક્તિનાં અનેક નામો હેતુ ગર્ભ વિશેષણો છેઃ—અવિદ્યા, અવ્યક્ત, આકાશ, અક્ષર, માયા વિગેરે મૂલ બીજના સ્વરૂપનો બોધ કરનારા શબ્દો છે.

આ મૂલ બીજશક્તિમાં અનેક નામ, રૂપ અને કર્મના સંસ્કારો ગૂઢ હોય છે, અને વ્યાકૃત થવાના પ્રસંગે તે નામરૂપકર્મના શુદ્ધ અને અશુદ્ધ એવા બે વ્યૂહ પડે છે એક વ્યૂહને શુદ્ધસત્ત્વા માયા કહે છે, અને બીજા વ્યૂહને અશુદ્ધસત્ત્વા માયા કહે છે. પ્રથમ પ્રકારની શક્તિને વિદ્યા કહે છે, બીજા પ્રકારની શક્તિને અવિદ્યા કહે છે. વિદ્યાવ્યૂહનાં નામરૂપ અને કર્મો ઈશ્વરચેતનનાં અભિવ્યંજક બને છે; અવિદ્યાવ્યૂહનાં નામરૂપકર્મો જીવચેતનના અભિવ્યંજક બને છે. અવિદ્યા અને તેનાં પરિણામોનો બાધ વિદ્યા અને તેનાં પરિણામો કરે છે. ઉપાસના વિદ્યાશક્તિને અને તેનાં પરિણામોને ખીલવે છે; લૌકિકકર્મ અવિદ્યા પક્ષપાતી છે જ્યારે શાસ્ત્રીયકર્મ અવિદ્યા વ્યૂહમાં છતાં વિદ્યા પક્ષપાતી છે.

વિદ્યાશક્તિનો સર્વોત્તમ વિકાસ શબલબ્રહ્મ એટલે પરમેશ્વરમાં છે; બ્રહ્માદિ ગુણમૂર્તિઓમાં તેથી ઓછો હોય છે; દેવવર્ગમાં તેથી ઓછો હોય. મનુષ્યયોનિમાં વિદ્યા—અવિદ્યાનું સંમિશ્રણ હોય છે.

શાસ્ત્રીય કર્મવડે લૌકિક કર્મજન્ય દોષોનું નિવારણ થાય છે. અને શાસ્ત્રીય ઉપાસનામાં અને ઐશ્વરી વિદ્યાશક્તિમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. આ કારણથી અવિદ્યા–વિદ્યાનો સમુચ્ચય ઉપાસ્યબ્રહ્મના સંબંધમાં સ્વીકારવામાં આવ્યો છે.

સગુણ બ્રહ્મવાદને લગતાં પ્રકરણમાં ઉપાસ્યબ્રહ્મના કયા કયા ગુણધર્મોનો ઉપસંહાર કરી ઉપાસના કરવી તેનો સમન્વય કરવામાં આવ્યો છે. આ અનેક કલ્યાણગુણોનો સમન્વય કરી પરમેશ્વરની

ઉપાસના કરવાનો આશય નિર્ગુણ બ્રહ્મવાદીઓને પણ ઇષ્ટ છે, તો સગુણબ્રહ્મવાદીઓને તો હોય જ એમાં કાંઇ આશ્ચર્ય નથી.

બ્રહ્મનાં અનેક નામકર્મગુણનું ચિંતન શૈવ શાક્ત, અને વૈષ્ણવ ઉપનિષદોમાં એટલું બધું વિસ્તારથી કરવામાં આવ્યું છે કે તે ઉપનિષદો ઉપાસનામય કહીએ તો ચાલે. તત્ત્વજ્ઞાનનો અંશ તે ઉપનિષદોમાં ગૌણ થઈ ગયો છે.



# પ્રકરણ ચૌદમું

## બ્રહ્મનું વાસ્તવ જ્ઞાન અથવા વિજ્ઞાન

બ્રહ્મનું ઉપાસ્ય રૂપ તથા તેની ઉપાધિના સ્વરૂપનો વિચાર આપણે કરી ગયા. બ્રહ્મની ઉપાસના ક્રમમોક્ષની સાધક છે, અને ઉપાસના જો કે વિકલ્પવૃત્તિ છે તોપણ પ્રમાણવૃત્તિની ઉપકારક છે–એ પણ આપણે વિચારી જોયું. ત્યારે બ્રહ્મનું પ્રમાણવૃત્તિજન્ય વાસ્તવ જ્ઞાન શી રીતે થાય અને તેનું ફળ શું એ વિચારવાનું રહે છે.

ઉપનિષદો જ્ઞાનાધિકાર, જ્ઞાનપ્રાપ્તિ અને જ્ઞાનનિષ્ઠા—એ ત્રણ મુદ્દા ઉપર ભાર મુકે છે. જ્ઞાનાધિકારનું બીજું નામ વિવિદિષા છે એટલે બ્રહ્મ જાણવાની તીવ્ર ઈચ્છા. બ્રહ્મને જાણવાની તીવ્ર ઇચ્છા પોતે બંધનમાં છે અને તેમાં છૂટવાની તીવ્ર ઈચ્છા ઉપર બંધાયેલી હોય છે. તેથી મુમુક્ષા એટલે મોક્ષની ઇચ્છા ઉદય થયા પછી જ મોક્ષસાધન જે તત્ત્વજ્ઞાન તેને મેળવવાની ઈચ્છા પ્રકટ થાય છે, એટલે પ્રથમ મુમુક્ષા અને પછી વિવિદિષા. અત્રે કેટલાક કહેશે કે આપણને મોક્ષની ઇચ્છા વિના પણ વસ્તુને જાણવાની ઇચ્છા થાય છે, તેના ઉત્તરમાં કહેવાનું કે આવી વસ્તુના જ્ઞાનની ઈચ્છા માત્ર જિજ્ઞાસાની તૃપ્તિ અર્થે લૌકિક વિષયો બાબત થાય છે, પરંતુ પોતાના સ્વરૂપને જાણવાની ઈચ્છા પોતાની મર્યાદા, પોતાનાં બંધનો, પોતાના પાશો વિગેરેનું કષ્ટ જણાયા વિના ખરી રીતે ઉત્પન્ન થતી જ નથી, અને કદાચ થતી હોય તો જ્ઞાનકુતૂહલી તરીકે થાય છે, પરંતુ તેથી ફલસિદ્ધિ એટલે મોક્ષસુખની પ્રાપ્તિ થતી નથી, બ્રહ્મજ્ઞાનનું પ્રયોજન મોક્ષ છે, અને પ્રયોજનની મહત્તા જેને સમજાઈ નથી તેને બ્રહ્મજ્ઞા-

નની ઇચ્છા થાય તોપણ વિષયપરવશતાને લઈ શમી જાય છે. લીલાં લાકડાંમાં અગ્નિ સળગાવવાનો પ્રયત્ન જેમ મિથ્યા નીવડે છે, તેમ વૈરાગ્યાદિ ધર્મો વડે જેનું ચિત્ત વિપક્વ થયું નથી અને જેને સંસાર-બંધનનું કષ્ટ સમજાયું નથી તેને બ્રહ્મજ્ઞાનની વાત "ભેંસના આગળ ભાગવત" જેવી છે. આ કારણથી ઉપનિષદો **મુમુક્ષા અને વિવિદિષા** ઉપર ભાર મુકે છે.

"દુશ્ચરિતમાંથી જે પાછો હટયો નથી, જેનું ચિત્ત શાંત થયું નથી, જે સમાહિત વૃત્તિવાળો નથી, અને મિથ્યા વલોપાત કરે છે, તે આ પરમાત્માને જ્ઞાન વડે કદી મેળવી શકતો નથી.[૧] કર્મવડે પ્રાપ્ત થતા લોકોના સ્વરૂપની પરીક્ષા કરી બ્રાહ્મણ વૈરાગ્યને પામે છે, અને સમજે છે કે ક્રિયાવડે અમૃત પદની પ્રાપ્તિ કદી થતી નથી.[૨] દમ, દાન, અને દયા નામના ત્રણ દૈવી ગુણો સત્યબ્રહ્મના પ્રાપક છે,'[૩] આ વિગેરે અનેક ઉપનિષદ્વાકયો જ્ઞાનાધિકારને તરતો રાખે છે. હવે બંધનો અનુભવ કરનાર મુમુક્ષુ બ્રહ્મવિદ્યાને મેળવવા ઝંખે છે. કેવા પ્રકારના બ્રહ્મસ્વરૂપને મેળવવા ઝંખે છે? ઉપનિષદ કહે છે કે—"આ મોટો અજન્મા આત્મા (પરમાત્મા) જે ઇન્દ્રિયાદિ પ્રાણોમાં વિજ્ઞાનમય રૂપે (જીવ ભાવે) પેઠો છે, તે હૃદયની અંદર સૂતેલો છે. તે સર્વને વશ કરનારો, સર્વનો ઇશ્વર, અધિપતિ છે. તે સારા કર્મ વડે મોટો થતો નથી અને નઠારાં કર્મ વડે નાનો થતો નથી. આ સર્વેશ્વર, ભૂતોનો અધિપતિ, ભૂતનો પાલક પરમાત્મા આ લોકોની મર્યાદા જાળવનાર મોટો સેતુ છે. આવા આત્માને બ્રાહ્મણ વેદાનુસારી પ્રવચન કરવા વડે, યજ્ઞ વડે, દાન વડે, અને દેહનો નાશ ન કરે તેવા તપ વડે જાણવા ઇચ્છે છે, તેવા આત્માને જાણ્યા પછી તે જાણનારો મુનિ થાય છે.[૪] ધર્મના ત્રણ સ્કંધો છે, યજ્ઞ, અધ્યયન અને દાન એ ત્રિપુટીવાળો એક; બીજો સ્કંધ તે તપ; અને ત્રીજો સ્કંધ તે આચાર્ય

(૧) કાઠક I. ii. 23; (૨) મુંડક I. ii. 12; (૩) બૃ. ઉ. V. I. 3; (૪) બૃ. ઉ. IV. 4. 22.

પાસે રહી મરણપર્યંત નૈષ્ઠિક બ્રહ્મચર્ય[૫] જે તપસ્વી નથી તેના અધ્યાત્મ જ્ઞાનમાં અધિકાર નથી, અને તેના કર્મની શુદ્ધિ પણ નથી.[૬]

આથી સ્પષ્ટ સમજાય છે કે જાણવાયોગ્ય આત્મા તે વિજ્ઞાનમયની (જીવ) પીઠમાં રહેલો સર્વાન્તર્યામી ઈશ્વરાત્મા છે, અને તેને જાણવાનાં સાધનો વેદાનું વચન, યજ્ઞ, દાન અને તપ—એ મુખ્ય છે. આ સાધનોનું પ્રતિપાદન કરનાર કર્મકાંડ, તેની મીમાંસા, અને ધર્મશાસ્ત્ર છે.

યજ્ઞ, દાન અને તપના દેશ, કાળ, અને નિમિત્ત પરત્વે અનેક પ્રકારો છે. તેમાંના કોઇપણ પ્રકારનું અનુષ્ઠાન કરી [૧]વિવેક, [૨]વૈરાગ્ય, શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન નામની ૭ [૩]દૈવી-સંપત્તિઓ મેળવી, છેવટે તીવ્ર [૪]મોક્ષની ઇચ્છા ઉદય કરી [૭]ઉપર કહેલા પરમાત્માના સ્વરૂપને અપરોક્ષ અનુભવવા સારૂ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂદ્વારા શ્રવણ, મનન અને નિદિધ્યાસન[૮] સેવવાં. જ્ઞાનપ્રાપ્તિરૂપ બીજી ભૂમિકાનાં સાધનો શ્રવણ, મનન અને નિદિધ્યાસન છે. આ ત્રણ સાધનને બૃહદારણ્યક ઉપનિષદ્‌માં બાલ્ય, પાંડિત્ય અને મૌન[૯] સંજ્ઞા આપી છે. બાલભાવ વડે સંશય છેદ કરવો, પાંડિત્ય વડે યથાર્થજ્ઞાન મેળવવું, અને ધ્યાનસમાધિ વડે બ્રહ્માનુભવને સ્થિર કરી જાણવો. જ્ઞાનપ્રાપ્તિમાં વિઘ્ન કરનારી ઇષણાઓ ત્રણ છે. (ક) પુત્રૈષણા જેમાં દારૈષણા એટલે સ્ત્રી સંબંધી વાસનાનો અંતર્ભાવ થાય છે, (ખ) વિત્તૈષણા અને (ગ) લોકૈષણા. સાંસારિક સર્વ અભિલાષાઓનો આ ત્રણમાં જ સમાસ થઇ જાય છે. કેટલીક વખતે મનુષ્યો પુત્રદારૈષણા, અને વિત્તૈષણાનો જય કરી શકે છે, પરંતુ લોકૈષણાનો જય કરી શકતા નથી. આ લોકૈષણા ધર્મનો અને વિચારકોને પણ

---

(૫) छां. II 23. (૬) मैत्रायिणी IV. ३. (૭) बृ. IV. 4; 22. (૮) बृ. उ. II. IV. 5; (૯) बृ. III-V. 5

એવી વળગેલી હોય છે કે તેના પાશમાંથી તેઓ છટકી શકતા નથી. તે લોકૈષણા આ જમાનામાં અનેક સૂક્ષ્મરૂપ પકડે છે. પોતાના પિંડના કલ્યાણ અર્થે નહિ, પરંતુ લોકયાત્રાના નિર્વહણ અર્થે આરૂઢ રાગદ્વેષથી પ્રવૃત્તિ સેવે છે; અને જનકાદિ રાજર્ષિઓનો દાખલો આપી પોતાની પ્રવૃત્તિનું સમર્થન કરે છે. પણ સૂક્ષ્મદષ્ટિવાળા વિચારકો સમજી શકે છે કે આ ભાઇ લોકૈષણામાં ફસાયા છે, અને પ્રસંગે લોકૈષણા વિદ્યમાન છતાં તેમને ભાન રહેતું નથી. લોકમાં કીર્તિ અને યશની વાસનામાં મનુષ્યો જેટલા તણાય છે તેના પ્રમાણમાં પુત્રૈષણામાં થોડા તણાય છે. પુત્રદારૈષણા એક રીતે દેહસહભાવી કુદરતી હોવાથી ક્ષંતવ્ય છે, તેવી રીતે દેહનિર્વાહ અને કુટુંબના નિર્વાહ અર્થે વિત્તૈષણા પણ ક્ષંતવ્ય છે. પરંતુ લોકૈષણા જીવોએ કૃત્રિમ ઉભી કરેલી છે, અને તેના પાશમાં પડેલા બુદ્ધિમાનો હોય છે. આથી લોકૈષણાનો દોષ બુદ્ધિમાન ગણાતા પ્રાણીમાં ક્ષંતવ્ય ગણાવો જોઇએ નહિ. છતાં લોકનીતિના હીમાયતીઓ પુત્રદારૈષણા અને વિત્તૈષણાને નિંદે છે, અને લોકૈષણાને નિંદતા નથી, પણ સ્તુત્ય ગણે છે. તેઓ ભૂલે છે કે પુત્રદારૈષણા ધર્મમર્યાદામાં કામ પુરુષાર્થમાં પડે છે, અને વિત્તૈષણા ધર્મમર્યાદામાં અર્થ પુરુષાર્થમાં પડે છે; પણ તેમની લોકૈષણાને તો પુરૂષાર્થમાં સ્થાનજ નથી. તે કેવલ મનોમયી અને કૃત્રિમ વાસના છે અને તેને જીતવાને વાસ્તે ઉપનિષદો આગ્રહ કરે છે. નિરૈષણા એટલે વાસના વિરહિત થવાથી જ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય છે; અને ઍષણાને પરવશ પડવું તે ઘણી તુચ્છતા લાવનારી આર્ત અથવા દીનત્વની દશા છે. બ્રહ્મબોધનું સ્પષ્ટ લક્ષણ નિરૈષણત્વ છે, અને બંધનું લક્ષણ દીનત્વ છે.

બ્રહ્મવિદ્યાની ત્રીજી ભૂમિકા તે જ્ઞાનનિષ્ઠાની છે. જીવન્મુકિતના અલૌકિક સુખની અભિવ્યકિત અર્થે આ જ્ઞાનનિષ્ઠા ઘણી જરૂરની

---

(૧) काठक, II–VI 10–15.

છે. આ જ્ઞાનનિષ્ઠા બાંધવા સારૂ સામાન્ય વેદાંત ઉપનિષદો શિવાયનાં સંન્યાસોપનિષદો અને યોગોપનિષદોનો સમૂહ છે. બ્રહ્મનિષ્ઠાનાં અદ્ભૂત લક્ષણો જ્ઞાનપ્રાપ્તિના ભોનપદથી ઉદય પામેલાં ધીમે ધીમે દૃઢ થતાં જાય છે. જ્ઞાનનિષ્ઠા પામેલો મુક્ત પુરૂષ ઘણે ભાગે નિરુદ્ધ ચિત્તવાળો હોય છે. તેના સ્વરૂપ મહિમાને જણાવનારાં નીચેનાં ઉપનિષદ્ વાક્યો છેઃ

"જ્યારે પાંચ જ્ઞાનેન્દ્રિયો તેમના નિયામક મન સાથે સ્તબ્ધ થઈ જાય, અને બુદ્ધિ કોઇપણ પ્રકારનો સ્પંદ ન કરે ત્યારે પરમ ગતિ પ્રકટ થયેલી સમજવી. આવી સ્થિતિને એટલે કે સ્થિર ઇન્દ્રિય-ધારણાને યોગ કહે છે. એવી સ્થિતિમાં આવેલો પુરૂષ અપ્રમત્ત ગણાય છે. ઉત્પત્તિ અને લયનું રહસ્ય યોગમાં છે. વાણી વડે અથવા નેત્ર વડે અથવા મન વડે આ પરમપદ પ્રાપ્ત થઇ શકતું નથી. પરંતુ અખંડ સત્તારૂપ આ વસ્તુ છે એવું બોલનાર કરતાં જુદા પ્રકારના પુરુષથી તે પદ સમજાય છે. પ્રથમ અખંડ વસ્તુના સદ્ભાવરૂપે જાણી તત્ત્વભાવ એટલે બ્રહ્મરૂપતા પ્રાપ્ત કરવી. પરમાત્મ વસ્તુ છે એ રીતે અનુભવ પ્રકટ્યા પછી તત્ત્વભાવ (એટલે હું બ્રહ્મરૂપ વસ્તુ છું એવો ભાવ) ઝળકે છે. જ્યારે હૃદયમાં રહેલી સર્વ વાસનાઓ છૂટી જાય છે, ત્યારે મરણ ધર્મવાળો પુરુષ અમૃત ભાવને પામે છે, અને અહીંજ જીવતી દશામાં બ્રહ્મરૂપ બને છે. હૃદયની સર્વ ગ્રંથિઓ જ્યારે છૂટી જાય છે ત્યારે મરણ ધર્મવાળો જીવ અમૃત ભાવને પામે છે—આ છેવટનું ઉપનિષદ્નું અનુશાસન છે.[૨]

સર્વના શરીરની અંદર બુદ્ધિરૂપ ગુહામાં પેઠેલો આ શુધ્ધ આત્મા છે. મેદ માંસની ચિક્કણતાથી ભરેલા, ચિત્રની ભીંત જેવા, ગંધર્વનગર જેવા, કેળના ગર્ભ જેવા નિઃસાર, જલના પરપોટા જેવા ચંચલ એવા શરીરમાં રહ્યા છતાં તે શરીરના ધર્મોથી છૂટા પડેલા

(૨) મુક્તાળી ૮.

અચિંત્યરૂપવાળા, દિવ્ય, અસંગ, શુધ્ધ, તેજોમય, આકૃતિ વિનાના, સર્વેશ્વર, અચિંત્ય,-એવા ગુહામાં રહેલા આત્માને અમૃત અને આનંદભાવમાં પ્રકાશતા જે વિદ્વાનો જાણે છે તેઓ તેમાં લીન થયેલા શુદ્ધ દર્શન[૨] કરે છે.

બાલસ્વભાવ જેવો અસંગ અને નિર્દોષ છે તેવા બાલ્યભાવમાં મુક્ત પુરુષ રહે છે. તેનામાં પાંડિત્ય હોય છે, પરંતુ તે વિવાદાદિ અધિકારનું સૂચક નથી પરંતુ અધિકાર નિવૃત્તિનું સૂચક હોય છે. કૈવલ્યરૂપ ફલ વિચારના પરિણામરૂપ તેને પ્રાપ્ત થાય છે. પ્રજાપતિ કહે છે કે આવું મોટું પદ પ્રાપ્ત કરી મુકત પુરુષ વૃક્ષમૂલમાં વાસ કરે છે. તેના વસ્ત્રનું પણ ઠેકાણું હોતું નથી. તેની સાથે કોઈ સહાયક હોતો નથી. તે એકાકી રહે છે. ઘણે ભાગે સમાધિમાં રહે છે. તેની સર્વ કામનાઓ આત્મામાં સિધ્ધ થયેલી હોવાથી તે આત્મકામ અને આપ્તકામ હોય છે, અને લોકદષ્ટિથી પણ નિષ્કામ અથવા જીર્ણકામ હોય છે. હાથી, સિંહ, માંકડ, મચ્છર, નકુલ, સર્પ, રાક્ષસ, ગંધર્વ વિગેરે અનેક શરીરોમાં મૃત્યુનાં રૂપો જોતાં છતાં કદાથી તે બ્હીતો નથી; તેને કોઇ ઈજા કરે તોપણ વૃક્ષ જેવો સ્તબ્ધ રહે છે, કોપ કરતો નથી તેમ કંપ પામતો નથી, કમલ જેવો નિર્લેપ રહે છે; આકાશ જેવો નિરંજન રહે છે. આવી નિષ્ઠાનું કારણ એ છે કે સર્વભૂત પ્રાણીમાં તે પોતાના સત્ય આત્માને ઓળખી જાણે છે. જેમ સર્વ ગંધોનું પૃથ્વી એ હૃદય છે, જેમ સર્વ રસોનું જલ એ હૃદય છે, જેમ રૂપોનું તેજ એ હૃદય છે, જેમ સર્વ સ્પર્શોનું વાયુ એ હૃદય છે, જેમ સર્વ શબ્દોનું આકાશ એ હૃદય છે, જેમ સર્વગતિનું અવ્યકત એ હૃદય છે, જેમ સર્વ પ્રાણીઓનું મૃત્યુ એ હૃદય છે: તેમ મૃત્યુ આ પરદેવતામાં આવી એકીભાવને પામે છે અર્થાત આત્મદેવમાં કાળનો લય છે એટલે અમરતાનું હૃદય આત્મરૂપ દેવમાં છે. તેનાથી પર કોઈ વસ્તુ સત્ નથી, અસત્ નથી;

સદસત્ પણ નથી. આ નિર્વાણનું અનુશાસન છે, આ વેદનું અનુશાસન છે.[1]

ઉપર વર્ણવેલી જ્ઞાનનિષ્ઠામાં રહેલો જીવન્મુક્ત બ્રહ્મવિદ્‌ની પરાકાષ્ઠામાં આવેલો ગણાય છે. આવા પરમસિદ્ધ દશાના પરમહંસોનું ચિત્ર જાબાલ ઉપનિષદ્‌માં આપ્યું છે. સંવર્તક, આરુણિ, શ્વેતકેતુ, દુર્વાસા, ઋભુ, નિદાઘ, જડભરત દત્તાત્રેય- રૈવતક વિગેરે પરમહંસો કઇ જાતના છે તેનાં લિંગ જણાતાં ન હતાં, તેમના આચાર અવ્યક્ત હતા, ગાંડા નહિ છતાં ગાંડા જેવા જણાતા; દંડ, કમંડલુ, પાત્ર, શિખા, યજ્ઞોપવીત વિગેરે સર્વ ભૂઃસ્વાહા એવા મંત્ર વડે જલમાં નાખી આત્મસ્વરૂપને શોધતા રહેતા. નગ્ન અને નિર્ગ્રંથ દશામાં ફરતા, કોઈપણ પદાર્થનો સંગ્રહ નહિ કરનારા, બ્રહ્મમાર્ગમાં સારી રીતે સાવધાન, શુદ્ધ મનવાળા, પ્રાણ ધારણ કરવામાં બહિર્મુખ વૃત્તિ જાગે ત્યારે મુક્તભાવે ગમે ત્યાં ભિક્ષા લેતા, પાત્રમાં ઉદર એ જ પાત્ર સમજી અન્નાદિ ખાદ્ય લેતા, લાભ અને અલાભમાં સમબુદ્ધિ રાખતા, શૂન્ય ઝૂંપડીમાં, દેવમંદિરમાં, ઘાસની છાપરીમાં, માટીની બખોલમાં, વૃક્ષના મૂલમાં, કુંભારની શાળામાં, અગ્નિહોત્રીના ઘરમાં, નદીઓના વિસ્તારવાળા પટમાં, પર્વતોની ગુહામાં અથવા ખીણમાં, અથવા મોટી શિલાવાળા સ્થાનમાં—ગમે ત્યાં ઘર કરી રહેવાની વાસના વિનાના, કોઈપણ પ્રકારના પ્રયોજનને સાધવાના પ્રયત્ન વિનાના, મમતા વિનાના, શુક્લ ધ્યાન કરવામાં ડૂબેલા, અધ્યાત્મ-નિષ્ઠાવાળા, અશુભકર્મનો સમૂલ નાશ કરનારા વિદ્વત સંન્યાસ વડે દેહત્યાગ જેઓ કરે છે તેમનું નામ પરમહંસ; તેમનું નામ પરમહંસ (૨)

ઉપરનું બ્રહ્મનિષ્ઠનું ચિત્ર બ્રહ્મવિદ્‌વરિષ્ઠની કક્ષાનું છે. તેનાથી ઉતરતા પદ બ્રહ્મવિદ્વરીયાન્, બ્રહ્મવિદ્વર, અને બ્રહ્મવિદ્‌નાં હોય છે. તેમાં બ્રહ્મવિદ્ સ્વેચ્છા અને પરેચ્છા પ્રારબ્ધને વશ થઈ માત્ર જીવન-

(૧) સુબાલ ૧૩; સુબાલ ૧૪.

નિર્વાહ કરે છે; બ્રહ્મવિદ્વર સ્વેચ્છા પ્રારબ્ધથી વ્યવહાર ચલાવતો જણાય છે, અને બ્રહ્મવિદ્વરીયાન્ પરેચ્છાથી વ્યવહારમાં પ્રવૃત્ત થાય છે.

મહોપનિષદ્‌માં અજ્ઞાનની સાત ભૂમિકા અને જ્ઞાનની સાત ભૂમિકાઓ વર્ણવી છે. અજ્ઞાનની સાત ભૂમિકાને (૧) બીજ જાગ્રત્, (૨) જાગ્રત, (૩) મહાજાગ્રત્, (૪) જાગ્રત સ્વપ્ન, (૫) સ્વપ્ન, (૬) સ્વપ્ન જાગ્રત્, અને (૭) સુષુપ્તિ–એવાં નામ આપવામાં આવ્યાં છે. જ્ઞાનની સાત ભૂમિકાને ૧ શુભેચ્છા, ૨ સુવિચારણા, ૩ તનુમાનસા, ૪ સત્ત્વાપત્તિ, ૫ અસંસક્તિ, ૬ પદાર્થાભાવિની, ૭ તુરીયા એવાં નામ આપ્યાં છે. અજ્ઞાનની ભૂમિકા સંસારી દશાની છે, જ્ઞાનની પ્રથમ ત્રણ દશા મુમુક્ષુની છે, અને ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી તે મુક્ત પુરુષની છે, અને તેને જ પાછળના વેદાંતમાં બ્રહ્મવિદ્, બ્રહ્મવિદ્વર, બ્રહ્મવિદ્વરીયાન્, અને બ્રહ્મવિદ્વરિષ્ઠ એવી સંજ્ઞા આપવામાં આવી છે.

મુક્તભાવ જ્ઞાનભૂમિકાની ચોથી પાયરીથી શરૂ થાય છે. તે પાયરીને સત્ત્વાપત્તિ કહે છે. બ્રહ્મરૂપ સદ્‌વસ્તુને પ્રાપ્ત કરનારી તે અવસ્થા છે, તથા સત્વગુણનું ચિત્તમાં પ્રાધાન્ય તેમાં રહે છે તેથી તેને સત્ત્વાપત્તિ ભૂમિકા કહે છે. જ્યારે સત્ત્વ ગુણનું પ્રાધાન્ય રહે, અને સદ્‌બ્રહ્મનું સ્ફુરણ રહે અને જીવભાવ શમી જાય ત્યારે દશ્ય જગત સાથેનો સંસર્ગ છૂટી જાય છે. આવી સ્થિતિને અસંસક્તિ કહે છે. ત્યાર પછી સ્વાત્મારામપણાની દૃઢતાથી બાહ્ય અને આભ્યંતર દશ્યનું દર્શન પણ શમતું જાય છે. આવી સ્થિતિને પદાર્થાભાવિની કહે છે. આ ભૂમિકામાં પારકાના પ્રયત્નથીજ ઉત્થાન થાય છે, સ્વેચ્છાથી ઉત્થાન થતું નથી. ત્યાર પછી સ્વાભાવિક નિષ્ઠતા જાગતાં સ્વરૂપાવસ્થિતિરૂપ સાતમી ભૂમિકા પ્રકટ થાય છે. જીવન્મુક્તોની તે તુરીય અવસ્થા કહેવાય છે. સ્વરૂપાવસ્થિતિ કોને કહેવી તે બ્રાન્ત

પણુ મહોપનિષદ્‌માં ચિંતન કર્યું છે. શુદ્ધસન્માત્રમય હું છું એવા અનુભવને સ્વરૂપાવસ્થિતિ કહે છે. એક વિષયમાંથી બીજા વિષયમાં ચિત્તનું જવું તે વ્યુત્થાનદશા અથવા અજ્ઞાનવાળી સંસારીદશા સમજવી; આ બે વૃત્તિઓના અંતરાલમાં જે સ્થિતિ તેનું નામ સ્વરૂપાવસ્થિતિ. આ સ્થિતિમાં મનનો અમનભાવ થાય છે અને તેથી તે સ્વરૂપાવસ્થિતિ કહેવાય છે. બીજી અવસ્થામાં સ્વ-રૂપે નહિ પણુ મનના રૂપમાં પલટાયેલી સ્થિતિ હોય છે. જે સ્થિતિમાં મનના સર્વ સંકલ્પો શમી જાય, અને શિલા જેવું નિષ્કંપ ચિત્ત રહે, અને જ્યારે જાગ્રત્ અને નિદ્રા વિનાનું ચિત્ત સ્થિર રહે ત્યારે સ્વરૂપસ્થિતિ સમજવી. અહંતાનો અંશ પણુ શમી જાય, ઇદંતાજન્ય ભેદો વડે ચિત્તમાં સ્પંદ ન થાય, ત્યારે જે ચિત્તની જડતા વિનાની એટલે સ્ફુરત્તાવાળી સ્થિતિ બંધાય તેનું નામ સ્વરૂપ.

સ્વરૂપાવસ્થિતિમાં રહેલા જીવન્મુક્તો સુખદુઃખના રસમાં કદી ડૂબતા નથી. પ્રસંગે કંઇ કાર્ય કરે છે તોપણુ તેમાં રાગદ્વેષ વિના પ્રવૃત્ત થાય છે. પ્રસંગે પાસે રહેનારાની પ્રેરણાથી પૂર્વાચારને બંધબેસતું કર્મ કરે છે. જેમ ઉંઘેલો માણુસ ઉઠે ત્યારે પોતાના નિત્યના નિયમ પ્રમાણે દેહયાત્રા કરે છે. તેમ સાધકદશાના ગુણુધર્મોની માત્ર મુક્તપુરુષ અનુવૃત્તિ કરે છે, આવી જ્ઞાનદશાને પ્રાપ્ત થયેલા પશુ યોનિમાં હોય અથવા મ્લેચ્છ યોનિમાં જન્મેલા હોય તોપણુ સદેહ છતાં વિદેહી સમજવા, કારણુ જ્ઞાન એ ગ્રંથિનો છુટકારો છે. જેને તેવી ગ્રંથિ છુટે તે મુક્ત સમજવો.[1]

જ્ઞાનાધિકારીને જ્ઞાનપ્રાપ્તિ થયા પછી જ્ઞાનનિષ્ઠ અવસ્થા પ્રાપ્ત થાય છે તે સમજ્યા પછી જ્ઞાનસામગ્રી કેવી રીતની સંપાદન કરવાની હોય છે તેનો વિચાર કરવો યોગ્ય છે. જ્ઞાનાધિકાર પ્રાપ્ત કરવા પહેલાંની વિવેકાદિ સાધનોનું વર્ણન આપી ગયું છે, પરંતુ બાલભાવે

(૧) મહોપનિષદ્.–૫ અધ્યાય.

વસ્તુસ્વરૂપ ગુરુશાસ્ત્રથી શી રીતે જાણવું તે બાબત ઉપનિષદ્નો શો અભિપ્રાય છે તે સમજવો જોઇએ. ઉપનિષદ્નું ખાસ મંતવ્ય છે કે બ્રહ્માત્માનુભવ પ્રત્યેક જીવાત્માએ સ્વતઃ મેળવવાનો છે, પરંતુ માર્ગદર્શક ગુરુની અપેક્ષા રાખવામાં આવી છે, અને આ માર્ગદર્શક ગુરુ માત્ર શાસ્ત્રરહસ્યને જાણનારો હોય તેટલાથી કાર્યસિદ્ધિ નથી, પરંતુ તે ઉપર કહેલી જ્ઞાનનિષ્ઠાની ચોથી, પાંચમી અથવા છઠ્ઠી ભૂમિકામાં સ્થિત થયેલો જોઇએ. આ કારણથી કેવલ શ્રોત્રિય એટલે શાસ્ત્રરહસ્યજ્ઞ નહિ, તેમ કેવલ સાતમી ભૂમિકાનો નિરુદ્ધ અવસ્થાવાળો બ્રહ્મનિષ્ઠ પણ નહિ, પરંતુ શ્રોત્રિય [1]બ્રહ્મનિષ્ઠ ગુરુના આશ્રયની જરૂર રહે છે. તેવા ગુરુ પાસે યોગ્ય જ્ઞાનાધિકારી આવે તો તેણે વસ્તુપ્રબોધ કરવો જોઇએ. આવા બ્રહ્મનિષ્ઠ પ્રબોધ કરનાર ગુરુમાં શિષ્યે બ્રહ્મબુદ્ધિ બાંધી ભક્તિયુક્ત ચિત્ત રાખી શ્રવણ કરવું જોઇએ; કારણ કે દેવમાં અને [2]ગુરુમાં સમાનભક્તિ રાખનાર શિષ્યનેજ ઉપનિષદ્ના અર્થો પ્રકાશિત થાય છે. પ્રેર્યબ્રહ્મ અથવા જીવચેતનને પ્રેરકબ્રહ્મ અથવા સ્વરૂપનો પ્રબોધ કરવામાં શબ્દને મુખ્ય સાધન માનવામાં આવ્યું છે. સ્વરૂપબોધક વાક્યને **મહાવાક્ય** કહે છે; તે મહાવાક્ય તરફ વાળનારાં વાક્યોને **અવાંતર વાક્ય** કહે છે. મહાવાક્યમાં ઉપનિષદ્નું મુખ્ય તાત્પર્ય હોય છે, અવાંતરવાક્યમાં ગૌણ તાત્પર્ય હોય છે. તાત્પર્ય નિર્ણય કરનારાં છ લિંગો હોય છે, એટલે છ પ્રકારનાં એકજ પ્રકરણમાં વાક્યો આવ્યાં હોય તે વડે છેવટનું શું કહેવાનું છે તેનો નિર્ણય થઇ શકે છે. પ્રત્યેક ઉપનિષદ્માં આ પ્રમાણે તાત્પર્ય નિર્ણય ગુરુએ શિષ્યને સમજાવવો પડે છે, અને તે સમજ્યા પછી મનન અને નિદિધ્યાસનનું કર્તવ્ય શિષ્યે કરવાનું હોય છે, અને સાક્ષાત્કાર થતાં સુધી મનન નિદિધ્યાસન એટલે પાંડિત્ય અને મૌન સેવવાનાં હોય છે.

(૧) મુ. I. ૧૨–૧૩; (૨) શ્વે. VI–૨૩.

૭ પ્રકારનાં તાત્પર્ય નિર્ણય કરાવનાર લિંગો આ પ્રમાણે છેઃ– (૧) ઉપક્રમ અને ઉપસંહારની એક વાકયતા, એટલે આરંભ અને અંતનું કહેવાનું એક પ્રકારનું જોઇએ; (૨) અપૂર્વતા એટલે જે વસ્તુનું સ્વરૂપ સમજાવવાનું છે તે લૌકિક પ્રત્યક્ષાદિ પ્રમાણથી સમજાય તેવું નથી, પરંતુ શબ્દગમ્ય હોય છે એટલે આ જાણવાનું તદ્દન નવુંજ હોય છે; (૩) અભ્યાસ એટલે ઝીણી વસ્તુ હોવાથી એકથી જાદેવાર તેનું રૂપાંતરે કથન કરવાનું હોય છે. આ અભ્યાસ અથવા પુનરાવૃત્તિ લૌકિક શાસ્ત્રમાં દોષરૂપ ગણાય, પરંતુ ગહન વિષયનું નિરૂપણ કરનાર અલૌકિક ઉપનિષદ્ શાસ્ત્રમાં તે ગુણરૂપ છે; (૪) વસ્તુના બોધમાં અભિરુચિ ઉત્પન્ન કરનારાં વાકયો તે અર્થવાદ. તે વાકયો પ્રસંગે સ્તુતિરૂપ હોય, પ્રસંગે નિંદારૂપ હોય, અથવા પ્રસંગે અવાંતર સિદ્ધાંતનાં બોધક પણ હોય, (૫) ઉપપત્તિ એટલે વસ્તુ શબ્દગમ્ય છતાં તર્કવડે તે વસ્તુ સાબીત થઈ શકે તેવી વિચારની પદ્ધતિ આવવી જોઇએ, (૬) અને છેવટે ફલનું પણ વર્ણન જોઇએ. કારણ કે અપૂર્વ વાતો કહેવાનું ઉપનિષદ્ શાસ્ત્ર નથી, પરંતુ જેને આ વસ્તુનો બોધ થાય તેને દુઃખની આત્યંતિકી નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે એવા પ્રકારના પ્રયોજનનું પ્રતિપાદન પણ જોઇએ.

ઋગ્વેદના ઐતરેય ઉપનિષદ્‌નું તાત્પર્ય આપણે ઉપરનાં ૭ લિંગો વડે તપાસી જોઇએ. આ ઉપનિષદ્‌નો આરંભ–" આ દેખાતા જગતમાં આત્મા પ્રથમ એકલો જ હતો, અને બીજું કંઇપણ સ્ફુરતું ન હતું. તેણે લોકને સરજું એવી ઇચ્છા કરી "–એવા વાકયથી છે. આ આત્મા " પ્રજ્ઞાન બ્રહ્મ " છે એટલે ચૈતન્ય સ્વભાવવાળી વસ્તુ છે–એવો ઉપનિષદ્‌નો અંત છે. આથી સમજાય છે કે આત્મા સ્વયં સંકલ્પ કરવાને સમર્થ છે, અને તે પૂર્ણ ચૈતન્ય અથવા બ્રહ્મ છે એવી આરંભ અને અંતની એકવાક્યતા થાય છે. પરંતુ આવો

આત્મા આપણા અનુભવમાં આવતો નથી, અને આપણે તો દેહમાં ક્રિયા કરતો અને ભોગ ભોગવતો આત્માજ જાણીએ છીએ. ઉપનિષદ્ કહે છે કે આ કર્તા ભોક્તા જણાતો જીવ સાચો આત્મા નથી, પરંતુ "આ દેહની મૂર્ધારૂપ સીમાને તોડી બ્રહ્મરંધ્રદ્વારથી અંતઃપ્રવિષ્ટ થયેલો તે ખરો આત્મા છે. આ બ્રહ્મરંધ્રનું દ્વાર ખરેખર આનંદ આપનારૂં સ્થાન છે. તેમાં રહેલો આત્મા ત્રણ વિશ્રામસ્થાનોનાં સુખને ભોગવે છે. આ જાગ્રત્કાળનું સ્થૂલ શરીરનું સ્થાન જેમાં સ્થૂલભોગ ભોગવે છે; આ સ્વપ્નકાળનું સૂક્ષ્મ શરીરનું સ્થાન જેમા રહી સૂક્ષ્મભોગ ભોગવે છે; અને આ સુષુપ્તિકાળનું શરીર જેમાં રહી મધુર કારણ ભોગ ભોગવે છે." આ પ્રકારના ઉપદેશ વડે દેખાતા કર્તા ભોક્તા આત્મા કરતાં કોઈ વિલક્ષણ અપૂર્વ સાક્ષી આત્મા અભિપ્રેત છે એમ સમજાવવામાં આવે છે. આ અપૂર્વતાનું લિંગ છે. પરંતુ આવો અપૂર્વ આત્મા એક પિંડમાં હોય તેથી તેની બ્રહ્મરૂપતા શી રીતે ગણાય? આ શંકાના નિવારણ અર્થે તે આત્માની અધ્યાત્મ અને અધિદૈવ કલાઓનું એકીકરણ કરી આત્મસ્વરૂપનો અભ્યાસ એટલે પુનરાવૃત્તિ કરવામાં આવે છે. પિંડની અંદર અને બ્રહ્માંડની અંદર વાણી અને અગ્નિ, પ્રાણ અને વાયુ, નેત્ર અને સૂર્ય, વિગેરે સમાનભાવવાળાં કેન્દ્રો છે, તે પ્રત્યેક સ્વતંત્ર ચેતન વ્યવહાર કરી શકે તેમ નથી, પરંતુ આ સમગ્ર જીવનવ્યવહાર જેમાં એક કેન્દ્રમાં આવે છે, અને જે સર્વ જ્ઞાનક્રિયાની ઇન્દ્રિયો ઉપર અધ્યક્ષપણું કરે છે તે આત્મા બ્રહ્મરંધ્રદ્વારા અંતઃપ્રવિષ્ટ ગણવામાં આવે છે. આ પ્રકારના કહેવાતા પ્રત્યેક ઇન્દ્રિય અને તેની દેવતાના વ્યાપારમાં ચૈતન્યનું સ્ફુરણ કરાવનારી વસ્તુ કંઈક જૂદી છે એવું અભ્યાસ વડે વારંવાર પ્રબોધવામાં આવે છે. પરંતુ પ્રશ્ન ઉભો થાય છે કે શા ઉપરથી જાણવું કે અધ્યક્ષચેતન તે તે ક્રિયા કરતા ઇન્દ્રિયવિજ્ઞાન અને મનોવિજ્ઞાનથી જૂદું છે. ઉપનિષદ્ ઉપપત્તિ

એટલે યુક્તિ બતાવે છે. "મારા વિના આ ઇન્દ્રિયવિજ્ઞાન અને મનોવિજ્ઞાન શું કરી શકે? જો વાણી બોલી શકે, શ્રોત્ર સાંભળી શકે, ત્વક્ સ્પર્શ કરી શકે, મન ધ્યાન કરી શકે, પ્રાણ અને અપાન નીચી ઉંચી ગતિ કરી શકે, અને ઉપસ્થ વિસર્જન કરી શકે ત્યારે "હું કોણ". મારા આ પિંડમાં અંતઃપ્રવેશ વિના આ એકતંત્ર વ્યાપાર ચાલે નહિ; માટે હું આ સર્વ ઇન્દ્રિયો અને મનના વ્યાપારનો નિયામક અધ્યક્ષ ચેતન છું, અને તે મૂર્ધદ્વારથી અંતઃપ્રવિષ્ટ છું. આ ઉપપત્તિ અથવા તર્કવાક્ય સમજવું. આવો અપૂર્વ અધ્યક્ષ આત્મા પિંડમાં અંતઃપ્રવિષ્ટ છે તો સર્વને કેમ સમજાતું નથી. આ પ્રશ્નના સમાધાનમાં અર્થવાદ વાક્યો આવે છે. આખ્યાયિકાના રૂપમાં ઉપનિષદ્ કહે છે કે ગાય, ઘોડા વિગેરે અનેક જાતનાં શરીરોમાં પોતાની પૂર્ણતા અનુભવવાનો આત્માએ પ્રયત્ન કર્યો પણ તે સફલ થયો નહિ તેથી તેણે મનુષ્યશરીરમાં એટલે પુરુષમાં પ્રવેશ કર્યો, અને તેમાં તે સર્વ દેવતાની સહાયક સામગ્રી સાથે પેઠો. અગ્નિ દેવની કલા મુખસ્થાનમાં વાણીરૂપે પેઠી, વાયુ પ્રાણના રૂપમાં નાસિકાસ્થાનમાં પેઠો, આદિત્ય ચક્ષુના રૂપમાં નેત્રમાં પેઠો, દિગ્દેવતા શ્રોત્રના રૂપમાં કાનમાં પેઠો, ઓષધિ વનસ્પતિઓ ત્વગ્ ઇન્દ્રિયમાં લોમસ્થાનમાં પેઠી, ચંદ્રમા મનના રૂપમાં હૃદયસ્થાનમાં પેઠો, મૃત્યુ અપાનનારૂપમાં નાભિમાં પેઠો, જલ રેતસ્ના રૂપમાં ઉપસ્થમાં પેઠું. આ બધું બહારની દૈવી સામગ્રી પુરુષના શરીરમાં પેઠી, પરંતુ અધ્યક્ષ ચેતનના અભાવે આ સર્વ ઇન્દ્રિયો અને મન દૈવી અંશવાળાં છતાં ક્ષુધાતૃષાથી પીડાવા લાગ્યાં, એટલે કે અપૂર્ણતાનું ભાન તેમને થયું. તેની પૂર્ણતા લાવનાર ઉપર કહેલો અધ્યક્ષ ચેતન પેઠો ત્યારે આ પુરુષ શરીર સુવ્યવસ્થિત ચાલ્યું–આ રીતે દેહમાં દેવતાઓનો વાસ ઇન્દ્રિયોમાં થયો એવો અર્થવાદ છે. આ પ્રમાણે "આત્મા પ્રજ્ઞાનઘન" છે એ મહાવાક્યનો સિદ્ધાંત કેવા ક્રમને

પ્રકટાવે છે તે બાબતનું વર્ણન કરતાં ઉપનિષદ્ કહે છે કે:–"આ પ્રમાણે પુરુષે એટલે જીવે પોતાના સ્વરૂપને સર્વત્ર બ્રહ્મરૂપે જોયું.[1] આ અનુભવ ગર્ભસ્થ વામદેવને જાગ્યો હતો, અને તેણે જોયું કે હું આ દેવોના અનેક જન્મોને ગર્ભમાં રહ્યા છતાં જોઇ શકું છું. મેં અનેક લોહપિંજર જેવાં શરીરોમાં પ્રવેશ કરી, જેમ ગરુડ વેગ વડે નાશ કરે તેમ આ બંધનોને તોડી નાંખ્યાં છે[2] આ પ્રજ્ઞાનાત્માને જાણી આ લોક છોડીને જે જાય છે તે સ્વરૂપના બોધક સ્વર્ગ લોકમાં સર્વ કામોને પ્રાપ્ત કરી અમૃત બને છે: ખરેખર અમૃત બને છે. આ અનુભવ[3] ખાત્રીવાળો છે. ૐ"

આવી જ રીતે ૭ પ્રકારના તાત્પર્ય લિંગવડે 'હું બ્રહ્મ છું'" [4]अहंब्रह्मास्मि એ યજુર્વેદનું મહાવાક્ય બૃહદારણ્યક ઉપનિષદમાં આવે છે તેનો પોતાના અભિમાનીમાં સાક્ષાત્કાર કરવો. વળી તેવીજ રીતે "પ્રજ્ઞાન બ્રહ્મ હું છું" એ ઉપરાંત તમે પ્રત્યેક શરીરી બ્રહ્મ છો એવા અનુભવનું દર્શાવનાર [5]तत्त्वमसि તું તે બ્રહ્મ છું–એ સામવેદનું છાન્દોગ્ય ઉપનિષદનું મહાવાક્ય તાત્પર્ય લિંગો વડે સમજી જાણવું, અને છેવટે અથર્વ વેદના માંડૂક્ય ઉપનિષદ્નું 'આ આત્મા બ્રહ્મ છે" [6]अयमात्माब्रह्म એમ સર્વત્ર આત્મા અને બ્રહ્મનું સામાનાધિકરણ્ય પ્રથવદ્દારા અનુભવવું.

શબ્દજન્ય આ બોધ ગુરુદ્વારા જ્ઞાનાધિકારીએ મેળવી આ બોધને સાધક બાધક યુક્તિઓથી મનનવડે દૃઢ કરવો, અને છેવટે બ્રહ્મસાક્ષાત્કાર ઉત્પન્ન કરનાર નિદિધ્યાસન વડે તે પૂર્ણભાવમાં જીવનકાળે સિદ્ધ કરવો.

આ બ્રહ્મસાક્ષાત્કાર કરાવનાર ગુરુપ્રતિનો ઉપકાર સર્વસ્વાર્પણ કર્યા વિના બીજો સંભવતો નથી એવું પણ ઉપનિષદ્ સૂચવે છે.

---

(१) ऐ. I. ३. १३; (२) ऐ. II. ५; (३) ए. III. ४. (४) बृ. I. IV. ९; (५) छा. VI. ८. १६; (६) मांडूक्य २;

યાજ્ઞવલ્ક્યદ્વારા યથાર્થ બ્રહ્મસ્વરૂપને જનકે જાણ્યું, ત્યારે અભય દીક્ષા આપી ગુરુ કહે છે: "હે જનક તું ખરેખર અભય પદમાં આવી ઠર્યો છું", જનકે ઉત્તરમાં કહ્યું—હે ભગવત્ આ અભય પદનો બોધ કરનાર આપને નમસ્કાર હો. આ સર્વ વિદેહનું રાજ્ય અને હું પોતે આપનો દાસ છું.[૧] "

---

(૧) બૃ. IV. ii. ૪.

## પ્રકરણ પંદરમું

## જીવાત્માની ગતિ

બ્રહ્મના તાત્ત્વિકજ્ઞાન વડે સદ્યોમુક્તિ અને બ્રહ્મની ઉપાસના વડે ક્રમમુક્તિ નામનાં ફલ મળે છે. ત્યારે તત્ત્વજ્ઞાન વિનાના અને ઇતર દેવતાની ઉપાસના કરનારાની, તથા કેવલ કર્મ કરનારાની કેવા પ્રકારની ગતિ થાય છે તે વિચારવાનું રહે છે. અત્ર સ્મરણ કરવાની જરૂર છે કે ઉપનિષદો વસ્તુતઃ બ્રહ્મરૂપ એકજ આત્માને માને છે. તોપણ ઉપાધિ વડે તેના ઇશ્વર અને જીવ એવા બે ભેદ પડે છે, અને તે બન્ને પદો સંસારી દશા અથવા વ્યવહાર દશા અજ્ઞાન અથવા અવિદ્યાને લીધે ટકી રહે ત્યાં સુધી વિદ્યમાન રહે છે. જેનું અજ્ઞાન નિવૃત્ત થાય અને બ્રહ્મજ્ઞાન જાગે તે બ્રહ્મભાવને અનુભવે, અને અન્ય જીવોને સંસાર જેવોને તેવો કાયમ રહે. ઉત્પન્ન થયેલા શરીરમાં બ્રહ્મરંધ્રની સુષુમ્ણા નાડીદ્વારથી કાર્યબ્રહ્મ એટલે જીવઘન હિરણ્યગર્ભ સાથે પ્રત્યેક શારીરાત્માનો સંબંધ હોય છે. તેવા નાડીના સંબંધનું સૂત્ર સંકોચવિકાસવાળું થાય છે. અત્યંત સંકોચવાળું થઇ દેહથી બીજ રૂપે છૂટું પડે ત્યારે મરણ અવસ્થા અને પુનઃ તે બીજ કોઇ નવા ઉત્પન્ન થતા શરીરના ક્ષેત્રમાં ગોઠવાઈ અંકુર કાઢે ત્યારે જન્મ અવસ્થા સમજવી. આવી જન્મ મરણની અવસ્થા ભોગવનાર આત્મા સાથે નિત્ય સંબંધ રાખનારો ઇશ્વરાત્મારૂપ એક સખા જોડાયલો રહે છે. આ વસ્તુનું સ્વરૂપ સમજાવનાર મૈત્રાયણી ઉપનિષદ્ કહે છે કેઃ—

(શિષ્યો પૂછે છે) હે ભગવન્ આપ કહો છો તેવું આત્માનો મહિમા હોય, અને અન્ય પર આત્મા હોય, તો એ કયો આત્મા

છે જે સારાં નઠારાં કર્મો વડે દબાયેલો, સારી નઠારી યોનિમાં પ્રકટ થઇ ઉંચી નીચી ગતિને મેળવે છે, તથા ક્ષુધા તૃષા, શોકમોહ વિગેરે દ્વંદ્વોથી હણાયેલો સંસારના ભ્રમમાં ભમે છે, તેવો આત્મા કયો ? ઉત્તરમાં શાકાયન ગુરુ કહે છે કે:—ખરેખર બીજો ભૂતાત્મા છે જે સારાં નઠારાં કર્મો વડે લેપાય છે, અને તેને લીધે સારી નઠારી યોનિમા પ્રવેશી ઉંચી નીચી ગતિને મેળવી ક્ષુધા તૃષાદિ દ્વંદ્વોથી હણાય છે અને સંસારભ્રમમાં પડે છે. તેનું વિશેષ સ્વરૂપ આ પ્રમાણે છે:—પાંચ તન્માત્રાઓ તે ભૂતશબ્દ વડે સમજવી; તેવીજ રીતે પંચમહાભૂત પણ ભૂત શબ્દ વડે કરીને સમજવાં. તેમનો જે સમુદાય તે શરીર સમજવું. હવે જે શરીર કહ્યું તેનુંજ નામ ભૂતાત્મા. પણ તેનો પણ કમળ ઉપર જેમ બિંદુ રહે તેવો આત્મા છે, જે પ્રકૃતિના ગુણો વડે હણાય છે, અને તેથી મોહ પામે છે, અને મોહ વડે પોતાના આત્મામા રહેલા કારયિતા પરમેશ્વરને અથવા ભગવાનને દેખતો નથી. ગુણોના ઓઘથી તૃપ્ત થયેલો, મેલો થયેલો, અસ્થિર અને ચંચલ, વિષયોમાં લોલુપતાવાળો, સ્પૃહાવાળો, વ્યગ્ર, અભિમાની બની હું અને મારૂં આ એવું માનતો પોતાની મેળે પોતાને બંધનમાં નાખી મૂકે છે. જેમ જાલમાં પંખી ફસાય તેમ કરેલાં કર્મનાં ફળમાં ફસાય છે અને સંસારના ભ્રમને ભોગવે છે. હવે અન્ય સ્થળે પણ કહ્યું છે કે જે કર્તા છે તે આ ભૂતાત્મા, અને તેનાં કરણો વડે કરાવનારો તે અંતઃપુરૂષ સમજવો. જેમ અગ્નિ વડે લોઢાનો ગોળો તેજોમય થઈ જાય, અને તેને ટીપવામાં આવે ત્યારે નાના આકારને ધારણ કરે છે તેમ ખરેખર આ ભૂતાત્મા અંતઃપુરૂષ વડે વ્યાપ્ત થયેલો સત્વાદિ ગુણોની હથોડીથી ટીપાતો નાનારૂપને ધારણ કરે છે. આ ત્રિગુણ, ચોરાશી લાખ યોનિના રૂપમાં પરિણામ પામેલું ભૂતોનું રૂપાંતર થયેલું સમજવું. નાના રૂપનું કારણ આ ભૂતત્રિગુણ છે. આ ભૂતમાં પલટાયેલું ત્રિગુણાત્મક દ્રવ્ય પુરૂષ વડે પ્રેરાયેલું, જેમ ચક્ર ચલાવનાર ચક્રને ગતિ પમાડે તેમ, ગતિ કર્યાંજ કરે છે. હવે

જેમ લોઢાનો પિંડ ઘડાય ત્યારે અગ્નિ જેમ ઘડાતો નથી અથવા ટીપાતો નથી, તેમ આ અંતઃપુરૂષ ઘડાતો નથી, માત્ર ભૂતાત્મા ત્રિગુણાત્મક દ્રવ્યનો બનેલો ઘડાય છે. બીજે સ્થાને પણ કહેવામાં આવ્યું છે કે આ શરીર મૈથુનથી ઉત્પન્ન થયેલું ચૈતન્ય વિનાનું નરક જેવું, મૂત્રદ્વારથી નીકળેલું, હાડકાથી પિંજરરૂપ બનેલું, માંસથી રચાયેલું, ચામડીથી ઢંકાયેલું, મલ, મૂત્ર, પિત્ત, કફ, મજ્જા, મેદ, વસા વિગેરે અનેક મળોથી ભરેલું કોશ જેવું થયેલું છે. આ ઉપરાંત અન્યત્ર કહ્યું છે કે મોહ, ભય, શોક, નિદ્રા, તંદ્રા, વણ, જરા, ખેદ, ક્ષુધા, પિપાસા, દીનત્વ, ક્રોધ, નાસ્તિક્ય, અજ્ઞાન, માત્સર્ય, ક્રૂરતા, મૂઢતા, નિર્લજ્જતા, કૃતઘ્નતા, ઉદ્ધતપણું, વિષમતા વિગેરે તામસ, ભાવો વડે ભરેલો, તથા તૃષ્ણા, સ્નેહ, રાગ, લોભ, ક્રુર અને કોમળ એવા મિશ્ર ભાવની દષ્ટિ, ઈર્ષા, કામ, અદ્રઢતા, ચંચલતા, અનિષ્ટ પદાર્થોને ત્યજવાનો વેગ, ઇષ્ટ પદાર્થને મેળવવાનો વેગ, મિત્રોને અનુકૂલ થવાનો વેગ, પરિગ્રહ કરવાનો વેગ, અનિષ્ટ વિષયો પ્રતિ દ્વેષ, ઇષ્ટ વિષયોમાં રાગ વિગેરે રાજસ ભાવોથી ભરેલો આ ભૂતાત્મા દખાય છે, તેથી નાના રૂપોને તે ધારણ કરે છે.[૧]"

ઉપરના ઉતારાથી સમજાશે કે અંતઃપુરૂષ અવિકૃત તત્વ છે, અને ભૂતાત્મા વિકૃત વસ્તુ છે. આ વિકૃતિઓ દેહરૂપ સંઘાતમાં કર્માનુસાર ગોઠવાઇ જાય છે. તેમાં એક સ્થૂલ પંચભૂતનો વિકાર છે અને બીજો સૂક્ષ્મ મનોમય વિકાર છે. સ્થૂલ વિકારનું નામ કાર્ય અથવા અન્નમયકોશ છે; સૂક્ષ્મ વિકારનું નામ કરણ સમૂહ અથવા પ્રાણમય, મનોમય, અને વિજ્ઞાનમય કોશો છે. આ ત્રણ કોશને લિંગાત્મા પણ કહે છે, અને તે બીજરૂપ છે, જ્યારે સ્થૂલ અન્નમયકોશ અંકુર સ્થાને છે આ બન્ને ભૂતાત્મા છે, બન્ને વિકારી છે, અને બન્ને નાના રૂપને ધારણ કરે છે. આ બન્નેનો પ્રેરક અંતઃપુરૂષ છે.

(૧) मैत्रायणी प्र. ३

મનુષ્ય પ્રાણીના સ્થૂલ દેહ ઉપરાંત કોઇ સૂક્ષ્મ રૂપ મરણ પછી રહે છે, અને તે જન્માંતર અથવા લોકાંતરના સંબંધમાં આવે છે. આ મંતવ્ય પશ્ચિમના વિચારકો કહે છે કે ઉપનિષદોમાં નવું ઉત્પન્ન થયું છે પરન્તુ આ સમજણ ભૂલભરેલી છે. જન્માંતરની પ્રક્રિયા એ ખરી રીતે કર્મકાંડની ચર્ચાનો ખાસ વિષય નથી, પરન્તુ સ્વર્ગાદિ લોકમાં કર્મના ફલરૂપે જવાનું થાય છે, અને પાપના ફલરૂપે નારકી યોનિમાં જવાનું થાય છે. આ વિચાર લગભગ ઋગ્વેદની સંહિતા જેટલો પુરાણો છે. ઋગ્વેદના ૧૦ મા મંડલના ૫૮ મા સૂક્તમાં એવી આખ્યાયિકા સમાયેલી છે કે સનાતિ રાજાનો પુરોહિત સુબંધુ અભિચાર કરનાર વિરોધી બ્રાહ્મણોના કર્મ વડે મરી ગયો, તેનુ પુનર્જીવન કરવા તેના બન્ધુ, શ્રી બન્ધુ અને વિપ્રબન્ધુ એ ત્રણે ભાઈઓએ સુબન્ધુના લોકોત્તરમાં ગતિ કરી ગયેલા મનને—એટલે જીવનવાહક ઉપાધિને—યાંત્રિક પ્રયોગ વડે આ ભૂલોકમાં પાછું આણ્યું. આ સૂત્રના મંત્રોમાં કહે છે કેઃ—હે સુબન્ધુ, તારૂં મન જે એકત્ર અવસ્થામાં હતું તે વિખરાઈ ગયું જણાય છે. તે મન યમરાજાના લોકમાં પ્રવેશ કરી ગયું હોય ત્યાંથી અમે આ લોકમાં દીર્ઘજીવન સારૂ પાછું લાવીએ છીએ. તારૂં મન જો સ્વર્ગ લોકમાં હોય, અથવા પૃથ્વીના કોઇ પ્રદેશમાં હોય, અથવા ચાર દિશાના કોઇપણ ગોલકમાં હોય, અથવા ચાર કોણના કોઇ લોકમાં હોય, અથવા સમુદ્રમાં લય પામ્યું હોય, અથવા સૂર્યના કિરણોમાં લીન થયું હોય, અથવા વનસ્પતિવર્ગમાં પ્રવેશ પામ્યું હોય, અથવા સૂર્યમંડલમાં, અથવા ઉષાદેવીના સ્થાનમાં ગયું હોય, અથવા મોટા પર્વતોમાં અંતર્ગત થયું હોય, અથવા વિશ્વના કોઇપણ ભાગમાં શમ્યું હોય ત્યાંથી અમે તેને પાછું આકર્ષી આ લોકમાં દીર્ઘજીવન સારૂ પાછું લાવીએ છીએ. ટુંકામાં તારૂં મન ભૂત અથવા ભાવિ કોઇ પણ પદાર્થમાં સંલગ્ન હોય ત્યાંથી પાછું લાવીએ છીએ."

આ ઉતારાથી સ્પષ્ટ સમજાય છે કે ઋગ્વેદના સંહિતા કાળમાં પણ મરેલા પુરુષનો અત્યંતાભાવ થતો નથી, પરંતુ તેનો મન નામનો

ઉપાધિ શેષ રહે છે, અને તે લોકલોકાંતરમાં નવા રૂપમાં પ્રવેશ પામે છે, એવું લોકમંતવ્ય હતું; અને તે મંતવ્યનો વિકાસ જ ઉપનિષદોમાં જન્માંતર પ્રક્રિયામાં થયો જણાય છે.

વળી દેવયાન અને પિતૃયાન-અર્ચિમાર્ગ અને ધૂમમાર્ગ-અપુનરાવૃત્તિવાળી ગતિ અને પુનરાવૃત્તિવાળી ગતિનાં બીજકો ઋગ્વેદમાં સિદ્ધ થઇ ચૂકયાં હતાં. ઋગ્વેદ (૧૦ મંડલ, ૮૮ સૂ) માં વૈશ્વાનર અગ્નિમાં સમષ્ટિના આત્મા છે એવી ભાવના દૃઢ કરી છે, અને તે વૈશ્વાનર અગ્નિ દ્યાવાપૃથ્વીમાં એટલે સ્વર્લોક અને મૃત્યુલોકમાં અનેક રૂપે વ્યાપી રહ્યો છે, નીચેના લોકમાં તે અગ્નિ કહેવાય છે અને ઊર્ધ્વ લોકમાં તે સૂર્ય કહેવાય છે—એવું વર્ણન કર્યા પછી મંત્ર કહે છે કેઃ—

"અમે પિતૃઓની, દેવોની, અને મનુષ્યોની બે ગતિના માર્ગો છે એવું સાંભળ્યું છે. એકને દેવયાન અને બીજાને પિતૃયાન કહે છે. દ્યાવાપૃથ્વીના અંતરાલમાં જે કંઇ સરકાર પામેલું સચેતન છે તે વિશ્વ આ બે માર્ગે આવ જા કરે છે. એક ગતિ પિતાની છે, અને બીજી ગતિ માતાની છે પિતાના રૂપમાં ગતિ તે પાલકની છે, માતાના રૂપમાં ગતિ તે ધારકપણાની છે. દ્યુલોક પિતૃસ્થાને છે, પૃથ્વીલોક માતૃસ્થાને છે. આ બેના સંશ્લેષમાં પ્રાણીઓની ગતિ આગતિ થયાં જ કરે છે."

આ મંત્રને *સ્રુતી અશૃણવં...* પંચાગ્નિ વિદ્યાના પ્રકરણમાં બૃહદારણ્યક ઉપનિષદ્‌મા (બૃ. આ.ઉ. ૬-૨-૨) આધારરૂપે લેવામાં આવ્યો છે, અને તે ઔપનિષદ બે માર્ગોનો સ્વીકાર, ભગવદ્‌ગીતામાં આઠમા અધ્યાયના શ્લોક ૨૩-૨૮ માં કરવામાં આવ્યો છે.

*જેઓ વેદપ્રતિપાદિત કર્મ કરી સ્વર્ગાદિની અભિલાષાવાળા* હોય અથવા સ્માર્તકર્મો કરી આ લોકનાં સુખની વાસનાવાળા હોય તેમની ગતિનો ક્રમ-૧ ધૂમ, ૨ રાત્રિ, ૩ કૃષ્ણપક્ષ, ૪ દક્ષિણાયન,

૫ પિતૃલોક, ૬ સંવત્સર, અને ૭ ચંદ્રમા આ રીતે આઠ પર્વમાં પહોંચાયેલો છે. આ પર્વનાં નામોથી એમ સમજવાનું નથી કે પ્રત્યક્ષ ધૂમ વિગેરેમાં જીવોની ઉપાધિ શમતી હશે. પરંતુ ધૂમાદિ તે તે સંજ્ઞાવાળા આતિવાહિક દેવો છે, અને ધૂમાદિ ભૌતિક પદાર્થો ઉપરના અભિમાનીઓ છે. જેઓ બ્રહ્મની ઉપાસના કરનારા છે, અથવા દેહોત્પત્તિમાં સમાયેલા નિયમોના રહસ્યને જાણી પરિણામે ઉર્ધ્વરેતસ્ત્વ ધારણ કરવાની વાસનાને સેવનારા છે તેમની ગતિનો ક્રમઃ—

૧ અર્ચિ (તેજ). ૨ દિવસ, ૩ શુક્લપક્ષ, ૪ ઉત્તરાયણ, ૫ સંવત્સર, ૬ દેવલોક, ૭ વાયુલોક, ૮ આદિત્ય, ૯ વીજળી, ૧૦ વરુણલોક, ૧૧ ચંદ્રમા, પર્યંત ગયા પછી કોઇ અમાનવ પુરુષ અથવા દૈવીસત્તા જીવને બ્રહ્મલોકમાં લઈ *જાય છે.

આ ક્રમમાં પણ અર્ચિરાદિ સંજ્ઞાઓ તે તે ભૌતિક પદાર્થોના અભિમાની દેવતાને લગતી છે તે ધ્યાનમા રાખવાની જરૂર છે. આ સમજણ વિના આ પ્રક્રિયા કાં તો અસ્પષ્ટ રહે એમ છે અથવા અવળા નિશ્ચયને પ્રકટ કરે છે.

કર્મ વડે એટલે સમજણ વિનાનાં શાસ્ત્રીય પુણ્ય કર્મ વડે અવિદ્યાવાળી એટલે અંધારામાં જીવની ગતિ થાય છે, અને તે ગતિ તેને ચંદ્રલોકપર્યંત લઇ જાય છે. ત્યાં કર્મનાં શુભ ફલનો ભોગ જીવને મળે છે, અને તે કર્મનું ફલ પ્રાપ્ત થઇ રહ્યા પછી પ્રાચીન અનેક જન્મનાં જે કર્મો વિપાક પામ્યાં હોય તેને અનુસાર ભૂલોકમાં શુભાશુભ યોનિમાં પ્રાણીનો જન્મ થાય છે.

ઉપાસના વડે એટલે સરહસ્ય ધ્યાનયોગ વડે વિદ્યાવાળી એટલે પ્રકાશમાં જીવની ગતિ થાય છે, અને તે ગતિ ચંદ્રલોકમાં આવી

---

* આ ક્રમમાં આંક ૬, ૭, ૧૦ ના લોકોનો ઉલ્લેખ कौषीतकी વર્ગમાં વધારાના આપ્યા છે. બાકીનાં પર્વો છાન્દોગ્ય તથા બૃહદારણ્યકનાં સમાન છે. ( छा. प्र. ૨-૧૦ ) ( बृ. उ. ૬-૨ )

'અટકતી નથી.' પરંતુ ત્યાંથી ઉર્ધ્વ બ્રહ્મલોકમાં ખેંચી જાય છે. 'અવિદ્યામય કર્મ વડે અથવા વિદ્યામય ઉપાસના વડે અંધારાના અને અજવાળાના નિરાળા માર્ગો ચંદ્રલોકમાં એકત્ર થાય છે, અને ત્યાં પિતૃયાન અટકે છે, અને દેવયાનનો આગળ માર્ગ સૂર્યભેદી થાય છે. દેવયાનના માર્ગે પુનરાવૃત્તિ થતી નથી, પરંતુ કાર્યબ્રહ્મ સાથે સામીપ્ય, સારૂપ્ય, સાયુજ્ય વિગેરે ક્રમ મોક્ષના ક્રમ ઉઘડે છે, અને છેવટે કાર્ય બ્રહ્મ સાથે કલ્પના અવધિએ કૈવલ્ય પ્રાપ્ત થાય છે. પિતૃયાનના માર્ગની ગતિ પુનરાવૃત્તિવાળી છે એટલે પુણ્યકર્મનો ક્ષય થતાં જે ક્રમે ઉર્ધ્વગતિ થઈ તેથી ઉલટા ક્રમે નીચી ગતિ થાય છે, અને કર્મના અનુશય અથવા અવશેષ પ્રમાણે શુભાશુભ યોનિવાળા સ્થાનમાં ગમે તે માતાપિતાને નિમિત્ત કરી ભૂતમાત્રામાં પ્રવેશ કરી જન્માંતરનું નવું નાટક શરૂ થાય છે.[1]

કર્મ અને ઉપાસનાનાં ફલોનો વિચાર કરી આ બે યાનની ગતિ વર્ણવવામાં આવી છે, પરંતુ તે ઉપરાંત જેઓ પુણ્યકર્મનો સંચય જ કરી શકતા નથી તેઓ સામાન્ય જંતુરૂપે પૃથ્વીમાં ધારાવાહી જન્મપરંપરાને પામે છે, એટલે કે તેવા જીવોને ઉંચા લોકમાં વિરામસુખ લેવાનો અવકાશ જ રહેતો નથી, પરંતુ તેમની પ્રાણાદિ સૂક્ષ્મશરીરની જ્યોત મરણની ક્ષણે નવા સ્થૂલ દેહના સંબંધમાં આવી જૂના સ્થૂલને ત્યજે છે; જેમ કોઇ ચોમાસાનો લીલો કીડો એક ઘાસના તૃણ ઉપરથી બીજા તૃણ ઉપર જવા લંબાય છે, અને નવાનો આશ્રય મળતાં જૂનાને ત્યજે છે, તેમ ક્ષુદ્ર જીવની તેજોમયી ઉપાધિ અન્ય સ્થૂલને વળગી જૂનામાં મરણરૂપ પરિણામને પ્રકટાવે છે.[2]

આ ઉપરાંત જે જીવો પાપપ્રધાન જીવન ગાળે છે તેઓને નારકીગતિ પ્રાપ્ત થાય છે, અને જેમ પિતૃયાનમાં પુણ્યનું સુખરૂપ ફલ મળે છે, તેમ આ નારકી ગતિમાં પાપનું દુઃખ રૂપ ફલ પણ

૧ का. ५-७. (२) बृ. उ. ८,८,८,५

મળે છે. આ પાપ ફલના સંબંધમાં વેદનાની પ્રતીતિ થાય તેવી રીતે, અને મૂર્છા વિગેરે થયા વિના યાતના ભોગવાય એવી યોજના સ્વીકારવામાં આવી છે.

આ પ્રમાણે પિતૃયાન અને દેવયાનની શુભ કર્મ અને ઉપાસના કરનારની ગતિઓ, પુણ્ય સંચય વિનાની ક્ષુદ્ર જંતુની ગતિ, અને પાપપ્રધાન કર્મ કરનારની નારકી ગતિ-એ રીતે ચાર ગતિનો સ્વીકાર કરવામાં આવે છે.

જેઓને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું છે એવા મનુષ્યને આમાંની કોઇ પણ ગતિનો સ્પર્શ થતો નથી. તેના પ્રાણો ઉત્ક્રાંતિને (૧) પામતા નથી, પરંતુ જીવનના અવધિએ અત્રે જ પોતપોતાની પ્રકૃતિમાં શમી જાય છે, અને જીવનું અધ્યક્ષ ચેતન કારણ બ્રહ્મમાં શમી જાય છે, જેઓ બ્રહ્મજ્ઞાન સાથે વર્તમાન સૃષ્ટિના વ્યવસ્થાપક ઈશ્વરના સંકેતને અનુસાર આધિકારિક પદ ઉપર હોય છે એટલે દેવાદિ યોનિમાં નિયામક હોય છે તેઓ તે સંકેતના અંત સુધી દેહ ધારણ કરી શકે છે, પરંતુ તે દેહોનું ધારણ કરવું તે કર્મના સિદ્ધાંતને અનુસાર પરવશતાથી અમુક યોનિમાં જન્મવા રૂપ હોતું નથી, પરંતુ સ્વેચ્છાથી ઇષ્ટ દેહ તથા ઇન્દ્રિયસમૂહને નિર્માણ શક્તિ વડે મેળવવા રૂપ હોય છે એટલે તેમના મોક્ષ સુખને વ્યવધાન કરી આવતું (૨) નથી.

---

(૧) बृ. उ. ८-८-२; (२) बृ. उ. ४-४-६
(२) ब्र. सू. ३-३-३२

# પ્રકરણ સોળમું

## ઉપનિષદો અને સાંખ્યયોગ.

ઉપનિષદોની અંતઃ પરીક્ષા કર્યા પછી ઇતર સાહિત્ય ઉપર તેની શી અસર થઈ છે તે વિચારવાનું પ્રાપ્ત થાય છે. ઉપનિષદોમાં પ્રવર્તતા નિર્ગુણ બ્રહ્મ, સગુણ બ્રહ્મ અથવા ઈશ્વર, જીવ, જગત્ વિગેરેને લગતા વિચારોએ સ્વતંત્ર દર્શનનું અથવા શાસ્ત્રનું રૂપ પકડ્યું જણાતું નથી. ઉપનિષદોમાં ધર્મ અને જ્ઞાનની પ્રક્રિયાઓનું પુનઃ નવું સ્થાપન છે. પરંતુ આ પુનરુત્થાન પ્રાચીન વેદના કર્મકાંડને કેવળ કાપી નાંખી નવી પ્રક્રિયા રજુ કરવા રૂપ નથી. પરંતુ જૂના કર્મકાંડના ગ્રાહ્ય અંશને ચિત્તશોધનમાં ઉપયોગમાં લઇ તેના ઉપર ઉપાસના એટલે દેવતા જ્ઞાન અને તત્ત્વજ્ઞાનની ઘટના કરવાનો તેમાં પ્રયત્ન છે પ્રાચીન વેદના કર્મકાંડ સાથેનો આ સંબંધ જળવાયાથી વેદના અત્યંત વિરોધી જેવા જણાતા ભાગોને એકવાક્યતામાં લાવી મૂકવાનો મીમાંસકોનો પ્રયત્ન પાછળથી થયો છે. વેદના સાહિત્યનું પૂર્વ અને અપર ભાગનું વિરોધીપણું કેટલાક અરણ્યવાસી તપસ્વીઓને અને યતિઓને બલવાન લાગ્યું, અને આ વિરોધની વ્યવસ્થા ન કરતાં સ્વતંત્ર અનુભવ અને તર્ક ઉપર ધર્મ અને તત્ત્વના નિશ્ચયો બાંધવાના અનેક પ્રયત્નો બુદ્ધપૂર્વભાવિ સમયમાં થયા છે, પણ તેમાંની બે શાખાઓ જૈન અને બૌદ્ધ સંપ્રદાયની હાલ જીવંત છે. અન્ય સંપ્રદાયો કાળે કરીને લોપ પામ્યા છે. ઉપનિષદોના સાહિત્યમાં આપણને આવા અનેક સ્વતંત્ર વિચારકોના બીજકો મળી આવે છે.

સૌથી પ્રથમ વિચારસ્વાતંત્ર્યને જણાવનાર અને લગભગ મંત્ર સંહિતાનો સમયમાં પણ પોતાના વિચારોનો પ્રભાવ પાડનાર મુનિ કપિલ હતા. આ કપિલાચાર્ય સાચી ઐતિહાસિક વ્યક્તિ હતી કે,

તેના હિરણ્યગર્ભનું નામાંતર છે તે વિવાદનો વિષય છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં (૫. ૨.)માં આદ્ય ઋષિ કપિલનું વર્ણન આવે છે. ત્યાં તેને ઇશ્વરના અંશરૂપે વર્ણવ્યા છે. મંત્રાર્થ એવો છે કેઃ— "જે પરમેશ્વર જૂદી જૂદી યોનિને નિયંત્રિત કરે છે, અને જાતિનું નિર્માણ કરે છે, તથા જે અદ્વિતીય પરમેશ્વર સર્વ રૂપોમાં એટલે વ્યક્તિઓમાં, અને સર્વ યોનિમાં એટલે જાતિમાં પ્રવેશ પામે છે, તથા જે પરમેશ્વર આદ્ય પ્રકટ થયેલા ઋષિ કપિલને જ્ઞાન વડે ભરે છે તે પરમાત્માના પ્રકટ થતા રૂપનું દર્શન કરવું." આ મંત્રની પહેલાં તેવા જ ભાવનું વાક્ય (શ્વે. ૪. ૧૨) આવે છે. તેમાં કહે છે કે "જે વિશ્વના અધિપતિ મહર્ષિ રુદ્ર દેવોની ઉત્પત્તિના તથા વિકાસના કારણ છે, અને જે પ્રકટ થતા હિરણ્યગર્ભને જ્ઞાન દૃષ્ટિથી જુઓ એવી આજ્ઞા કરે છે તે રુદ્ર અમને શુભ બુદ્ધિ વડે સંયુક્ત કરો." આ વાક્યોનો પરસ્પર સંબંધ વિચારી જોતાં જણાય છે કે અગ્નિદેવ પિંગલવર્ણવાળા છે, અને જે હિરણ્યગર્ભ એટલે સૂક્ષ્મ શરીરના અભિમાનીનું બાહ્ય રૂપ છે તેને કપિલ એવી સંજ્ઞા લગાડી છે, અને તેને ઋષિ શબ્દથી પ્રબોધ્યા છે. પરમેશ્વરને પોતાને એકર્ષિ એવી સંજ્ઞા ઇશાવાસ્યમાં આપવામાં આવી છે. પરમેશ્વરની ગુણમૂર્તિ રૂપ રુદ્ર, અને તેનાથી પ્રકટ થતા એટલે દૃષ્ટિપાતથી અભિવ્યક્ત થતા હિરણ્ય ગર્ભ—પ્રજાપતિ—તે આદ્ય વિદ્વાન્ કપિલ ગણાયા છે. યોગસૂત્ર ઉપરના (પા. ૧; સૂત્ર ૨૬) ભાષ્યમાં એક પ્રાચીન વાક્ય પંચશિખનું ઉદ્ધૃત કરવામાં આવ્યું છે, અને ત્યાં "આદિ વિદ્વાને સ્વેચ્છાથી શુદ્ધ સત્ત્વમય ચિત્તને નિર્માણ કરી, તેના ઉપર સ્વામિત્વ સંપાદન કરી, કરુણાથી તે ભગવાન્ પરમ ઋષિએ જિજ્ઞાસુ આસુરિને આ સાંખ્ય તંત્ર કહ્યું." આ વચનથી સ્પષ્ટ અનુમાન જાય છે કે સાંખ્ય તત્ત્વજ્ઞાનના આદ્ય પ્રવર્તકમાં નિર્માણકાયાની શક્તિ હતી, અને તેઓ શુદ્ધ સત્ત્વમય ચિત્ત મેળવી આવિર્ભાવ પામ્યા હતા. આ વિચાર ઉપનિષદ્‌ના

હિરણ્યગર્ભ સાથેના કપિલના અભેદારોપને વિશેષ ટેકો આપે છે. આ હિરણ્યગર્ભનાં સૂત્રો ઋગ્વેદ સંહિતામાં છે. ઋગ્વેદ મંડલ ૧૦-૧૨૧ સુક્તમાં હિરણ્યગર્ભનાં રૂપ, ગુણ અને કર્મનું વર્ણન છે, પરંતુ તે દેવને મંત્રદ્રષ્ટા "કયા દેવને" कस्मै-એમ અગમ્ય દેવ રૂપે વર્ણવે છે. હિરણ્યગર્ભ અથવા પિંગલ વર્ણવાળા કપિલ ઋષિને-ભુવનના સાર રૂપે ઋગ્વેદ ૧૦-૧૬૮ માં વર્ણવ્યા છે. પ્રથમજન્મેલા, વિશ્વની જલરૂપ ધાતુના પરમ મિત્ર, દેવોના આત્મા, અને ભુવન મંડલના ગર્ભરૂપ એક દેવ આ સંસારમાં સર્વત્ર વિચરે છે. પાછળથી આ હિરણ્યગર્ભ-કપિલ-સાથે સાંખ્યના મહત્ તત્ત્વનો અભેદ થઈ તે તત્ત્વના અધ્યક્ષ પુરુષને હિરણ્યગર્ભ સંજ્ઞા મળી છે. જગત્કારણ વસ્તુના સ્વરૂપ સંબંધમાં અનેક વિચારોના ભેદો ઉપનિષદોના આરંભ પૂર્વે થયા જણાય છે. અઘમર્ષણ ઋષિ (ઋ. ૧-૧૦; ૨. ૩૭) કાલતત્ત્વવાદી છે; પ્રજાપતિ પરમેષ્ઠી (ઋ. ૧૦-૧૨૯) પ્રકૃતિકારણ વાદી છે; બ્રહ્મણસ્પતિ (ઋ૨૦-૭૨) અદિતિ નામની દૈવી શક્તિના હીમાયતી છે; અનિલ (ઋ ૧૦-૧૬૮) પ્રાણવાદી છે; દીર્ઘતમસ્ (ઋ ૧-૧૬૦-૬;૪-૪-૧૩;૮-૯૧૦) એક सद् બ્રહ્મવાદી છે; નારાયણ (ઋ ૧૦-૯૦) વિશ્વયજ્ઞવાદી છે; વિશ્વકર્મા (ઋ ૧૦-૮૧) વિશ્વની સ્થૂલ રચનાના દળને (લાકડા) વિચારે છે, અને છેવટે મહીદાસ ઐતરેય (ऐ. आ. २-१-२; ३ १-२-६-७) તથા छान्दोग्य ३ १६-६) મૂલ અજ્ઞાનવાદ, વિજ્ઞાનવાદ, જલ (आपः) કારણવાદ વિગેરે અનેક સંભાવનાઓ ઉભી કરી છેવટે પ્રજ્ઞા અને પ્રાણના યોગ વડે જીવનતત્ત્વનો ખુલાસો કરે છે. આ અનેક વિચારોની વ્યવસ્થા કરનારું સાંખ્યદર્શન શ્રૌતસમયમાં સેશ્વરવાદી ઝાંખા રૂપનું ઘડાઇ ચૂક્યું હતું, અને આ ઈશ્વર અથવા પ્રેરક પુરુષને અધીન અવ્યક્ત અથવા અક્ષર અથવા પ્રકૃતિ છે—એવા નિશ્ચયને ધારણ કરવાવાળું સાંખ્ય પ્રાચીન ઉપનિષદોમાં જડે છે. પ્રકૃતિ-પુરુષના દ્વૈતને પ્રાધાન્ય આપનારૂં અને પુરુષમાં માત્ર ચિતિશક્તિ, અને પ્રકૃતિમાં

માત્ર ક્રિયાશક્તિ રહેલી છે, અને પુરુષો અથવા જીવો અનેક છે અને તેમની પીઠમાં અંતર્યામી કોઇ પુરુષોત્તમ અથવા પુરુષ-વિશેષ બીલકુલ નથી એવું નિરીશ્વર સાંખ્ય ઉપનિષદ્ સમયમાં ન હતું, અને તેવા સાંખ્યને ઉપનિષદ્‌માં સ્થાન નથી એવો આગ્રહ બ્રહ્મવાદીનો હતો, અને બ્રહ્મસૂત્રમાં જે મુખ્ય વિરોધ સાંખ્યનો કર્યો તે પાછળના નિરીશ્વર સાંખ્યને લગતો છેઃ બાકી અમુક પ્રકારની સાંખ્ય એટલે તત્ત્વગણનાની પદ્ધતિ અને યોગ એટલે તે તત્ત્વોમાં તથા તત્ત્વોના છેવટના નિયામક પુરુષવિશેષમાં પ્રણિધાન અથવા અભિધ્યાન કરવાના મુદ્દા ઉપનિષદોમાં સ્પષ્ટ સ્વીકારાયા જણાય છે. આ કારણથી કાઠક ઉપનિષદ્‌માં, મૈત્રાયણી ઉપનિષદ્‌માં, શ્વેતાશ્વતરમાં સાંખ્યદર્શનની અવ્યક્ત, મહત્, યોનિ, લિંગ, સત્ત્વ, રજસ્, તમસ, પ્રધાન, અજા પુરુષ વિગેરે પરિભાષા શી રીતે પેઠી તેનો ખુલાસો થઇ શકે છે. ટુંકામાં ઉપનિષદ્ સમયમાં સાંખ્ય-યોગ હતા, પરંતુ તે બ્રહ્મવાદને બંધબેસતા રૂપના તથા અદ્વૈતવાદને ટેકો આપનારા હતા. આસુરિ (પ્રસિદ્ધ સાંખ્યાચાર્ય) તથા વાર્ષગણ્ય પંચ-શિખ[1] શુકલ યજુર્વેદના ઋષિ છે. પાછળના નિરીશ્વર સાંખ્યદર્શનની ખીલવણી બુદ્ધપશ્ચાદ્‌ભાવી છે. ભગવાન્ ગૌતમબુદ્ધના જીવન સમયે (ઇ. સ. પૂર્વે ૫૬૩–૪૮૩) સાંખ્યમતની જબરી અસર હતી. તેમની જન્મભૂમિનું નામ તે સાંખ્યાચાર્ય કપિલના નામ ઉપર રચાયેલું હતું. તેનું નામ કપિલવાસ્તુ હતું. પ્રાચીન કાળમાં ગૌતમના પૂર્વજો–શાક્યો તોફાની હતા. તેમણે તપોવનમાં અત્યાચાર કરેલો તેથી કપિલમુનિ સ્થાન ત્યજી હિમાચલના ઉંચા પ્રદેશમાં રીસાઈ ચાલ્યા ગયા. ત્યારે શાક્ય વૃદ્ધોએ તેમની પ્રાર્થના કરી, તેથી અનુગ્રહ કરી પોતાના કમંડલુની ધારા જ્યાં સુધી પડે ત્યાંસુધીની ભૂમિ પવિત્ર સમજી નગરી વસાવજો, અને ત્યાં ભાવિ બુદ્ધ થશે એવો વર આપી કપિલમુનિ ચાલ્યા ગયા. આ પ્રમાણે જે નગરી વસાવવામાં આવી તે કપિલ

(૧) જુઓ, શૃ. ઉ. ૬–૫–૨–૪

વાસ્તુ કહેવાઇ. તે શાક્યોના વંશમાં સિદ્ધાર્થ ગૌતમ કેટલીક પેઢીએ જન્મ્યા. તેમના પ્રથમ વિદ્યાગુરૂ આરાડકાલામ અને ઉદ્રક રામપુત્ર સાંખ્ય વિચારક અને યોગી હતા.[૨] તેમની પાસેથી ધ્યાનયોગ મેળવ્યા છતાં તત્ત્વનિશ્ચય ન થવાથી ગૌતમે આગળ પ્રયાણ કરી છેવટે સમ્યક્ સંબોધિ બુદ્ધગયામાં મેળવી, અને પાછા વળતાં પોતાના પ્રથમ ગુરૂઓ પાસે ગયા, પણ તે સમયે તે ગુજરી ગયેલા જણાયા. ત્યાર પછી તેમણે કાશીમાં આવી ધર્મચક્ર પ્રવર્ત્તન કર્યું. [આ ધર્મ-શાસનનો પાયો ચાર આર્યસત્યોમાં છે એટલે દુઃખ સત્ય, દુઃખસમુદય સત્ય, નિરોધ સત્ય, અને માર્ગ સત્ય—એ ચાર બૌદ્ધ આર્ય સત્યો સાંખ્યના, હેય, હેયહેતુ, હાન, અને હાનોપાય (૩)—એ ચાર સિદ્ધાંત સાથે મળતા છે.] આ ઉપરાંત ગૌતમબુદ્ધના સમકાલીન વૃદ્ધ પૂર્ણ કાશ્યપ અથવા પુરાણકાશ્યપ (ઈ. સ. પૂ. ૫૭૨) આરૂઢ સાંખ્ય યોગી હતા. તેમણે ગૌતમબુદ્ધના ધર્મચક્ર પ્રવર્તનના ૧૬ મા વર્ષના અરસામાં શ્રાવસ્તી (કોસલ દેશની રાજધાની) પાસે દેહત્યાગ કર્યો હતો. બુદ્ધઘોષ તેમનો ઉલ્લેખ અચેલક એટલે નાગા બાવા તરીકે કરે છે. નિરીશ્વરવાદની દિશા ઉપર સાંખ્ય દર્શન ઘણું કરીને પૂર્ણ કાશ્યપ તીર્થંકરના સમય ઉપર વળ્યું લાગે છે, કારણ કે પૂર્ણ કાશ્યપનું મંતવ્ય અધીત્યસમુત્પાદ—એટલે ચૈતન્યના સાંનિધ્ય માત્રથી પ્રકૃતિ કાર્યાકાર થાય છે અને પુરુષ કેવલ ચિન્મય અને નિષ્ક્રિય છે એ પ્રકારનું હતું. ગૌતમબુદ્ધ પ્રતીત્યસમુત્પાદને માનનારા હતા, એટલે કાર્યકારણના નિયમને અનુસાર સંસારનો પ્રવાહ છે, અને અવિદ્યાદિ કારણ સામગ્રી હોય ત્યાં સુધી જન્મ મરણ અટકતું નથી, અને તે

(૨) જુઓ અશ્વઘોષનું બુદ્ધચરિત તથા સૌન્દરાનંદ કાવ્ય (૨-૩) (૩) હેય એટલે ત્યજવા યોગ્ય ભાવિ દુઃખ, હેય હેતુ તે પુરુષ પ્રકૃતિનો અવિદ્યાજન્ય સંયોગ; હાન એટલે અવિદ્યાજન્ય સંયોગનો અભાવ; હાનહેતુ એટલે તે સંયોગના અભાવને સિદ્ધ કરનારી વિવેકખ્યાતિ.

સાંકળ—હેતુ અને પ્રત્યયની ત્રુટે ત્યારે સંસાર બંધ થઇ નિર્વાણ થાય છે. આથી પૂર્ણકાશ્યપ અક્રિયાવાદી કહીએ તો ગૌતમબુદ્ધ ક્રિયાવાદી હતા. આ પ્રમાણે સંહિતા કાળનાં છૂટક સાંખ્ય વિચારોનાં બીજો સેશ્વર અથવા બ્રહ્મવાદી સાંખ્યના રૂપમાં ઉપનિષદોમાં અંકુરિત થયાં છે, અને તે વૃક્ષવેલી પાછળથી નિરીશ્વરવાદ તરફ વળી છે, અને પૂર્ણ કાશ્યપના અવસાન પછી હાલના પ્રચલિત સાંખ્ય દર્શનમાં રૂપાંતર પામી છે.

યોગદર્શન સાંખ્ય ઉપર ઘડાયેલું છે; અને તત્ત્વદર્શનના ઉપાય તરીકે યોગને વેદાંતદર્શન પણ સ્વીકારે છે. આ ગ્રંથના બીજા પ્રકરણમાં લગભગ વીસ ઉપનિષદો યોગમાર્ગનાં ગણાવ્યાં છે તે આ મંતવ્યને ખાસકરીને ટેકો આપે છે.+

+શ્રૌત સમયમાં સાંખ્ય યોગનું રૂપ કેવા પ્રકારનું હતું તે --
૧૩ જુઓ હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ પૂર્વાર્ધ–પ્રકરણ બીજું.

## પ્રકરણ સત્તરમું
## ઉપનિષદો અને ભક્તિશાસ્ત્ર

પ્રાચીન ઉપનિષદો ઘણે ભાગે વિચારપ્રધાન હોવાથી સામાન્ય રીતે એવું સમજવામાં આવે છે કે ઉપનિષદોમાં ભક્તિનો અંશ નથી, પણ કેવલ વિચાર અથવા તર્ક જ છે. પરંતુ ખરીરીતે ઓપનિષદ બ્રહ્મ સ્વભાવથી જ આનંદરૂપ હોવાથી, અને આનંદાત્મક બ્રહ્મ ઉપાસ્ય કોટિમાં મૂકાયાથી ઉપનિષદો કેવલ શુષ્ક વિચાર અથવા તર્કથી ભરેલાં નથી, પરંતુ તેમાં નિર્મલ પ્રેમના પ્રવાહો અને તરંગો પણ છે.

"બ્રહ્મને આત્મારૂપે નહિ જાણનારા મનુષ્યો આનંદ વિનાના લોકમાં અંધકારમાં સડે છે,[૧] અને તેવા નિરાનંદ લોકમાં અવિદ્વાન્ અને જડ મનુષ્યો મરણ પછી જાય છે. જેઓ પોતાના આત્માને હું બ્રહ્મરૂપ છું એવી રીતે ઓળખે છે, તેમને સર્વેસ્વ પ્રાપ્ત થયેલું હોવાથી કઇ વાસનાથી શરીરમાં દુઃખી થાય"? આવા ઉપદેશમાં બ્રહ્મ કોઈ તટસ્થ ઈશ્વર જેવો પદાર્થ નથી કે જેની સાથે પ્રેમ સંબંધ ન હોય. યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયીના[૨] સંવાદમાં મધુર વાક્યો વડે મૈત્રેયીને સમજાવવામાં આવ્યું છે કે આત્મરૂપ વસ્તુને અર્થે ધન, પતિ, સ્ત્રી, પુત્ર, પશુ, બ્રાહ્મણ, ક્ષત્રિય, લોક, દેવ વિગેરે પ્રિય લાગે છે, અને તેથી આત્મા પરમપ્રેમનું આલંબન છે અને તે કારણથી તે છેવટનો પ્રિયતમ પદાર્થ છે; આવા આત્માનું દર્શન કરવા શ્રવણ, મનન નિદિધ્યાસન સાધવાનાં છે. શ્રવણાદિ સાધનો વડે આવા પરમ પ્રેમાસ્પદ આત્માની પ્રાપ્તિ થઈ તો સર્વ કંઇ જાણવા યોગ્ય તે જણાયું સમજાય છે—આવો ઉપદેશ પણ આત્મા અથવા બ્રહ્મમાં સરસતાનું

(૧) બૃ. ઉ. ૪-૪-૧૧-૧૨ (૨) બૃ. ઉ. ૪-૪

ભાન કરાવે છે. વળી આવો પરમાત્મા તે સ્વયં રસરૂપ તત્ત્વ છે, અને તેવા રસરૂપ પરમાત્માને મેળવી જીવ આનંદી થાય છે. તેવા અંતરતમ આકાશમાં રહેલા પરમાત્મામાં આનંદ ન હોય તો કોણ પ્રાણધારણ પણ કરે? વિગેરે તૈત્તિરીય[૧] શાખા પણ પરમાત્માને રસ રૂપે અનુભવવા પ્રબોધે છે, અને તે રસ એટલો બધો ભરછક અને ઉંચા પ્રકારનો છે કે જેના આગળ ચક્રવર્તી રાજાનો, મનુષ્ય ગંધર્વનો વાસ્તવ ગંધર્વ જાતિનાં પ્રાણીનો, પિતૃઓનો, કર્મજદેવોનો, સ્વાભાવિક દેવોનો, ઇન્દ્રનો, બૃહસ્પતિનો અને પ્રજાપતિનો આનંદ પણ પ્રમાણમાં હલકો છે. આ બ્રહ્માનંદમાં મહાલનાર મુક્ત પુરુષ અન્નમયાદિ પાંચે કોશમાંથી પાછો હઠી સ્વરૂપમાં ઠરી એવી નિર્ભય અને નિઃશંક ભૂમિકામાં આવી વસે છે કે તેને મેં પુણ્ય ન કર્યું અથવા પાપ કર્યું એવા પશ્ચાત્તાપનાં શૂલ કદિ ભોંકાતાં નથી, વિગેરે [૨]બ્રહ્માનંદવલ્લીનાં વાક્યો સ્વરૂપાનંદની મસ્તીનું સ્પષ્ટ ભાન કરાવે છે.

આવો પ્રિયતમ બ્રહ્મરૂપ આત્મા કેવલ મતિની સૂક્ષ્મતાથી પકડાતો નથી, પરંતુ ભાવ વડે[૩] ગ્રાહ્ય થાય છે. તે સ્વતંત્ર પંખી જેવો પરમાત્મા કોઇ માળો કરી અથવા ઘર કરી રહેતો નથી. પરંતુ પ્રેમ અથવા ભાવની સાંકળમાં સ્વયં બંધાઈ આવે છે, તે કલ્યાણમય પ્રભુ ભાવરૂપ પદાર્થને અભાવરૂપ બનાવે છે, અને નવી સર્જનની ભૂતકલાને પુનઃ પ્રકટ કરે છે. તેને મેળવવા સારૂ જે મત્સ્યવેધ કરવાનો છે તેમાં પ્રણવને ધનુષ્ બનાવી, જીવાત્માને શર બનાવી, બ્રહ્મવસ્તુને લક્ષ્ય બનાવી, અપ્રમત્ત રહી, તન્મય થઇ ચિત્તને "ભાવભિનુ"[૪] રાખી બ્રહ્મ વસ્તુનો વેધ કરવાની પ્રક્રિયા છે. આ બ્રહ્માત્મા નામના દેવમાં જેઓ **પરાભકિત** રાખે, જેવી દેવમાં ભકિત તેવી ગુરુમાં ભકિત રાખે, તેમને જ ઉપનિષદોના અર્થો[૫] પ્રકાશિત થાય છે

(૧) તૈ. ઉ. ૨–૭; (૨) તૈ. ૨–૮
(૩) શ્વે. ૫–૧૪ (૪) મુંડક ૨–૪–૪
(૫) શ્વે. ૬. ૨૪

પ્રાચીન ઉપનિષદોના ઉપર તારવેલા ફકરાઓથી સ્પષ્ટ થાય છે કે પરબ્રહ્મ ભક્તિભાવથી ભરેલા ધ્યાનયોગના વિષયરૂપ છે; અને તેમાં ચિત્તને માત્ર ઝીણું બનાવવા ઉપરાંત અત્યંત કોમલ બનાવવાનું કહ્યું છે. ઉપનિષદોમાં કેવલ જ્ઞાન નથી; તેમ કેવલ ધ્યાન નથી. જ્ઞાનને ભાવયુક્ત રાખવાનું કહ્યું છે. અને ભાવને કેવલ કલ્પનાના ઘોડા ઉપર ચઢવાનું કહ્યું નથી. પરંતુ સદ્‌બ્રહ્મને વળગવાનું કહ્યું છે. ધ્યેય પરબ્રહ્મને જ્ઞેય રૂપે ખેંચી લાવવાનો છે.

ધ્યેય પરબ્રહ્મને સગુણ બ્રહ્મરૂપે સ્વીકાર્યા પછી શાંત ભાવ અથવા પ્રશાંત પ્રેમ ઉદ્દીપ્ત થઇ રસમય સમુદ્ર બને છે, અને તેના કલ્લોલો અથવા તરંગો નવરસમિશ્ર *ભક્તિનું રૂપ પકડે છે. આવી ભક્તિના વિષયરૂપે સગુણ બ્રહ્મનું શિવરૂપ અથવા વિષ્ણુરૂપ અથવા શક્તિરૂપ અથવા તેમનું અવતારીરૂપ અથવા કોઇ પણ વિભૂતિરૂપ લેવામાં આવે છે. શૈવ, શાક્ત અને વૈષ્ણવ ઉપનિષદો આ ભક્તિ સાગરના મૂલ તરંગો છે, અને તેમાંથી શાંડિલ્યમુનિની ભક્તિ મીમાંસા. નારદમુનિનાં ભક્તિ સૂત્રો વિગેરે ભક્તિશાસ્ત્રના સૂત્ર ગ્રંથો પ્રકટ થયા છે આ ભક્તિશાસ્ત્રના પ્રણેતા ઋષિઓ ઉપનિષદ્‌ના ધ્યાનયોગના હીમાયતીઓ છે, અને તેમના ઔપનિષદ સિદ્ધાંતો ઘણે ભાગે ભાવપ્રધાન* છે. બ્રહ્મસૂત્રમાં પણ પરમાત્માનો સાક્ષાત્કાર ભક્તિવડે કરેલા ધ્યાનાદિ આરાધન વડે થાય છે એવો સિદ્ધાંત સ્થાપ્યો છે.

ઉપનિષદો ભજનીય બ્રહ્મનું અથવા પરમેશ્વરનું સ્વરૂપ રચે છે, ત્યારે ભક્તિશાસ્ત્ર ભક્તિના રૂપ અને ભેદોની વ્યવસ્થા કરે છે. મધુસૂદન સરસ્વતી બ્રહ્મસૂત્રો અને ભક્તિ સૂત્રોની આ પ્રમાણે એકવાક્યતા કરે છે.+

---

* જુઓ શાંડિલ્ય વિદ્યાગાર છા ૩-૧૪; જુઓ નારદની પરમ સુખ અથવા ભૂમાને મેળવવાની વિદ્યા છા. પ્રપાઠક ૧-૨૫

\+ જુઓ भक्तिरसायन.

# પ્રકરણ અઢારમું.

## ઉપનિષદો અને સામાજિક વ્યવસ્થા

ઉપનિષદોનો સમય બ્રાહ્મણ ગ્રંથોના છેવટના સમયમાં અંતર્ગત થાય છે; અને તે પણ આરણ્યક ગ્રંથોના પછી આવે છે. શ્રૌતસાહિત્યના વાઙ્‌મયમાં ઉપનિષદોનું આ સ્થાન પણ સમાજના બંધારણ ઉપર કંઇક વિશેષ પ્રકાશ નાંખે છે. ઋગ્વેદની સંહિતાના સમયની ભૂમિ માત્ર પંજાબપર્યન્ત હતી; આર્યોની સંસ્કૃતિ આગળ ધપતી ચાલતી હતી; આર્ય અને દસ્યુ એવા મુખ્ય ભેદ હતા; દસ્યુ પ્રજા ધીમે ધીમે આર્યોની રાજ્યસત્તા જામ્યા પછી શૂદ્રવર્ણમાં અંતર્ગત થવા લાગી હતી. બ્રાહ્મણકાળમાં આપણને સમજાય છે કે પ્રવૃત્તિનું ક્ષેત્ર વિસ્તાર પામ્યું હતું, ગંગાયમુનાનો પ્રદેશ, મધ્ય હિંદ અને થોડે ઘણે અંશે ગોદાવરીપર્યંત આર્યોની સંસ્કૃતિ જામી હતી. શતપથ બ્રાહ્મણના સમયમાં ગાંધાર, (કંદહાર) પંજાબ, (કૈકય) કુરુપાંચાલ, કોસલ અને વિદેહ (મિથિલા)—પર્યંત આર્ય સંસ્કૃતિ આગળ ધપી હતી. સરસ્વતીના પ્રદેશમાંથી નીકળી માઠવ રાજા ગોતમ રહુગણ નામના પુરોહિત સામે અગ્નિસહિત પ્રયાણ કરતાં કરતાં પૂર્વમાં સદાનીરા નદી આગળ આવી અટક્યા, અને પુરોહિતે અગ્નિને નિવેદન કર્યું કે સદાનીરાની પૂર્વ બાજુએ તમને સ્થાપું છું—આ પ્રકારની આખ્યાયિકા શતપથ બ્રાહ્મણમાં આવે છે, અને તે એમ સૂચવે છે કે વિદેહ (મિથિલા) અથવા હાલના વિહાર પ્રાંતની સદાનીરા આગળની પશ્ચિમ દિશાપર્યંતની હદ સુધી સાગ્નિકો જઇ વસ્યા હશે, અને કોસલ અને વિદેહની મર્યાદા જૂદી પાડનારી આ નદી સુધી વૈદિકોનો પ્રચાર થયો હશે. ત્યારપછી મિથિલા પ્રદેશમાં ગૌતમવંશના બ્રાહ્મણોએ પોતાની

સત્તા જમાવી વૈદેહ રાજાઓ સામે ગાઢ સંબંધમાં આવ્યા જણાય છે, અને યાજ્ઞવલ્કય મહર્ષિના પ્રતિભા અને તર્કશક્તિએ વૈદેહ રાજ્યમાં બ્રહ્મવાદની સ્થાપના કરી જણાય છે. બૃહદારણ્યક ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાની તાર્કિક પ્રતિષ્ઠા જનકવૈદેહની પરિષદમાં થયાનું સ્પષ્ટ ભાન થાય છે. કર્મકાંડનું ગૌણપણું અને જ્ઞાનકાંડનું પ્રાધાન્ય સ્થપાયાનું મુખ્ય કેન્દ્ર વિદેહ રાજ્ય જણાય છે.[1] છેવટે બુદ્ધિ સ્વાતંત્ર્યે આ રાજ્યમાં પ્રતિષ્ઠા મેળવી છે, અને વૈદની યજ્ઞહિંસા પ્રતિ સ્પષ્ટ અનાદર દર્શાવનારા જૈનતીર્થંકર મહાવીર અને ભગવાન ગૌતમબુદ્ધ પણ આ ભૂમિમાં પ્રકટ થયા છે.

પ્રાચીન વિદેહ રાજ્યની મર્યાદા મગધ રાજ્યમાં પાછળથી અંતર્ગત થઇ જણાય છે. ઉપનિષદ્ કાળમાં મગધના વસુ ચૈદ્યના પુત્ર બૃહદ્રથે મોટા પુત્રને રાજ્ય સોંપી વનમાં જઈ ભગવાન્ શાકાયન્ય પાસે બ્રહ્મવિદ્યા મેળવવા પ્રયત્ન કર્યો હતો. તેના જ ઉપદેશની આખ્યાયિકા ઉપરથી સમજાય છે કે ચક્રવર્તીઓનાં રાજ્યો વીતી ગયાં હતાં, અને તે સમયે ભારતવર્ષ નાનાં રાજ્યોમાં પલટાઇ ગયો હતો. પ્રાચીન ચક્રવર્તીઓનાં નામો—સુદ્યુમ્ન, ભૂરિદ્યુમ્ન, ઇન્દ્રદ્યુમ્ન, કુવલયાશ્વ, યૌવનાશ્વ, વદ્ધિયાશ્વ, અશ્વપતિ, શશબિંદુ, હરિશ્ચંદ્ર, અંબરીષ શર્યાતિ, યયાતિ, અનરણ્ય, ઉક્ષસેન, ઉત્થ, મરત્ત, ભરત–બૃહદ્રથના સ્મૃતિપટ ઉપર તરવરતાં જણાય છે. આ રાજાઓ પ્રવૃત્તિ અને નિવૃત્તિની જીવનમર્યાદા સમજી ઉત્તર અવસ્થામાં પરમહંસ પદને મેળવવા પ્રયત્ન કરતા જણાય છે. જેવાં પ્રવૃત્તિધર્મમાં ચક્રવર્તીનાં નામો તરવરે છે તેમ નિવૃત્તિધર્મમાં નીચેનાં પ્રાચીન પરમહંસોનાં નામ સ્મૃતિ ઉપર લખાયલાં જણાય છે,[2] સંવર્તક, આરુણિ, શ્વેતકેતુ, દુર્વાસા, ઋભુ, નિદાઘ, જડભરત, દત્તાત્રેય, રૈવતક વિગેરે બ્રહ્મનિષ્ઠ પુરુષોનાં જીવન આદર્શરૂપે ગણવામાં આવતાં હતાં. તેઓ નિર્ગ્રંથ,

(૧) જુઓ બૃ. નો યાજ્ઞવલ્કય કાંડ, (૨) જુઓ મૈત્રાયણી.

નિષ્પરિગ્રહણ, શુદ્ધમનવાળા, ભિક્ષા પણ ઉદરપાત્રમાંજ લઇ ચાલી જનારા, લાભાલાભમાં સમબુદ્ધિવાળા, શૂન્યાગાર, દેવમંદિર, ઘાસની ઝૂંપડી, વૃક્ષમૂલ, કુંભારની છાપરી, અગ્નિહોત્રની શાળા, નદીના રેતાળ પ્રદેશ, પર્વતની ગુફા, વિગેરે સ્થળોમાં સ્વતંત્ર વિહાર કરનારા શુક્લ ધ્યાનમાં પરાયણ રહી સંન્યાસ વડે દેહત્યાગ કરતા હતા.*

ઉપનિષદના કાળમાં ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા ઘડાઈ ચૂકી હતી તેમ છતાં અનુલોમ વિવાહ થતા હતા, અને ચાર વર્ણ હતા, પણ હાલના જેવી નાતો ન હતી. અનુલોમ વિવાહથી થતી પ્રજા પ્રતિ મોટા મનથી કામ લેવામાં આવતું હતું. તેમને યજ્ઞોપવીત સંસ્કાર આપી વેદવિદ્યા શિખવવામાં આવતી. મહીદાસઐતરેય ત્રીજાવર્ણની કન્યાનો પુત્ર હતો, છતાં શાખા પ્રવર્તક ઋષિ થયો હતો. તે દીર્ઘ આયુષ ભોગવી બ્રહ્મવિદ્યાની પ્રતિષ્ઠા જીવન્મુક્ત દશામાં મેળવી શક્યો[૧] હતો. સત્યકામ જાબાલ જબાલા નામની સેવા કરનારી દાસીનો પુત્ર હતો, પરંતુ તેની માના અને તેના પોતાના સત્યવચન ઉપર બ્રાહ્મણ છે એમ માની હારિદ્રુમત ગૌતમ નામના ગુરુએ યજ્ઞોપવીત સંસ્કાર આપી બ્રહ્મવિદ્યાની અનુકૂલતા કરી આપી હતી[૨] અને તે સત્યકામ જાબાલ જાબાલ શાખાનો પ્રવર્તક આચાર્ય થયો હતો. જાબાલ શાખાનાં ઉપનિષદો વર્ણાશ્રમની બહુ પરવા કરનારાં નથી, પરંતુ શૈવસંપ્રદાયના [૩]આચારના પોષક છે. [૪]તાંડયબ્રાહ્મણમાં વત્સ અને મેધાતિથિ બંને કાણ્વગોત્રના વિદ્યાર્થીઓ લઢી પડ્યા, અને મેધાતિથિએ વત્સને શૂદ્રાનો પુત્ર છું એમ કહી અપમાન કર્યું; વત્સે પોતાના શુદ્ધ જાતિ સંસ્કારની ખાત્રી અગ્નિ પ્રવેશ વડે કરી આપી. કવષઐલૂષ જાતિએ શૂદ્ર હતો, પરંતુ મંત્રદ્રષ્ટા તરીકે સ્વીકારાયો હતો.[૫] સયુગ્વા રૈક્વ નામના દરિદ્ર પણ વિદ્વાન્ બ્રાહ્મણે શૂદ્ર જાતિના

---

* જુઓ आबाल (१) छा. ३. १६; (२) छा. ४-४-८ (३) જુઓ जाबाल, बृहज्जाबाल, भस्म जाबाल, रुद्राक्ष जाबाल; (४) तांडय ब्राह्मण १४-६ ६; (५) ए. ब्रा. ६-५; तथा ब्र. सू. १. ३. ३४.

જાનશ્રુતિ પૌત્રાયણ રાજાની પુત્રીનું કન્યાદાન લઇ તે રાજાને બ્રહ્મવિદ્યા આપી હતી અને વેદમાં પેડેલો શૂદ્ર શબ્દ રૂઢાર્થ છતાં પાછળથી, બ્રહ્મસૂત્રના સમયમાં શુચાદુદ્રાવ શોક કરીને પીગળ્યો. તેથી જાનશ્રુતિને શૂદ્ર[1] શબ્દવડે સંબુગ્વાએ અબોધ્યો છે એવી યોગાર્થની તાણાતાણ કરવી પડી છે

આચાર ધર્મ ઘણે ભાગે સારી રીતે પળાતો હતો. સઘળા ગૃહ્ય સંસ્કારો ગર્ભાધાનાદિથી તે અંત્યેષ્ટિ સુધીના વૈદિક મંત્રોથી કરવામાં આવતા હતા. પ્રજાની ઉત્પત્તિમાં ગ્રામ્યભાવ અથવા પશુભાવ ન હતો, પરંતુ ઉત્તમ પ્રજા પ્રકટ કરવાની સુપ્રજનન શાસ્ત્રની[2] વાસના હતી. નિર્માલ્ય પ્રજાની માગણી થતી નહતી, પરંતુ પથ્થર અથવા વજ્ર જેવો દૃઢ શરીરવાળો પુત્ર થાય એવી કુદરતી પ્રજાવાસના પ્રવર્તતી હતી. પુત્રીઓ પણ વિદુષી થઇ કુલની પ્રતિષ્ઠા વધારે, એવી નિર્દોષ મહત્વાકાંક્ષા દંપતીઓમાં હતી. મનુષ્યનું લૌકિક નામ ગમે તે પાડવામાં આવે પરંતુ તેનું રહસ્ય નામ વેદ એટલે જ્ઞાન છે, એવો સંસ્કાર નામાભિધાનમાં થતો હતો.[3] શારીરશાસ્ત્રનું સવિશેષજ્ઞાન[4] ઉપનિષદ વિદ્યામાં આવશ્યક ગણાતું. પિતૃવંશની શુદ્ધિના અભિમાન ઉપરાંત ઉત્તમ માતૃવંશનું[5] વારંવાર સ્મરણ કરવામાં આવતું હતું. સ્ત્રીઓને પ્રાચીન કલ્પમાં ઉપનયન સંસ્કાર હતો તે લુપ્ત થયો હતો, પણ સદ્યોવધૂ અને બ્રહ્મવિદુષી-એવા વર્ગમાં યુવતિઓ પડતી હતી. સંસાર માંડવાની વાસનાવાળી સદ્યોવધૂ બનતી અને તેઓ ગૃહતંત્રમાં કુશલતા મેળવતી. યાજ્ઞવલ્કયની કાત્યાયની આ વર્ગની કુશલ સ્ત્રી હતી. નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળી કેટલીક સ્ત્રીઓ બ્રહ્મવિદુષી તરીકે જીવન ગાળતી, અને તેઓ પરિષદ્‌માં જ્ઞાનચર્ચામાં ભાગ લઈ શકતી.

---

(१) छा. ४-२-३ तथा ब्र. सू. १-३-३४.

(२) ए. २ तथा छा. ५-३-१०; बृ. ६. २; (३) जुओ बृ. ६. ४. (४) गर्भ उ. (५) बृ. ६-५.

હતી. ગાર્ગી, વાચક્નવી તથા સુભાલા આ વર્ગની હતી પ્રૌઢવયે વિપક્વ મનવાળી અને વૈરાગ્યવાળી સ્ત્રીઓ પતિ સાથે અરણ્યમાં જતી અને પ્રવ્રજ્યા પણ સ્વીકારતી હતી. યાજ્ઞવલ્ક્યની મૈત્રેયી આ વર્ગની હતી. સ્ત્રીવર્ગની વિદ્યાની પ્રતિષ્ઠાનાં ઉદાહરણો ગાર્ગી, મૈત્રેયીમાં છે, અને કલાની પ્રતિષ્ઠાનું ઉદાહરણ કાત્યાયનીમાં છે. પરંતુ આ વિદ્યા કલાનો પ્રચાર એકદમ ઉપનિષદ કાળમાં પ્રકટ થયેલો ન હતો, પરંતુ સંહિતાકાળની વિશ્વવારા, (ઋ. ૫. ૫–૨૮) અપાલા, આત્રેયી (ઋ ૫. ૮–૯૧), ઘોષા, કાક્ષીવતી (ઋ. ૫–૧૦–૩૯–૪૦), લોપામુદ્રા (ઋ. ૧–૧૭૯–૧–૨) વાક્ અંભૃણી (ઋ. ૧૦–૧૨૯) વિગેરે અનેક મંત્રદ્રષ્ટી સ્ત્રીઓની સંસ્કૃતિનો વારસો હતો. આચાર્યકુલમાં રહેલા વિદ્યાર્થીઓની ઘણી કાળજીથી આચાર્ય પત્નીઓ સંભાળ રાખતી.*

આશ્રમો મુખ્ય ત્રણ હતા, પરંતુ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કર્યા પછી જીવન્મુક્તિના સુખની અભિવ્યક્તિ અર્થે સંન્યાસાશ્રમ દાખલ થયો હતો. પરંતુ સંન્યાસ ઘણે ભાગે વિદ્વત્સંન્યાસ હતો, <u>વિવિદિષુ</u> સંન્યાસ બહુ પ્રચલિત ન હતો. બ્રહ્મવિદ્યાના પ્રવર્તક આચાર્યો ઘણે ભાગે મહાશાલાવાળા શ્રોત્રિયો હતા. યાજ્ઞવલ્ક્ય મહર્ષિએ વિદ્વત્સંન્યાસ લીધો હતો, અધિકાર વિના ગૃહત્યાગ કરનારને ભ્રષ્ટ અથવા અવકીર્ણી માનવામાં આવતા હતા. વેદવિદ્યા ભણી રહ્યા પછી સમાવર્તન સમયે હાલની યુનીવર્સિટીમાં જેવું ચાન્સેલરનું ભાષણ ગ્રેજ્યુએટો સમક્ષ થાય છે તેવું ભાષણ સ્નાતકો પ્રતિ કુલગુરુ કરતા હતા. તેમાં સત્યવચન ઉપર, ધર્મના આચરણ ઉપર, ભાવિ અભ્યાસ કરવા ઉપર, પ્રજાતંત્ર ચલાવવા ઉપર, સ્વાધ્યાય પ્રવચનના કર્તવ્ય ઉપર, માત, પિતા, આચાર્ય અને અતિથિ પ્રતિ માન અને સત્કાર દર્શાવવા ઉપર, મોટા માણસોનાં સુચરિતોને જ માત્ર આદર્શરૂપે રાખવા ઉપર, અને નઠારાં ચરિતોની ઉપેક્ષા કરવા ઉપર; શ્રદ્ધા અને સમજણ સાથે દાન કરવા ઉપર ભાર મૂકવામાં આવતો

* છા. ૪–૧૦;

હતો,[1] આ જીવનમાં બ્રહ્મવિદ્યા કદાચ સિદ્ધ ન થાય તો પણ શુદ્ધ બ્રહ્મની જિજ્ઞાસા ઉદય કરી પવિત્ર કુટુંબમાં યાવજ્જીવ ગૃહસ્થ રૂપે વૃત્તિ સેવી, વેદાધ્યયન કરી અને પ્રવચન કરી, ધાર્મિક પ્રજાને પ્રકટ કરી, સર્વ ઇન્દ્રિયોનું દમન કરી, અહિંસા વ્રત સેવી, દેહનો ત્યાગ કરી બ્રહ્મલોકમાં પુનરાવૃત્તિ વિનાનો ક્રમમોક્ષ મેળવવાનું ધ્યેય આગળ તરતું રાખવામાં આવતું[2] હતું.

વ્યવહાર ધર્મની રાજધર્મની શાખા સારી રીતે ખીલેલી હતી. પરંતુ ચક્રવર્તી રાજ્ય નહિ હોવાથી સ્વરાજ્ય, વૈરાજ્યવાળાં ગણરાજ્યો હતાં. જ્યાં એક રાજાના છત્ર નીચે રાષ્ટ્ર વ્યવસ્થા હતી, ત્યાં રાજાઓ વિદ્યા કલા નિપુણ હતા. તેઓ પરિષદો ભરી વિદ્વાનોનું સંમાન કરતા; અને મારા રાજ્યમાં કોઇ ચોર નથી અને નિરગ્નિક એટલે અગ્નિ હોત્ર વિનાનો કોઈ દ્વિજ નથી; કોઈ વ્યભિચારી પુરુષ નથી, અને સ્વૈરિણી સ્ત્રી નથી, કોઈ દારૂ પીનાર નથી-એવું કહેવામાં રાજાને અભિમાન[3] થતું. સારાંશ પ્રજાની નૈતિક શુદ્ધિ પ્રતિ રાજાઓનું ચોક્કસ ધ્યાન હતું લોક રીતે ન્યાય કરવાના ધોરણ ઉપરાંત દૈવ પ્રયોગ વડે ન્યાય નિર્ણય થતા હતા, એટલે તપાવેલા ધાતુના ગોળાને હાથમાં મૂકી દાઝે તો સદોષ અને ન દાઝે તો નિર્દોષ ગણવાના પ્રયોગો રામરાજ્યના સમયથી ચાલી આવતા ઉપનિષદ્ કાળમાં પણ ચાલુ હતા.[4] રાજાઓ પાસે બ્રાહ્મણો વિદ્યા સંપાદન કરવા દોડી આવતા હતા; અને રાજાઓ દાન ધર્મ રૂપે વિદ્યા બ્રાહ્મણોને તેમનું જાતિ અભિમાન ખંડિત ન થાય એવી રીતે આપતા હતા. ક્ષત્રિય અશ્વપતિ કૈકેયે શ્વેતકેતુ આસણેય બ્રાહ્મણને, કાશીરાજ અજાત શત્રુએ ગાર્ગ્ય બાલાકી બ્રાહ્મણને-આવી રીતે ઉપનિષદોનાં રહસ્ય આપ્યાં જણાય છે.

---

(૧) તૈ. ૬. ૧૧; (૨) છા. ૮. ૧૫; (૩) છા. ૫-૧૧-૫; (૪) છા. ૬-૧૬.

આટલું છતાં દ્યુત રમવાનો[1] દોષ ઉપનિષદ્ કાળમાં આવ્યું જણાય છે, અને સંહિતા કાળમાં જે પ્રૌઢ વયે કન્યાનું પાણિગ્રહણ થતું એવું અનુમાન છે તેને બદલે ઉપનિષદ્ કાળમાં નાની વયમાં પરિણીત સ્ત્રી[2] પોતાના પતિ સાથે રહેતી હતી એવું સમજાય છે. પશ્ચિમનાં ગાંધારાદિ દેશમાંથી દેશનિકાલ કરી અપરાધીને દૂર પ્રદેશમાં આંખો બાંધી છોડી દેવામાં આવતો હતો.[3] અંત્યજો સંરૂ ગામના છેડા ઉપર નિવાસ રાખવામાં આવતા હતા. સતીનો પ્રચાર હોય એવું જણાતું નથી.

પ્રાયશ્ચિત્ત ધર્મમાં વિદ્યા અને તપ ઉપરભાર મૂકવામાં આવતો હતો. ધર્મના ત્રણ સ્કંધ માનવામાં આવતાઃ–(૧) યજ્ઞ, અધ્યયન અને દાન એ ત્રિપુટીનો એક સ્કંધ. (૨) તપ, બીજો સ્કંધ, અને (૩) નૈષ્ઠિક બ્રહ્મચર્ય સાથે ગુરુકુલમાં વાસ કરી મરણપર્યંત રહેવું, આ ત્રણે પ્રકારના ધર્મનું અનુષ્ઠાન કરનાર પુણ્યલોકમાં મરણ પછી ગતિ કરનારા માનવામાં આવતા. પરંતુ બ્રહ્મનિષ્ઠ પુરુષ જ અમૃતત્વને પ્રાપ્ત કરે છે એવો [4]નિર્ણય હતો.

યજ્ઞકર્મ પ્રતિ કંઇક અવગણના[5] હતી, અને તેવા ધર્મને ત્રેતાયુગનો માનવામાં આવતો હતો. યજ્ઞ, દાન, તપ વિગેરે પરલોકનાં સુખસાધન માનવાને બદલે ચિત્તશુદ્ધિ દ્વારા બ્રહ્મજિજ્ઞાસાને ઉત્પન્ન કરવાનાં સાધનો મનાતાં હતાં, અને તેમા પણ મરણ ઉત્પન્ન કરે તેવાં શારીર તપની અવગણના[6] થતી સંહિતા સમયમાં ઈન્દ્રાદિ દેવોને બદલે પ્રત્યક્ષ પૂજ્ય દેવ આદિત્ય અથવા સૂર્ય મનાતા બ્રહ્મની ઉપાસનાનું મુખ્ય સ્થૂલ આલંબન સૂર્ય જ મનાતું. તે બિંબમાં સમષ્ટિ હિરણ્યગર્ભ દેવ અભિમાની છે એવું મંતવ્ય હતું; અને તેમાં જીવે અહંગ્રહ કરવાનું સૂચવવામાં આવતું. આને પાછળથી કાર્યબ્રહ્મ–પ્રથમજ–બ્રહ્મા–પ્રજાપતિ નામથી વ્યવહરવામાં આવ્યા છે.

---

(૧) છા ૪-૩-૬; (૨) છા ૧-૧૦-૧; (૩) છા ૬-૧૪; (૪) છા. ૨—૨૩; (૫) મું ૧-૨ (૬)

આ કાર્યબ્રહ્મના પ્રેરક બ્રહ્મને કારણુ બ્રહ્મ કહેતા, અને તેને અંતર્યામી-ઈશ્વર-રુદ્ર વિગેરે સંજ્ઞાઓ મળી હતી. આ અંતર્યામી ઈશ્વર સમગ્ર સ્થૂલ બ્રહ્માંડના અધ્યક્ષ પુરુષ અથવા નારાયણમાં સર્વ યજ્ઞનું કેન્દ્ર હતું. તે યજ્ઞનારાયણુ તે વિષ્ણુ એવી ભાવના પ્રકટ થઈ હતી. આ પ્રમાણે પાછળના પૌરાણિક કાળના બ્રહ્મા, વિષ્ણુ, રુદ્રના સંપ્રદાયોનાં બીજ, હિરણ્યગર્ભ, નારાયણુ પુરુષ, અંતર્યામી રુદ્ર વિગેરેમાં ઉપનિષદ્ સમયમાં નંખાયાં હતાં. આ ઉપરાંત સામાન્ય લોકમાં જે દેવો પૂજ્ય મનાતા હતા-જેવા કે વિનાયક (ગણુપતિ), નંદી, સ્કંદ (ષણ્મુખ), ગરુડ, નૃસિંહ, દુર્ગા-તેમને પણુ બ્રહ્મના અંશરૂપ માની[1] માની પૂજવામાં આવતા હતા.

તેત્રીસ કોટિ દેવોને ૩૩ વર્ગમાં ગોઠવવામાં આવ્યા હતા. આ તેત્રીસ વ્યૂહમાં આઠ વસુ, અગીઆર રુદ્ર, બાર આદિત્ય; ઇન્દ્ર અને પ્રજાપતિ—એટલાનો સમાસ થતો. આ અધિદૈવ વર્ગના ૩૩ દેવોની પ્રતિષ્ઠા અગ્નિ-પૃથ્વી, વાયુ-અંતરિક્ષ, અને આદિત્ય દ્યુલોક ચંદ્રમા-નક્ષત્ર મંડલ-એ આઠ વસુમાં, દસ પ્રાણુ (પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો) અને મન મળી અગીઆર રુદ્રમાં, બાર માસના બાર આદિત્યમાં, વિદ્યુત્‌માં ઇન્દ્રની, અને હવિર્દ્રવ્ય અથવા પશુદ્રવ્યમાં પ્રજાપતિની માનવામાં આવતી. આ ૩૩ દેવોનો પણુ સમાસ ત્રિલોકીના અગ્નિ-પૃથ્વીમાં, વાયુ-અંતરિક્ષમાં, અને આદિત્ય-દ્યુલોકમાં કરવો; તે બંનો ત્રિલોકીના પણુ અધ્યક્ષમાં, તે ત્રણુનો અન્ન (ભોગ્ય વિશ્વ) અને પ્રાણુ (ભોક્તા ચેતન)-એ બેમાં સમાસ થતો, અને તે બેનો પ્રાણુાત્મા સૂત્રાત્મા-હિરણ્યગર્ભ-રૂપે એક દેવમાં કરવો-એવું સમજાવવામાં આવતું. આ કાર્ય બ્રહ્મની પીઠમાં ઉપાસ્ય "પરાદેવતા"[3] -કારણુ બ્રહ્મની શક્તિ છે એવું છેવટ મંતવ્ય હતું.

ઉપર મુજબ આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત્ત ધર્મનું પ્રચલિત રૂપ ઉપનિષદોમાં પ્રવર્તેલું જણાય છે.

---

(૧) નારાયણ ૧ અનુવાક. (૨) બૃ.ઉ. ૬; (૩) છા. ૬-૮-૬.

## પ્રકરણ ઓગણીસમું

## ઉપનિષદો વેદબાહ્ય દર્શનો અને વેદથી અવિરોધી આગમો

ઉપનિષદોમાં પ્રવર્તતો વિચાર સ્વાતંત્ર્યનો પવન વેદમર્યાદાનું છેવટે અતિક્રમણ કરી ગયો જણાય છે. સાંખ્યયોગ વેદમર્યાદામાં રહ્યાં અને તે દર્શનોનું પ્રાચીન રૂપ કેવું હતું તે આપણે વિચારી ગયા. ઉપનિષદોના અંત સમયમાં આન્વીક્ષિકી એટલે ન્યાયવિદ્યા રાજકર્મમાં ખીલી હતી. વૈશેષિક દર્શનની પરમાણુ કારણવાદની પ્રક્રિયા પ્રત્યક્ષ રીતે ઉપનિષદોમાં ઉતરી આવી હોય એમ જણાતું નથી, પરંતુ તે પ્રક્રિયા પાશુપત આગમમાંથી પ્રકટ થયાનું જણાય છે. પરંતુ ઉપનિષદોના છેવટના ભાગમાં વેદબાહ્ય વિચારવાળા સાધુઓના આચારવિચારો અરણ્યવાસીઓમાં પેઠેલા જણાય છે, અને તેમાં જૈન અને બૌદ્ધ સિદ્ધાંતોનાં પ્રથમ બીજો ઉગ્યાં હોય એમ જણાય છે. ઉદાહરણ તરીકે "સર્વાજીવ[1] બ્રહ્મચક્ર"માં હંસ એટલે જીવ ભમે છે, જીવઘન પરમાત્મા છે; જીવ[2] જે જે શરીરમાં પ્રવેશ છે તે તે શરીરમય થઇ જાય છે. કેટલાક પરમહંસો "નિર્ગ્રંથ અને[3] શુક્લ ધ્યાનપરાયણ હતા"—આ વિગેરે ઉપનિષદ્ વાક્યો થી મહાવીર પૂર્વભાવી નિર્ગ્રંથ સાધુઓના વિચારોનાં પૂર્વરૂપ છે. જૈનોના આદ્ય તીર્થંકર ઋષભદેવ આ વર્ગના "નિર્ગ્રંથ" સાધુ હતા, અને પાછળથી તેમને હિંદુ ધર્મીઓએ વિષ્ણુના અવતાર માન્યા[4] છે.

વેદમર્યાદાનું અતિક્રમણ કરી સ્વતંત્ર તર્ક કરનારા પ્રતિ ઉપનિષદોને તિરસ્કાર હોવાનું નીચેના મૈત્રી ઉપનિષદના અવતરણથી સમજાશેઃ—

---

(૧) શ્વે. ૨. ૬; (૨) શ્વે. ૫; (૩) જાબાલ ૬ (૪) જુઓ ભાગવત સ્કંધ ૫–૩;

"જેઓ નગરના યાજકો હોય છે, જેઓ અયાજ્ય જાતિના મનુષ્યોને યજન કરાવનારા હોય, જેઓ શૂદ્રના શિષ્ય હોય, શૂદ્રજાતિના શાસ્ત્રજ્ઞાનવાળા હોય, જેઓ ચાટ, નટ, ભટ, રવડતા સાધુ, નાટકનાં પાત્ર થનારા હોય, રાજાનું કર્મ કરવામાં પતિત અત્યાચારવાળા થયા હોય, વળી જેઓ યક્ષ, રાક્ષસ, ભૂત, ગણ, પિશાચ, નાગ વિગેરેની ઉપાધિ અમે દબાવીએ છીએ એવું કહેનારા હોય, વળી જેઓ મિથ્યા કાષાયવસ્ત્ર ધારણ કરનારા હોય, કાને કુંડળ રાખી ફરનારા હોય, જેઓ કપાલ ધારણ કરનારા હોય, વળી જેઓ મિથ્યા તર્ક અને દૃષ્ટાંતો વડે અને ઇન્દ્રજાળ વડે વૈદિક મર્યાદામાં રહેવા ઇચ્છતા હોય, તેમની સાથે રહેવું નહિ, કારણ કે તેઓ ઉઘાડા ચોર છે, અને સ્વર્ગથી ભ્રષ્ટ કરનારા છે. નૈરાત્મ્યવાદના છલ વડે મિથ્યા દૃષ્ટાંતવાળા તર્ક વડે લોક ભોળવાઈ ભમે છે, તેવા વેદવિદ્યા બાહ્ય[1] છે."

ઉપરના અવતરણમાં બુદ્ધપૂર્વભાવી મિથ્યા સાધુઓનું ચિત્ર જણાય છે. નૈરાત્મ્યવાદ વડે આપણે ગૌતમબુદ્ધનો પોતાનો ઉલ્લેખ સમજવાનું કારણ નથી, પરંતુ તેમના પૂર્વભાવી નૈરાત્મ્યવાદીઓનો ઉલ્લેખ હોઈ શકે, કારણ કે अर्हत, श्रमण, प्रतिबुद्ध—એ શબ્દો સામાન્ય ત્યાગીઓને શતપથ બ્રાહ્મણમાં લગાડવામાં આવતા હતા, અને ત્યારપછી તે જૈનસાધુ અને બૌદ્ધભિક્ષુના વિશેષાર્થમાં રૂઢ થયા હતા.[2]

વેદમર્યાદાના મુખ્ય વર્ણાશ્રમના કેન્દ્રમાંથી ખસેલા, પરંતુ એકેશ્વરવાદને માનનારા કેટલાક વિચારકો મિશ્રમર્યાદામાં રહ્યા જણાયા છે, એટલે કે જૈન અને બૌદ્ધોની પેઠે વેદને પ્રમાણભૂત નહિ માનનારા એમ નહિ, પરંતુ વેદ ઉપરાંત સ્વયંભૂ આગમોના ઉદયને માનનારા થયા હતા. તેઓએ વેદસિદ્ધાંત ત્રૈવર્ણિકોને વાસ્તે છે એમ

(૧) मैत्री. ૭-૮; (૨) જુઓ History of Sanskrit Literature by Vaidya, Section II-1-16

માની બ્રાહ્મણો સાથે વિરોધ કર્યા વિના સાર્વભૌમ ઇશ્વરભાવના આગમોમાં પ્રકટ કરી. આ આગમોનો ઉદય લગભગ છાન્દોગ્ય ઉપનિષદ્ જેટલો જુનો છે. આ આગમ પ્રકાશક આદિત્યનું ઉર્ધ્વ મુખ મનાયું છે; તેને પાછળથી શિવનું પાંચમું ઇશાનમુખ કહેવામાં આવ્યું છે. આ પંચમ મુખ અથવા સ્રોતસ્‌વડે ગુહ્ય આદેશ નામનાં પુષ્પોમાંથી, 'પરોરજા' રસ નીકળે છે અને તેના ભોક્તાઓ તે સાધ્ય દેવો છે; અને તે પ્રણવબ્રહ્મનામના મુખવડે તે રસ ભોગવે છે.[૩] વેદની રહસ્યવિદ્યા પ્રથ્વીમાંથી લોપ પામે તો વિદ્યાતપના સાધનવડે આદિત્ય પાસેથી ઋષિજનો મેળવે છે એ મંતવ્ય શ્રૌતસમયનું ઘણું જૂનું છે, અને તેનું ઉદાહરણ યાજ્ઞવલ્ક્યની શુક્લયજુર્વેદની પ્રાપ્તિ સૂર્ય પાસેથી થયાનું સ્પષ્ટ છે. વેદસાહિત્ય સંહિતા અને બ્રાહ્મણમાં ગ્રથિત થયા પછી અપૌરુષેય વિદ્યાનો પ્રવાહ સદાસર્વદા બંધ રહે છે એવું વેદવેત્તાનું માનવું ન હતું, પરંતુ સ્વયંપ્રભાત વેદજ્ઞાનવાળા તત્ત્વવિદ્ પુરુષો પાકે છે અને તેઓનાં અનુભવવાકયોને આગમ સંજ્ઞા મળી છે. માંડૂક્ય ઉપનિષદ્ અને તેના ઉપરની પહેલા પ્રકરણની કારિકાને આગમ કહે છે આ ઉપનિષદ્ અને કારિકાનું મૂલ કોઇપણ વેદ-શાખાની સંહિતા અને બ્રાહ્મણમાં અદ્યાપિ પકડાયું નથી અને તેથી છાન્દોગ્યની પરિભાષા પ્રમાણે તે પંચમમુખનું આગમ છે, અને સાધ્ય એટલે મનુષ્યદેવોને પ્રકટ થયેલું છે. આ પંચમમુખના આગમો ઉપનિષદોના અનુસંધાનમાં ઘણા પ્રકટ થયા છે. શૈવાગમો, સાત્વત (વૈષ્ણવ) આગમો, શાક્ત આગમો વિગેરે આ પ્રકારનું મિશ્ર સાહિત્ય છે. આ આગમવાદીઓ વેદને પ્રમાણ માને છે, પરંતુ તે ઉપ-રાંત આગમોને પણ સમાન પ્રમાણવાળું સાહિત્ય માને છે. આ આગમવાદીઓ જૂના વેદને નિગમ નામ આપે છે, અને નવા સાહિ-ત્યને આગમ નામ આપે છે. આગમવાદી, બ્રહ્મવાદ અને ઇશ્વરવાદ, બ્રહ્મવાદ અને નારાયણની ઐકાંતિક ભક્તિનો વાદ, બ્રહ્મવાદ અને

(૩) છા. ૩-૧૦;

શિવાદ્વૈતવાદ અથવા શાક્ત અદ્વૈતવાદની એકવાક્યતા કરે છે, અને નિગમ અને આગમને વાસ્તવ વિરોધ નથી, પરંતુ અધિકાર ભેદવડે વ્યવસ્થા કરે છે. આ વ્યાપક ભાવવડે ઘણાં આગમ પ્રકરણો પાછળથી ઉપનિષદ્ સમૂહમાં પેઠાં જણાય છે. પરંતુ તે મૂલ શ્રૌતસાહિત્યના અંશ નથી, પરંતુ આગમ સાહિત્યના અંશ સમજવાના છે.

આગમવાદીઓએ હિંદુધર્મને ઘણો વ્યાપક બનાવવા પ્રયત્ન કર્યા જણાય છે. તેમાં પણ દ્રાવિડોએ આગમધર્મનો પ્રચાર દક્ષિણ હિંદની મર્યાદા બહાર સુમાત્રા જાવા વિગરે સ્થળોમાં કર્યાના પુરાવા મળી આવ્યા છે. ઇસવીસનના બીજા સૈકાનાં અરસામાં હિંદુસ્થાનમાંથી કેટલાક સાહસિકોએ ચંપા પ્રદેશમાં ( હાલનો આનામનો પ્રદેશ Indo-China) હિંદુરાજ્યની સ્થાપના કરી હતી. આ રાજ્યસત્તા દાખલ થતા પહેલાં ઘણા આધેના પૂર્વદેશમાં હિંદુઓનો વ્યાપાર અર્થે જવરઅવર હતો. પ્રથમ રાજ્યની સ્થાપના શ્રીમાર નામના રાજા વડે ઇસવીસનના બીજા સૈકામાં થઈ હતી. આ હિંદુઓનું રાજ્ય ઇસવીસનના તેરમા સૈકા સુધી ત્યાં રહ્યું હતું. તેરમા સૈકામાં "અનામીસ" લોકોવડે તે રાજ્ય નાશ પામ્યું. આ હિંદુ રાજાઓ ધર્મે શૈવ હતા; અને વિષ્ણુનો તથા બુદ્ધનો પણ દેવ તરીકે સ્વીકાર કરતા હતા. મોટાં શિવમંદિરોની સ્થાપનાઓ થઈ હતી. તેના શિલાલેખો અને અવશેષો હાલ મળી આવ્યા છે. શ્રીમારથી છઠ્ઠો રાજા ભદ્રવર્મા હતો ( ઇ. સ ૩૮૦–૪૧૩ ) તેણે ભદ્રેશ્વર સ્વામીનું શિવમંદિર બંધાવ્યું હતું. આ મહાદેવ ચંપારાજ્યના કુલદૈવત મનાતા હતા. તે મંદિરનો વૈભવ સૌરાષ્ટ્રના પ્રભાસના સોમનાથના વૈભવ જેવો[1] હતો.

આ ઉપરાંત જૂના કંબુજ ( Cambodia-Indo-China)

---

[1] જુઓ Ancient Indian Colony, Vol. I, Champa, 1927.

પ્રદેશમાં શિલાલેખ મળી આવ્યા છે. તેમાં ઇસવીસન ૧૦૦૨ થી ૧૦૫૨ સુધીમાં શૈવધર્મની સ્થાપના આ દેશમાં થયાનું લખાણ છે. હકીકત આ પ્રમાણે છે: જાવા બેટમાંથી જયવર્મા (બીજો) કંબુજમાં આવી વસ્યો. આ રાજાના ગુરુ શિવ કૈવલ્ય હતા. ઇન્દ્રપુરના ભદ્રયોગી ગામમાં આ ગુરુને જાગીર મળી હતી. આ ગુરુનું કુલ ભદ્રપુરમાં હતું. આ ભદ્રપુર ભદ્રવર્માએ ઈ. સનના છઠ્ઠા સૈકામાં તે પ્રદેશમાં સ્થાપ્યું હતું. આ અરસામાં હિંદુસ્થાનમાંથી હિરણ્યદાસ નામના શિવાચાર્ય ત્યાં આવ્યા હતા. તેમણે શિવ કૈવલ્યને ચાર શાસ્ત્રો શિખવ્યાં. આ શાસ્ત્રોનાં નામઃ—शिरच्छेद, वीणाशिखा, संमोह, नयोत्तर હતાં, આ તંત્ર ગ્રંથો હતા. શિવકૈવલ્યને દેવરાજ એટલે શિવલિંગનો સંપ્રદાય શીખવવામાં આવ્યો હતો. આ શૈવ તંત્રાનુસારી શૈવધર્મને રાજધર્મ તરીકે જયવર્માએ સ્વીકાર્યો હતો. શિવકૈવલ્યના માતુવંશના સ્વામીઓને દેવરાજના યાજક તરીકે સ્થાપવામાં આવ્યા હતા.

ઉપરના ચાર તંત્ર ગ્રંથો जयद्रथयामलના ભાગ જણાય છે, અને તે પશ્ચિમામ્નાય અથવા પશ્ચિમસ્રોતસથી પ્રકટ થયા છે.×

ઉપનિષદોના એકેશ્વરવાદને કેવું વિપુલ મૂર્તરૂપ પાછળથી મળ્યું, અને તે પૂર્વમાં અને દક્ષિણમાં ક્યાં સુધી પ્રસર્યું તેનું આ રમણીય ચિત્ર છે.

---

×. "Tantrik Texts—Studies in Ancient Kambuja." (Indian Historical Quarterly, Vol. V, pages 754-759, Vol. VI, page 97-107.)

## પ્રકરણ વીસમું

## ઉપનિષદો અને તેના ઉપર બંધાયેલાં દર્શનો

ઉપનિષદોની આડકતરી અસર વેદબાહ્ય દર્શનો જેવાં કે જૈન અને બૌદ્ધ ઉપર કેવી રીતે થઇ છે તથા શૈવ, વૈષ્ણવ અને શાક્ત આગમો સાથે તેનો કેવો સંબંધ છે એ વિચાર્યા પછી ઉપનિષદો ઉપર પ્રત્યક્ષ પ્રામાણ્યનો આધાર રાખનારી વિચારશ્રેણીઓ કઈ કઇ ઉત્પન્ન થઇ છે તે વિચારવાનું રહે છે. ઉપનિષદોને તત્વજ્ઞાનનું શ્રુતિપ્રસ્થાન કહે છે, કારણ કે તેમાં અનુભવી પુરૂષોની પ્રતિભામાં જે રહસ્યો સ્ફુર્યાં છે તેનું ગુરુપરંપરાગત જ્ઞાન ગ્રથિત કરવામાં આવ્યું છે. પરંતુ ઉપનિષદોનાં વાક્યો અનેક રંગબેરંગી સુગંધી પુષ્પો જેવાં છે. તેમાંથી છૂટી કરવી, ગુચ્છ કરવો, સેર કરવી, માળા કરવી, અથવા પુષ્પની ચાદર બનાવવી એ મતિભેદ અને રુચિભેદ ઉપર અવલંબે છે. શ્રૌતકાલના અવધિએ ઉપનિષદોનો આવિર્ભાવ બંધ થયો, પરંતુ બ્રહ્મવિદ્યાનો સારસ્વત પ્રવાહ ઇતિહાસકાલમાં એટલે રામાયણ-મહાભારતના સમયમાં નવા ક્ષેત્રમાં થઇ વહેતો ચાલુ રહ્યો હતો. આ પ્રવાહનું વિશુદ્ધ રૂપ શ્રીકૃષ્ણાવતારની ભગવદ્‌ગીતામાં અને મહાભારતનાં બીજાં પ્રકરણોમાં છે. આ પ્રણાલિકામાં લોપ પામેલું શ્રૌતજ્ઞાન સ્મૃતિના રૂપમાં પુનરુત્થાનને પામ્યું છે; અને રાજવિદ્યા અને રાજગુહ્ય વિજ્ઞાન શ્રી કૃષ્ણાવતારમા અર્જુનને નિમિત્ત કરી નવા સુંદર રૂપમાં ઝળક્યું.[૧] આ કારણથી ભગવદ્‌ગીતાને <u>સ્મૃતિ-પ્રસ્થાન</u> એવું નામ મળ્યું છે, અને તે શ્રુતિને ડગલે ડગલે અનુસરે છે. આ સ્મૃતિ પ્રસ્થાનમાં મુખ્ય આધારગ્રંથ ભગવદ્‌ગીતા છે, અને તે હિંદુઓના સર્વ સંપ્રદાયોનો માનનીય પ્રમાણગ્રંથ છે. તે ઉપરાંત

(૧) જુઓ ભ. ગી. ૪. ૧-૮.

તે પ્રસ્થાનમાં ભગવદ્ગીતા ઉપરાંત સનત્સુજાતીય, ઉત્તરગીતા, અનુગીતા અને વિષ્ણુસહસ્રનામને સમાસ થાય છે. આ પાંચ પ્રકરણ એથી મહાભારતમાં અંતર્ગત થયા છે અને ખરી રીતે મૂલ ભારતમાં પણ હોય એવું અનુમાન જાય છે. આ સ્મૃતિપ્રસ્થાનના વિશેષ ધર્મના અને તત્વજ્ઞાનના અંશો નીચે પ્રમાણે તારવી શકાય છે:—

૧ શ્રુતિ પ્રસ્થાનમાં બ્રહ્મનો તત્ત્વવાદ છે, અને તેમાં દેવતાવાદ ગૌણ છે. ઉપાસ્યબ્રહ્મ ઉપરાંત જ્ઞેયબ્રહ્મ છે એવું વિધાન ઉપનિષદોમાં છે. આ તત્ત્વ જે અવ્યક્ત અને અક્ષરપદવાચ્ય છે તેમાં પુરુષોત્તમ અથવા પરમેશ્વર ભાવનું સ્થાપન કરી બ્રહ્મનું ભગવાન્ એવું નામાંતર થયું.

૨ કર્મકાંડનાં કેવલ શ્રૌતકર્મોને બદલે સ્માર્તકર્મોને સ્થાન ઇતિહાસકાળમાં મળ્યું; પરંતુ આ બંને પ્રકારનાં કર્મો તથા સંસારનાં વ્યવહાર કર્મોમાં આસક્તિ રાખ્યા વિના, અને તેના ફલમાં અભિસંધિ રાખ્યા વિના ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ કરવાનો વિશેષ ધર્મ પ્રકટ થયો. શ્રૌત-સ્માર્ત અને વ્યાવહારિક કર્મો ફલાભિસંધિ વિના ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરવા વડે ચિત્તનું શોધન થઈ જ્ઞાનાધિકાર પ્રાપ્ત થાય છે એવો સિદ્ધાંત પ્રવેશ પામ્યો. આ સિદ્ધાંતને કર્મયોગ એવું નામ મળ્યું.

૩ આ કર્મયોગની પીઠમાં જ્ઞાનયોગ હોવો જોઇએ, અને કર્મ તથા જ્ઞાનનો સમન્વય અથવા એકવાક્યતા થવી જોઇએ. બંને ક્રમપૂર્વક એકજ મોક્ષરૂપ ધ્યેય ઉપર લઈ જાય છે, અને તેથી સાંખ્યયોગ—જ્ઞાન અને કર્મ વિરોધી નથી પરંતુ પરસ્પરનાં ઉપકારક છે, આ મંતવ્ય દાખલ થયું.

૪ આ બન્ને યોગોમાં—કર્મયોગમાં અને જ્ઞાનયોગમાં—મનુષ્યના પ્રવૃત્તિધર્મ અને નિવૃત્તિધર્મનો વિનિયોગ થાય છે તે વાત ખરી, પરંતુ સર્વ મનુષ્યો ફલાભિસંધિ વિના કર્મ કરી શકે

તેવા હોતા નથી; તથા સર્વ મનુષ્યો બુદ્ધિની સૂક્ષ્મતા અને નિર્મળતાવાળા હોવા સંભવતા નથી: આથી પ્રાણીમાત્રને ઉપયોગી થાય તેવા ત્રીજા પ્રકારના યોગની જરૂર જણાઈ અને તેનું નામ ભક્તિયોગ. આ ભક્તિયોગ મંદ, મધ્યમ અને ઉત્તમ અધિકારીને સર્વને બંધ બેસે તેવો આ સ્મૃતિપ્રસ્થાનમાં રચવામાં આવ્યો. પ્રેમ અથવા પ્રીતિ તે મનુષ્ય પ્રાણીનો સ્વાભાવિક ચિત્તનો ધર્મ છે તેને સાંસારિક પદાર્થોને બદલે ભગવાનનું આલંબન આપવું, અને આ આલંબન કાં તો વ્યાપક પુરુષોત્તમ અથવા પરમેશ્વર હોય, પછી તે સાકાર અવતારી પુરુષ હોય, અથવા સાકાર વિભૂતિ હોય, અથવા સાકાર અર્ચા ( પૂજ્યમૂર્તિ ) હોય-ગમે તે હોય તોપણ તેમાં અંતર્યામી ભગવત્તત્ત્વ છે અને તે ભક્તના અધિકાર અનુસાર પ્રેમસંબંધમાં આવી ભક્તનો ઉદ્ધાર કરે છે એવી ભાવના સ્મૃતિપ્રસ્થાનમાં પેઠી.

૫ આ ભક્તિના આલંબનરૂપ ભગવાનના સ્વરૂપ, ગુણ અને પરાક્રમનું ભાન કરાવનાર ભગવાનનાં સહસ્રનામ અને તેના અર્થ ચિંતવવા અને ભગવાનના માહાત્મ્યનાં ગુણકથન શ્રવણાદિ નવધા ભક્તિવડે સિદ્ધ કરી ભગવાન્ પ્રતિની પ્રીતિને એવી સર્વોત્કૃષ્ટ કક્ષા ઉપર ચઢાવવી કે જેથી એક ક્ષણનો પણ ભગવતતત્ત્વનો વિરહ સહન ન થાય.

આ પાંચ વિશેષ ધર્મો મૂલ શ્રુતિપ્રસ્થાનમાં છુટક બીજરૂપ હતા તે વિશેષ અંકુરિત આ સ્મૃતિપ્રસ્થાનના પ્રકરણોમાં થયા; અને આ સ્મૃતિ રહસ્યરૂપ છે તે દર્શાવવા ભગવદ્‌ગીતાના પ્રત્યેક અધ્યાયને उपनिषद् એવી સંજ્ઞા આપવામાં આવી છે. પ્રાચીન શ્રુતિપ્રસ્થાનનાં ઉપનિષદો ઉપરાંત આ ભગવાને શ્રીકૃષ્ણાવતારમાં ગાયેલાં ઉપનિષદોમાં શી વિલક્ષણતા છે તે જણાવવા અધ્યાયના અંતે *ब्रह्मविद्यायां योगशास्त्रे...विषादयोगो नाम...* એવી પુષ્પિકા હેતુ પુરઃસર દાખલ થઈ. તેનો હેતુ એવો છે કે મૂલ ઉપનિષદો જ્યારે

અપૌરુષેય છે, ત્યારે આ ગીતાનાં રહસ્યો શ્રીકૃષ્ણાવતારે પૌરુષેય પ્રકટ કર્યાં છે; વળી જૂનાં ઉપનિષદોમાં મુખ્યત્વે કરીને બ્રહ્મવિદ્યા છે, પરંતુ કર્મનું કૌશલ વર્ણવનારૂં યોગશાસ્ત્ર નથી. ત્યારે ભગવદ્‌ગીતાનાં ઉપનિષદોમાં તે કર્મકૌશલ છે; વળી જૂનાં ઉપનિષદોમાં જે યોગ છે તે કેવલ માનસયોગ છે, પરંતુ ભક્તિયુક્ત વેગવાળો યોગ નથી, જ્યારે ભગવદ્‌ગીતામાં ભક્તિયુક્ત યોગ છે. ઉપરના વિશેષ હેતુઓનું પ્રતિપાદન ભગવદ્‌ગીતામાં હોવાથી, અને શ્રીકૃષ્ણના ઈશ્વરાવતાર સંબંધમાં કોઇપણ સંપ્રદાયવાળાને વિવાદ નહિ હોવાથી ભગવદ્‌ગીતા તે બીજું પ્રસ્થાન ગણાયું છે.

આ શ્રુતિપ્રસ્થાન અને સ્મૃતિપ્રસ્થાનને પ્રાચીન વિચારકો પ્રત્યક્ષ અને અનુમાન—એવી સંજ્ઞાઓ આપે છે. બ્રહ્મના સાક્ષાત્કાર વડે પ્રકટેલુ પ્રાતિભજ્ઞાન તે પ્રત્યક્ષ અને તે શ્રુતિમાં પ્રકટ થયું છે. તેને અનુસરતું જે પરોક્ષજ્ઞાન તે અનુમાન અને તે ભગવાનની અવતારી અવસ્થાની સ્મૃતિ. પરંતુ આ પ્રત્યક્ષ અને અનુમાન-શ્રુતિ અને સ્મૃતિ—એ બેનો સમન્વય કરવામાં અને એકવાક્યતા કરવામાં અનેક તર્ક અને પ્રમાણમર્યાદાના સ્વરૂપની જરૂર પડે છે. આ શ્રુતિસ્મૃતિની અથવા ઉપનિષદો અને ભગવદ્‌ગીતાના ઉપદેશની એકવાક્યતા કરવા જે ન્યાયો રચવા એટલે પૂર્વપક્ષ ( Thesis ), ઉત્તરપક્ષ ( Antithesis ) અને નિર્ણય ( Synthesis ) કરવાની પદ્ધતિ રચવી તેનું નામ ન્યાયપ્રસ્થાન. આ ન્યાયપ્રસ્થાનનો મૌલિક ગ્રંથ તે બ્રહ્મસૂત્ર; જેનાં વેદાંત સૂત્ર, શારીરિક મીમાંસા, ઉત્તર મીમાંસા વિગેરે નામાંતરો છે. આ ન્યાયપ્રસ્થાનમાં સિદ્ધાંતની રચના કોઇ સ્વતંત્ર તર્ક ઉપર નથી, પરંતુ ઉપનિષદ્ વાક્યોનો સત્યાર્થ શો છે તેના ઉપર અવલંબે છે. તેમાં તર્કનો આશ્રય લેવામાં આવે છે તે ખરૂં, પરંતુ તે વેદવાક્યોને પ્રમાણ માની અર્થનિર્ણયમાં કેવા તર્ક કરવા તેટલા પૂરતો જ. જેઓ સ્વતંત્ર તર્ક ઉપર પોતાના સિદ્ધાંત

અથવા દર્શનની સ્થાપના કરવા માગે છે તેમનું કેવલ તર્કનો આશ્રય લઇ ખંડન કરવામાં આવે છે.

આ પ્રમાણે ઉપનિષદોના શ્રુતિપ્રસ્થાન ઉપર સ્મૃતિપ્રસ્થાન અને તેના ઉપર ન્યાયપ્રસ્થાન એમ ત્રણ પ્રસ્થાનોની એકવાક્યતા. શ્રુતિ, યુક્તિ અને અનુભવને અનુસાર કરી જે તત્ત્વજ્ઞાનની પદ્ધતિ રજુ થાય તેનું નામ શ્રુત્યનુસારી દર્શન કહેવાય. આવા દર્શનના સ્થાપક-પુરુષને આચાર્ય સંજ્ઞા આપવામાં આવે છે. ઉપનિષદોના ઉપર સ્મૃતિ અને ન્યાયને અનુસાર ભારતવર્ષમાં અનેક મતો પ્રકટ થયા છે. તે સર્વ મતોના ગુણદોષની પરીક્ષા કરવાનું સ્થાન ઉપનિષદ્‌ને લગતા નિબંધમાં હોઇ શકે નહિ તે સર્વ મતોનું સ્વરૂપ સામાન્ય જાણવું હોય તેમણે હિંદતત્ત્વજ્ઞાનના ઇતિહાસનાં દસથી તેર પ્રકરણો વાંચવા ભલામણ કરવામાં આવે છે. આ સર્વ મતોમાં બ્રહ્મતત્ત્વ તે પરમ સત્ય છે અને જીવનો મોક્ષ બ્રહ્મજ્ઞાન વડે છે-એ સમાન તંત્ર સિધ્ધાંત છે. પરંતુ જીવનો અને જગતનો તે બ્રહ્મતત્ત્વ સાથે કેવા પ્રકારનો સંબંધ છે અને તે બે બ્રહ્મનાં કાર્ય છે કે સ્વતંત્ર વસ્તુઓ છે-એ મુદ્દાઓ ઉપર ભારે વિવાદ છે.

બ્રહ્મસૂત્રકાર બાદરાયણ મુનિનો પોતાનો અભિપ્રાય શો હતો એ એક મુદ્દો છે. અને ઉપનિષદો સ્વમુખે શું કહે છે તે બીજો મુદ્દો છે. આ મતતંત્રના વિચારકો પૈકી કેટલાક સૂત્રકાર બાદરાયણને ઉપનિષદોના અર્થનિર્ણયમાં પ્રમાણભૂત માનીને આગળ ચાલે છે; અને કેટલાક એમ માને છે કે સૂત્રકારનો આશય સ્પષ્ટ કરવો તે ભાષ્યકાર અથવા ટીકાકારનું કર્તવ્ય ખરું, પરંતુ જ્યાં સૂત્રકારનો અર્થ મૂલ ઉપનિષદોને બંધબેસતો ન હોય ત્યાં શ્રુતિ અનુસાર સ્વતંત્ર નિર્ણય પણ કરવો. ઘણા આચાર્યો પ્રથમ વર્ગમાં પડે છે, શંકરાચાર્ય બીજા વર્ગમાં પડે છે.

ઉપનિષદોના તાત્પર્ય ઉપર ત્રણ મત બંધાયા છે (૧) અદ્વૈત

મત, (૨) દ્વૈત મત, (૩) દ્વૈતાદ્વૈત મત. બ્રહ્મસૂત્રના શંકરપૂર્વભાવિ વિવરણ કર્તાઓ પૈકી ઉપવર્ષાચાર્ય કંઈક શંકરાચાર્યના સિધ્ધાંતને ટેકો આપનાર હતા એમ સમજાય છે; અને બોધાયન મુનિ કંઈક રામાનુજના સિધ્ધાંતને ટેકો આપનાર હતા એવું અનુમાન જાય છે.

શંકરાચાર્યની પહેલાંના (૭૮૮-૮૩૨) વૃત્તિકાર વિગેરેના ગ્રંથો મળી આવતા નથી પરંતુ ભર્તૃપ્રપંચ (૬૫૦) જ્ઞાનકર્મના સમુચ્ચયવાદી ઉપનિષદોના વિવરણ કરનારા હતા. ત્યાર પછી શંકરાચાર્યે જે ભાષ્ય ત્રણે પ્રસ્થાનો ઉપર રચ્યાં તેનો સિધ્ધાંત કેવલાદ્વૈત મત કહેવાય છે; તેમાં બ્રહ્મજ પરમસત્ય પદાર્થ, જીવ આપેક્ષિક સત્ય પદાર્થ, પછી તેને અંશરૂપ, પ્રતિબિંબરૂપ અથવા આભાસરૂપ ગણો, અને જગત્ બ્રહ્મથી અનન્ય જીવનો બ્રહ્મથી ભેદ ભાસવો તે અવિદ્યાને લીધે છે, અને તે અવિદ્યાનો વિદ્યાએ કરી નાશ થાય તો બ્રહ્મસાક્ષાત્કાર થાય, અને મોક્ષનો આવિર્ભાવ થાય આવું મંતવ્ય છે. ત્રીજી શાખા રામાનુજાચાર્યની (૧૦૧૭-૧૧૩૭) વિશિષ્ટાદ્વૈત મતની છે, જેમાં નારાયણ અથવા વાસુદેવ અથવા પરબ્રહ્મનાં ચિત્ (જીવ) અને અચિત્ (જગત્) એ શરીર છે તથા આ ત્રિપુટી વચ્ચે શરીર-શરીરી ભાવ છે, પરંતુ નારાયણના સ્વરૂપની બહારના તે ચિદ્ અચિત્ નથી આવું મંતવ્ય છે. ચોથી શાખા શુદ્ધાદ્વૈતમતની શ્રી વલ્લભાચાર્ય (૧૪૭૯-૧૫૩૦) ની છે. તેને શુદ્ધાદ્વૈત એવા હેતુથી કહેવામાં આવે છે કે બ્રહ્મમાથી માયાવડે જગતનો ભ્રમ ઉત્પન્ન થયો છે એવું શંકરમતવાળા માને છે તે બરાબર નથી, પરંતુ બ્રહ્મ પોતે જ અનેક વિરુદ્ધધર્માશ્રયવાળું હોઇ જગદાકાર પરિણામવાળું થાય છે, અને તેમાં બ્રહ્મનો દુધમાંથી દહીં થાય તેવો વિકારી પરિણામ નથી, પરંતુ સોનાના કડાં વિગેરે અવિકૃત ભાવવાળા ઘાટ થાય તેવું પરિણામ થાય છે એવું માનવામાં આવે છે. પાંચમી શાખા વિજ્ઞાનભિક્ષુ (૧૬૫૦) ની અવિભાગાદ્વૈતની છે, જેમાં જગત્ પ્રકૃતિમાંથી પ્રસર પામે અને પ્રકૃતિમાં લીન થાય છે, પુરુષો પણ પુરુષોત્તમમાંથી

આવિર્ભાવને પામે છે, અને તિરોધાનને પામે છે. પ્રલયકાલમાં પુરુષ અને પ્રકૃતિ પુરુષોત્તમમાં જેમ દુધમાં પાણી એકમેક થઈ ભેદ જણાય નહિ તેમ અવિભક્ત થઇ જાય છે, એવું મંતવ્ય છે. શ્રીકંઠ શિવાચાર્ય (૧૨૭૦) નો શિવાદ્વૈતમત કંઇક ભેદાભેદવાદ ઉપર રચાયેલો છે, અને ઘણેભાગે શાંકરઅદ્વૈત સાથે મળતો છે પરંતુ તેમાં વિશ્વ અને જીવ માયિક નહિ પણ સાચા છે, અને શિવ અને જીવં વચ્ચે ઉપાસ્ય ઉપાસક સંબંધ છે, અને મોક્ષનું રૂપસાયુજ્ય છે, કૈવલ્ય નથી એવું પ્રતિપાદન છે.

દ્વૈતવાદના પ્રખર પ્રચારક મધ્વાચાર્ય અથવા આનંદતીર્થ અથવા પૂર્ણપ્રજ્ઞ (૧૦૩૯ ૧૧૨૦) છે. તેઓ સ્પષ્ટ જીવ-ઈશ્વર વચ્ચે ભેદભાવ જ માને છે, અને બંને વચ્ચે સ્વસ્વામી સંબંધ સ્વીકારે છે.

દ્વૈતાદ્વૈતની બે અવાંતર શાખાઓ છે. એક શાખાના પ્રવર્તક ભાસ્કર ભટ્ટ (૧૦૦૦) છે; અને તે ઔપાધિક ભેદાભેદ માને છે; બીજી શાખાના પ્રવર્તક નિંબાર્કાચાર્ય છે (૯૯૦) અને તેઓ સ્વાભાવિક ભેદાભેદ માનનારા છે.

---

## પ્રકરણ એકવીસમું

## ઔપનિષદ વિદ્યાની યુરોપ તથા અમેરિકામાં અસર

### (૧) પશ્ચિમની તત્ત્વ વિદ્યા ઉપર અસર થવાનાં કારણો.

હિન્દુસ્થાન સંબંધી જૂનામાં જૂની માહિતી ડાયોનીસીઅસને (Dionysius) હતી. પ્લીનીના કહેવા મુજબ ડાયોનીસીઅસને ફીલાડેલફસ (Philadelphus)ના રાજ્યમાં એલચી તરીકે હિંદુસ્થાન મોકલવામાં આવ્યો હતો. હિંદુસ્થાનની પ્રજાની સાધન-સામગ્રીનું તેણે પાછા આવ્યા પછી સવિસ્તર વર્ણન લખ્યું છે ત્યાર પછી ઈ. સ. પૂ. ૨૪૦-૧૯૬ માં અલેક્ઝાન્ડ્રીઅન લાયબ્રેરીના પ્રેસિડેન્ટ ઇરેટોસ્થીનીસ (Eratosthenis) હિંદુસ્થાન સંબંધમાં ઘણી માહિતી ધરાવે છે. એથીનીઅસ (Athinaeus) કહે છે કે ટૉલેમી ફીલાડેલ્ફસના સરઘસમા ઘણી હિંદુસ્થાનની સ્ત્રીઓ, શિકારી કુતરા, ગાયો, તથા મશાલા દેખાડવામાં આવતા, અને ઘણો માલ ઉંટ ઉપર લઇ ફેરવવામાં આવતો હતો.

હિંદુસ્થાન અને ઇજિપ્ટના ટોલેમીઝ (Ptolemies) વચ્ચેનો વ્યવહાર સીધા માર્ગે ન હતો, પરંતુ આડકતરી રીતે ચાલતો હતો. સ્ટ્રેબો (Strabo) જણાવે છે કે ટોલેમીઝના સમયમાં હિંદુસ્થાન તરફ ઘણા થોડા મુસાફરો જઈ શકતા હતા, અને માલ ઘણો થોડો લાવી શકતા હતા આ ઉપરથી ઘણા સાહસિક મનુષ્યો જતા આવતા હશે, એવું અનુમાન થાય છે. મહારાજા અશોકે અલેક્ઝાન્ડ્રીઆમાં બૌદ્ધ ભિક્ષુઓને મોકલ્યા હતા. સિરીઆ તથા અલેક્ઝાન્ડ્રીઆમાંથી હિંદુસ્થાનમાં ઘણા ગ્રીકો વેપારને અર્થે જતા આવતા હતા, અને તે અવરજવર ચંદ્રગુપ્તના રાજ્ય સમયમાં થતો હતો. એડીફુ (Edifu)

અને પ્રાચીન બેરેનીકે ( Berenike ) વચ્ચે એક પુરાતન મંદિરના અવશેષ મળ્યા છે. તે ઉપરના લેખ પરથી જણાય છે કે હિંદુસ્થાનનો સોફોન ( Sophon ) નામનો સખસ ગ્રીક દેવતા પાન* ( pan )ની પૂજા અર્થે ત્યાં રહ્યો હતો.

ડૉ. હુલ્ટઝ (Hultzch) જણાવે છે કે બેન્ગલોરના બજારમાં ટોલેમી સૉટર (Ptolemy Soter)નો રૂપાનો સીક્કો મળ્યો હતો. સ્ટ્રેબો, જે ઑગસ્ટસ (ઇ સ. પૂ. ૨૯ થી પછી ઇ.સ.પૂ. ૧૪ )ના રાજ્ય સમયમાં જીવતો હતો, તે જણાવે છે કે હિંદુસ્થાન સાથેનો વેપાર વધતો જતો હતો; કારણ કે એકસો વીસ વેપારી હિંદુસ્થાન વહાણ મારફત પહોંચી ગયા હતા ઇ. સ. ના પહેલા સૈકાના અંત સુધીમાં એલેકઝાન્ડ્રીઆમાં એક Periplus Maris Erythrasi નામનો લેખ પ્રસિદ્ધ થયો હતો તે લેખમાં પશ્ચિમ હિંદુસ્થાનની હકીકત લેખકે પ્રત્યક્ષ અનુભવના આધારે લખી છે. આ પેરીપ્લસ કહે છે કે હિંદુસ્થાનના પશ્ચિમ કાંઠા સાથે ગ્રીક અને રોમનોનો ભારે વેપાર હતો, રોમન મુસાફરો પાંડ્ય રાજ્યમાં અને ચેરા (ચોલ) રાજ્યમાં રહેતા હતા. બળવાન યવનો અને મ્લેચ્છો કવચ ધારણ કરી પાંડ્ય રાજ્યમાં રાજાના અંગરક્ષક તરીકે રહેતા હતા; તથા પાંડ્ય રાજા અને અન્ય દક્ષિણાપથના રાજાઓના લશ્કરમાં રોમન સૈનિકોની ભરતી થતી હતી. તેવી જ રીતે ચૌલ રાજ્યમાં ગ્રીક વેપારીઓ આવતા હતા, અને ગ્રીક શિલ્પીઓ ચૌલ રાજાના રાજ્યમહેલ બાંધવામાં રોકાતા હતા.

ત્યાર પછીની માહિતી ટૉલેમી આપે છે. આ સખસ અલેકઝાન્ડ્રીઆનો મોટો ભૂગોળશાસ્ત્રી હતો. તે ઇ. સ. ના બીજા સૈકામાં જીવંત હતો. તે લખે છે કે હિંદુસ્થાનના કુલકોની માહિતી, અને મુખ્યત્વે કરીને મલય દેશના પછવાડેના મુલકની માહિતી, તેને

---

* પાન બ્રહ્માની સમાન આકૃતિનો ગ્રીક દેવ હતો.

ગ્રીક મુસાફરોથી મળી હતી એટલું જ નહિ પણ કેટલાક હિંદુઓ એલેક્ઝાન્ડ્રીઆ આવેલા અને જેઓ ભાંગ્યુંતુટયું ગ્રીક બોલતા હતાં તેમની પાસેથી મળી હતી. ટૉલેમી લખે છે કે હિંદુસ્થાન સાથે ગ્રીસ દેશનો વેપાર બહોળો હતો.

નાસિકના લેખો બતાવી આપે છે કે "રમણુક" એટલે રોમના વતનીઓએ કેટલીક ગુફાઓ સાધુઓને અર્થે તૈયાર કરાવી અર્પણ કરી હતી. કલ્યાણના લેખમાં યવનોનો ઉલ્લેખ છે. રાજપીપળાને લગતા મુલકમાં ગ્રીક વેપારીઓ રાજાને મળવા જતા હતા. હિંદુઓ ગ્રીકને યવન, યોન, યોનક–એ નામથી ઓળખતા હતા, રોમનને રમણુક, અથવા રોમણુક નામથી ઓળખતા હતા, એલેક્ઝાન્ડ્રીઆને તેઓ યવનપુર, રોમકપુર, અથવા "અલસંદો" નામથી ઓળખતા.×

છેલ્લો હિંદુસ્થાનની માહિતી આપનાર ગ્રીક લેખક કૉસમોઝ ઇન્ડીકોપ્લુસ્ટીસ ( Kosmos Indikopleustes ) છે. તે લગભગ પાંચ સૈકા પછીની હકીકત કહે છે. તે મનુષ્ય સાધુ હતો. ખ્રીસ્તી સાધુ તથા ગ્રીક મૂર્તિપૂજકો વચલા સમયની છૂટી છૂટી હકીકત આપે છે, અને તેઓ હિંદુસ્થાનની તત્ત્વવિદ્યા, ધર્મ અને સામાજિક રીતરીવાજને લગતી માહિતી આપે છે. આ માહિતી તેઓ સીરીઆ અને અલેકઝાન્ડ્રીઆનો હિંદુસ્થાન સાથેના જવરઅવરવાળા મુસાફરોના કહેવાથી આપે છે. હિંદુસ્થાનમાં પહેલો એલેકઝાન્ડ્રાનો વતની આવેલો તેનું નામ સ્કીથીએનસ ( Skythianus ) હતું, અને તે બાઇબલના એપોસ્ટલનો સમકાલીન હતો. ટૉલેમી અને ડાયોન કેસીઅસ ( Dion Cassius ) અલેકઝાન્ડ્રીઆમાં આવેલા હિંદુઓનો ઉલ્લેખ કરે છે. ઇજીપ્ટ અને હિંદુસ્થાન વચ્ચેના સંબંધની ખાત્રી આપનાર એક પુરાવો ઑકઝીરીન્કસ ( Oxyrhyn-

× જુઓ The Commerce between the Roman Empire and India-by E. H. Warmington.

chus ), આગળના ખોદકામમાંથી મળ્યો છે. ઇ. સ. ના બીજા સૈકામાં ગ્રીક ફારસનો "પેપીરસ" ઉપરનો લેખ છે. તેમાં એક ગ્રીક સ્ત્રી-નામે ચૅરીટીઅન ( Charition )-નું ચિત્ર વર્ણવ્યું છે. તે સ્ત્રી કાનડાના કાંઠા ઉપર વહાણ ભાગવાથી હિંદુસ્થાનમાં જઈ ચઢી. ડૉ. હુલ્ટ્શ ( Hultzsch ) આ લેખ વાંચી જણાવે છે કે આ ફારસનાં પાત્રો જે ભાષા બોલે છે તે કાનડી ભાષા છે.

ડીઓ ક્રીસોસ્ટોમ ( Dio Chrysostom ) જે ટ્રાજનના રાજ્ય સમયમાં જીવતો હતો, અને જે ઇ. સ ૧૧૭ ના અરસામાં મરી ગયો હતો, તે કહે છે કે એલેકઝાન્ડ્રીઆના બજારમાં અનેક પરદેશીઓમાં હિંદુઓ જણાતા હતા. હિંદુસ્થાનનાં ઇતિહાસ કાવ્યોની તે માહિતી આપે છે. આ માહિતી તેને હિંદુઓ તરફથી મળેલી હોવી જોઇએ.

ત્યાર પછી ઈ. સ. ૨૨૦ માં ખ્રીસ્તી લેખક કલેમંટ (Clement) વિશેષ માહિતી આપે છે. તેનો ગુરુ પેન્ટેનસ હતો, જે હિંદુસ્થાનમાં ખ્રીસ્ત ધર્મ પ્રસાર અર્થે ગયેલા પાદરીઓમાં સૌથી જૂનો હતો. કલેમંટ કહે છે કે બ્રાહ્મણો દારૂ, માંસ લેતા નથી. તેઓ પાન ( Pan ) અને હીરેક્લસ ( Herakles )ના પૂજક છે. આ બે દેવો બ્રહ્મા અને શિવના સમાન આકૃતિ અને ગુણવાળા છે. બ્રાહ્મણો ઘણા બ્રહ્મચર્યવ્રત પાળનારા છે એમ તે લખે છે. વિશેષમાં લખે છે કે બ્રાહ્મણો મરણથી બીલકુલ બ્હીતા નથી, અને જીવનની તેમને કિંમત જેવું નથી, કારણ કે તેઓ દેહાંતર થવાની વાત માને છે. વળી તે લખે છે કે શ્રમણો ( એટલે બૌદ્ધો ) સ્તુપમાં દાટેલા કોઇના હાડકાને પૂજે છે ( આ બૌદ્ધ સાધુઓના સ્તુપનું જ વર્ણન જણાય છે. ) કલેમંટ બ્રાહ્મણ અને શ્રમણના ભેદ જાણે છે.

કેરાનો આર્કેલાસ ( Archelaus of Carrna ) ( ઇ. સ. ૨૭૮ ), અને સૅન્ટ જેરોમી ( Saint Jerome ) ( ઇ. સ.

૩૪૦ ) ગૌતમ બુદ્ધના જીવનવૃત્તાંતને જાણનારા છે: અને તેમનો દૈવી જન્મ હતો એવી વાત લખે છે. બાબીલોનના બારડેસેનીસ ( Bardesanes )ના ગ્રંથ ઉપરથી નાગા સન્યાસી અને સાધુઓની માહિતી મળે છે. આ ગ્રંથમાંના બે ટુકડા સુરક્ષિત રહ્યા છે. ત્યાર પછી ગુપ્ત રાજ્ય સમયમાં એલેકઝાન્ડ્રીઆમાં ઘણા હિંદુઓ આવ્યાનો ઉલ્લેખ મળે છે.

## (૨) પ્રાચીન ગ્રીક તત્ત્વ વિદ્યા સાથે હિંદના પ્રાચીન તત્ત્વ જ્ઞાનનો સંબંધ.

ઘણા યુરોપીઅન ગૂઢ વિચારકો ( *Mystics* ) સાથે પ્રાચીન હિંદ તત્ત્વકાળનું સાદૃશ્ય ઘણું છે. ખ્રીસ્ની યોગીઓ ઉપર પ્લેટોના સિદ્ધાંતોત્તરની× ( Neo-platonism ), તથા ડાયોનીસીઅસના લખાણોની ઘણી ઊંડી અસર થઈ છે એ વાત સર્વમાન્ય છે. ડાયોનીસીઅસના વિચારોનું સ્વરૂપ પ્લેટોના સિદ્ધાંતોનું ન્યાય પુરઃસર જે અંતિમ પરિણામ આવે તે ઉપર બંધાયેલું છે. પારી રીતે ડાયોનીસીઅસ પ્લેટોના સર્વાંશ અનુયાયી ગણાય તેમ છે મૅકસ મ્યુલર* કહે છે કે ઘણું કરીને સીરીઆમાં આવેલા ઍડીસા (Edessa) નો ડાયોનીસીઅસ વતની હતો; તે પાંચમા સૈકાના અંતમા થયો છે; તે ધર્મે ખ્રીસ્ત છે, પરંતુ સિદ્ધાંતમાં પ્લેટોના વિચારોની છાયાને અનુસરે છે પ્રાચીન મધ્ય તથા અર્વાચીન યુરોપીઅન તત્ત્વવિચારની શ્રેણીઓમાં પ્લોટીનસના વિચારોની છાયા ઉતરે છે. જો હિંદ તત્ત્વ-જ્ઞાનની અસર પ્લેટોના સિદ્ધાંત ઉપર થઈ છે એવું સાબીત થાય તો ખ્રીસ્ત ગૂઢ વિચાર અથવા યોગવિદ્યા ઉપર અને અર્વાચીન

× મૂલ વિચારકની દિશાએ જે પાછળથી વિસ્તાર થાય તે "સિદ્ધાંતોત્તર" કહેવાય. ધર્મમાં પણ શિવધર્મોત્તર, વિષ્ણુધર્મોત્તર વિગેરે આપણે ત્યાં ગ્રંથો થયા છે.

* Theosophy or Psychological Religion

પાશ્ચાત્ય વિચારશ્રેણીઓ ઉપર અસર થઇ છે તે સાબીત કરવું કઠિન નથી. પ્રો. રોલૅન્ડ કહે છે કે ડાયોનીસીયસે પ્રત્યક્ષ રીતે હિંદુસ્થાનના વિચારો સ્વીકાર્યા નથી. આપણી પાસે એવું એક પણ સાધન નથી કે તેણે હિંદુસ્થાનના વિચારો પ્રત્યક્ષ સંપાદન કર્યા હોય. પરંતુ જો તે પ્લેટોના સિદ્ધાંતનો અનુયાયી હોય, અને એક સમયે અલેક્ઝાન્ડ્રામાં રહેતો હતો એ સ્વીકારવામાં આવે તો હિંદુસ્થાનના વિચારો. પ્લેટોના સિદ્ધાંતોના અતિશયમાં પેઠેલા ડાયોનીસીઅસના વિચારોમાં આડકતરી રીતે ઉતરી આવેલા સમજી શકાય: પ્લેટોના સિદ્ધાંતનું પાછળથી જે વ્યાપક રૂપ ઉભું થયું છે તેમાં કેટલાક અંશો એવા છે કે જેના બીજકો નથી ગ્રીકમાં, નથી યાહુદીમાં કે નથી ખ્રીસ્તીમાં. નોસ્ટીક (Gnostic) અથવા કેથોલીક ખ્રીસ્તપંથમાં પ્લેટોના સિદ્ધાંતનું પાછળનું વ્યાપક રૂપ પ્રવેશ પામ્યું જણાય છે. આ રૂપના અંશો યાહુદી અને ખ્રીસ્તી સાહિત્યમાંથી બીલકુલ મળી આવે તેમ નથી. ફાઇલો (Philo) અને નોસ્ટીક શાખાના ખ્રીસ્તપંથીઓમાં પ્લેટોના સિદ્ધાંતોના ઉંચટના વિસ્તારવાળા રૂપની છાયા પ્રવેશ પામી છે. હિંદુ તત્ત્વજ્ઞાન અને પ્લેટોના સિદ્ધાંતાતિશય વચ્ચે ઘણું સાદશ્ય છે. ઉદાહરણ તરીકે, પરમેશ્વર, જીવાત્મા, પ્રાણાત્મા અને શરીરને લગતી ભાવના અને બ્રહ્માંડમાં અને પિંડાંડમાં તે તત્ત્વોનું તાદાત્મ્ય—એ પ્લોટીનસ નામના વિચારકનો મુખ્ય સિદ્ધાંત છે. પ્લોટીનસની શિવતત્ત્વની ( The Good) ભાવના, અથવા સદ્વસ્તુ ( One Reality) ની ભાવના પરમાત્મા અથવા બ્રહ્મતત્ત્વના સ્વરૂપ સમાન છે. પ્લોટીનસના અભિપ્રાય પ્રમાણે અને ઉપનિષદ્ના મત પ્રમાણે પૂર્ણ વસ્તુ વાણીને ગોચર નથી. પ્લોટીનસનું વિભુ મન (Universal Mind) તે વેદાંતના ઈશ્વરતત્ત્વ સમાન છે. પ્લોટીનસનો બ્રહ્માંડનો આત્મા તે વેદાંતના હિરણ્યગર્ભના સમાન છે. પ્લોટીનસની કુદરત તે વેદાંતની પ્રકૃતિ છે. પ્લોટીનસનો જીવાત્મા, પ્રાણાત્મા, અને દેહ તે વેદાંતના કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ ઉપાધિને મળતા છે.

પ્લોટીનસની ત્રણ પ્રકારની સત્તાની ભૂમિકાઓ વેદાંતની જાગ્રત્, સ્વપ્ન, તથા સુષુપ્તિ અવસ્થા સાથે મળતી છે. પ્લોટીનસની તન્મયતા (Ecstasy) તે સમાધિનું બીજું નામ છે. પ્લોટીનસ કર્મ અને જન્માંતરને માને છે કર્મ સિદ્ધાંતને તે નિયતિનિયમ (Law of Necessity) કહે છે. આ બધા નિશ્ચયોનું સાદશ્ય કયાંથી આવ્યું? શું તે આંકસ્મિક બનાવ છે? શું પ્લોટીનસે આ ભાવનાઓ પોતેજ ઉભી કરી છે, કે હિન્દુસ્થાનના વિચારોનું તેમાં પ્રત્યક્ષ વા પરોક્ષ પ્રતિબિંબ છે?

પ્લોટીનસ જાતે લીકોપોલીસ (Lycopolis)નો મીસર દેશનો વતની હતો. જ્યારે તે અઠ્ઠાવીસ વર્ષનો થયો ત્યારે તે એલેક્ઝાંડ્રીઆના કેટલાક ગુરુજનો પાસે તત્ત્વવિદ્યા શિખવા ગયો હતો. પરંતુ, ત્યાંના ગુરુકુલમાંથી તે નિરાશ થઈ પાછો આવ્યો. તેણે પોતાના મિત્રને પોતાની નિરાશાનું કારણ કહ્યું. તે ઉપરથી તે મિત્રે તેને સુપ્રસિદ્ધ ગુરુ એમોનીઅસ (Ammonius) પાસે જવાનું કહ્યું. જ્યારે તે એમોનીઅસના ગુરુકુલે ગયો, અને એમોનીઅસનાં તેણે પ્રવચનો સાંભળ્યાં ત્યારે તેણે પોતાના મિત્રને હર્ષના આવેશમાં કહ્યું:—"આવાજ ગુરુની હું શોધ કરતો હતો તે મને મળ્યા." ત્યારપછી અગીઆર વર્ષ સુધી તેણે એમોનીઅસ પાસે રહી વિદ્યા સંપાદન કરી, અને તત્ત્વજ્ઞાનમાં એટલો બધો તેને રસ લાગ્યો કે તેણે ઈરાનીઅન પ્રજાની તત્ત્વવિદ્યા, અને "મુખ્યત્વે કરીને હિન્દુ ઋષિઓની વિદ્યા" ને સમજવા માટે પ્રયત્ન કર્યો. આ આશા સફલ કરવા ઇરાન ઉપર ચઢાઈ કરનાર ગૉર્ડીઅન બાદશાહે લડાઇની તૈયારી કરી ત્યારે પ્લોટીનસ પોતે સૈનિક તરીકે સામેલ થયો. તે સમયે તેની ઉંમર ઓગણચાળીસ વર્ષની હતી. રૉ. રોલેન્ડ લખે છે કે જો કે ગૉર્ડીઅનનું મરણ વચમાં મેસોપોટેમીઆમાં થયું, તોપણ પ્લોટીનસની હિંદતત્ત્વજ્ઞાનને મેળવવાની વાસના તીવ્ર રહી હતી. પ્લોટીનસની

વ્યવહાર એકાગ્રતાની પદ્ધતિ હિંદુસ્થાનના યોગસિદ્ધાંત સાથે મળતી છે. પ્લેટોના સિદ્ધાંત ( Neo-platonism ) નો એક અંશ જે પશ્ચિમમાં સુગમતાથી સમજાય તેવો નથી તેનું નામ ધારણા (Theurgy) છે. તે ધારણા છેવટે તન્મયતામાં (Ecstasy) પરિણમે છે. આ તન્મયતાને હિંદુઓ સમાધિ કહે છે. પ્લોટીનસની ધ્યાનપદ્ધતિ હિંદુઓના રાજયોગ સાથે મળતી આવે છે; અને ખરેખર તેણે પોતાનો દેહ પણ હિંદુ રાજ-યોગીની પેઠેજ છોડયો છે. તેણે પ્રયાણ પહેલાં બુદ્ધિપૂર્વક તન્મયતા સાધી હતી, અને તેવી ભૂમિકામાં જ તેણે પ્રાણ છોડયા હતા: કારણ કે તેના છેવટના શબ્દો એવા હતા કેઃ—"હું હવે મારા અંદરના આત્માને પરમાત્મામાં પાછો લઇ જઉં છું." પૉરફીરી ( Porphyry ) પુરાવામાં કહે છે કે પ્લોટીનસ પોતાની જીવતી દશામાં ઘણી વાર તન્મયતાના શિખરે ચઢી જતો હતો. પ્લોટીનસના જીવનની આ માહિતી, અને તેના સિદ્ધાંતોનું સ્વરૂપ હિંદુસ્થાનના યોગીઓના જીવન અને રૂપ સાથે એટલું બધું મળતું છે કે આનો ખુલાસો હિંદુસ્થાનના વિચારોના સંબંધ વિના બંધબેસતો નથી. શા સારૂ તે હિન્દુસ્થાન જવા તાલાવેલી કરતો હતો? શા સારૂ હિન્દુસ્થાનની તત્ત્વવિદ્યાને તે સવિશેષ જાણવા માગતો હતો? મેકસમ્યુલર કહે છે કેઃ—"પ્લોટીનસ અને તેના અનુયાયીઓએ પરદેશના અને મુખ્યત્વે કરીને પૌર્વાત્ય ધર્મો અને માન્યતાઓને ઘણી વિચારી જોઇ છે; અને તેઓએ એવું માન્યું છે કે આ ધર્મો અને માન્યતાઓમાં દૈવી જ્ઞાનના અંશો-શેષ રહેલા છે. પ્લોટીનસમાં હિંદુસ્થાનના તાત્ત્વિક વિચારો ઉતરી આવ્યાનાં સબળ કારણો નીચે મુજબ છેઃ—

પ્લોટીનસના ગુરુ એમોનીઅસ એક ભારવાહક મજૂર હતા અને તેમાંથી તત્ત્વચિંતક થયા હતા ( સરખાવોઃ "જડભરતનું જીવન" ) તે સઘળા દેશોના મુસાફરો સાથે સંબંધમાં આવતા. પેલેસ્ટાઇન, સીરીયા, ખાલ્દીઆ, પર્શીઆ, હિંદુસ્થાન, ગ્રીસ, રોમ

વિગેરે દેશોના મુસાફરો સાથે વિચારવિનિમય કરતા હતા. એમોનીઅસ યોગમાં નિપુણ હતા. તે જમાનાની પ્રજા ઉપર તેણે વિદ્યા અને કર્મ વડે એવી અસર કરી હતી કે તેને લોકો "પ્રભુશિક્ષિત" (God-taught ) પુરુષ કહેતા હતા. આ વિશેષણ સૂચવે છે કે એલેકઝાંડ્રીઆના સમકાલીન વિચારકો સાથે તેના જ્ઞાનનો અને શિક્ષણનો પ્રત્યક્ષ સંબંધ ન હતો. પ્લોટીનસનું અધ્યાત્મશિક્ષણ તેના ગુરૂ એમોનીઅસદ્વારા સિદ્ધ થયું હતું. આ શિક્ષણ તેણે ગુપ્ત રાખ્યું હતું. જ્યારે હેરેનીઅસ (Herennius) અને ઓરીજેન (Origen) નામના સહાધ્યાયીઓએ વિદ્યાના રહસ્યનો ભેદ કર્યો, ત્યારે જ તેણે ગુરૂ વિદ્યા પ્રકાશમાં મૂકી હતી આ બાબત પણ બતાવી આપે છે કે એમોનીઅસની વિદ્યા એલેકઝાન્ડ્રીઆમાં પ્રચલિત વિદ્યાઓ પૈકીની ન હતી. તે વિદ્યા તે સમયમાં ત્યાં નૂતન જ હોવી જોઇએ. આપણે જાણીએ છીએ કે એમોનીઅસ હિંદુઓને સારી રીતે પ્રત્યક્ષ સંબંધથી જાણતા હતા; અને તેનો ઉપદેશ પ્લોટીનસમાં ઉતર્યો; અને તેની છાયા પ્લેટોના સિદ્ધાંતમાં ઉતરી આવી; અને તેની અસર ડાયોનીસીઅસ વિગેરે મારફત ખ્રીસ્તી પંથમાં ઉતરી આવી હતી.

**(૩) અર્વાચીન જર્મન તત્ત્વવિદ્યા સાથે હિંદુઓના ઉપનિષદ સિદ્ધાંતનો સંબંધ.**

અબ્રહામ રોજરને હિંદુસ્થાનના ગ્રંથોની અર્વાચીન કાળમાં પ્રથમ માહિતી આપવાનું માન ઘટે છે. અબ્રહામ રોજર જાતે વલંદા અથવા ડચ હતો. Open door to Hidden Paganism એ નામનો તેણે મોટો ગ્રંથ સને ૧૬૩૦માં પ્રસિદ્ધ કર્યો હતો. તે માણસ મદ્રાસની ઉત્તરે આવેલા પાલીઆચકામાં રહેલો હતો. તે ગ્રંથનું જર્મન ભાષાંતર સને ૧૬૬૩ માં ન્યુરેનબર્ગમાં પ્રસિદ્ધ થયું હતું. તે ગ્રંથના અંતમાં તેણે કવિ ભર્તૃહરિનાશતકના ૨૦૦ શ્લોકોનું ગદ્યમાં ભાષાંતર આપ્યું છે. આ ભાષાંતર કરવામાં બ્રાહ્મણ પદ્મનાભે

મેદદ કર્યાનું જણાય છે. પંચતંત્ર પછી ભર્તૃહરિના શતકનો આ ભાષાંતરથી પશ્ચિમને પ્રથમ લાભ મળ્યો છે. રોજરનો ગ્રંથ ઘણાં વર્ષ સુધી હિંદુસ્થાનની વિદ્યાનો આધારગ્રંથ રહ્યો છે. ગેં (Goethe) અને હર્ડર (Herder) ઉપર આ ગ્રંથની અસર છે.

ત્યાર પછી ઇંગ્રેજ અભ્યાસકોએ સંસ્કૃત વાઙ્મયમાં પ્રવેશ કર્યો. સર ચાર્લ્સ વીલ્કીન્સે ભગવદ્ગીતાનું ભાષાંતર કર્યું; વીલીઅમ જોન્સે શાકુંતલા, ગીત ગોવિંદ, મનુ સંહિતા વિગેરેનાં ભાષાંતર કર્યાં. સર હેનરી ટૉમસ કૉલબ્રુકે હિંદ તત્ત્વજ્ઞાનનો પ્રથમ પ્રસાર પશ્ચિમમાં કર્યો. વિલ્સને મેઘદૂતનું ભાષાંતર કર્યું.

ત્યાર પછી ફ્રેન્ચ વિદ્વાનોએ હિંદુસ્થાનની વિદ્યામાં ઝંપલાવ્યું. દારાશિકોહે ફારસી ભાષામાં કરેલા ઉપનિષદ્‌ના ભાષાંતરને એન્કવેટીલ ડયુ પેરોન (Anquetil Duo Perron) નામના ફ્રેન્ચમેને લેટીનમાં ભાષાંતર કર્યું.

આ વિગેરે ભાષાંતરોની સહાયથી જર્મન વિચારકો અને કવિઓને હિંદુસ્થાનના સાહિત્યનો મર્મ સમજાયો. હર્ડર નામનો (૧૭૪૪–૧૮૦૩) કવિ અને પ્રસિદ્ધ ધર્મોપદેશક હિંદુસ્થાનની બાબતોમાં ઘણો રસ લેતો હતો. તેના Thoughts on the Philosophy of the History of Mankind (૧૭૮૪–૧૭૯૧) નામના ગ્રંથમાં તથા બીજાં લખાણોમાં તે હિંદુસ્થાનની "કોમલ તત્ત્વ વિદ્યા" (Tender Indian Philosophy) એવા વિશેષણથી અહીંની વિદ્યાની પ્રશંસા કરે છે. અહિંસા, અને માદક પદાર્થોના ત્યાગ બદલ હિંદુઓના નૈતિક આદર્શની તે ઘણી કિંમત આંકે છે. Scattered Leaves નામના લેખમાં તે હિંદુ તત્ત્વદર્શનના જન્માંતર સિદ્ધાંતનો ઉલ્લેખ કરે છે. Talks on the conversion of the Hindus by our European Christians—એ નિબંધમાં, જો કે પોતે પ્રોટેસ્ટંટ પાદરી હતો, તેમ છતાં હિંદુને પોતાના ધાર્મિક વિચારોનો બચાવ કરવાની

હિમાયત કરે છે, અને હિંદુઓની નમ્રતાભરેલી સંસ્કૃતિની સ્તુતિ કરે છે.

હર્ડરના મિત્ર ગેટે સર્વોત્તમ જર્મન કવિ હતો. તેના શકુંતલા નાટક સંબંધી વિચારો સુપ્રસિદ્ધ છે. તા. ૯-૧૨-૧૮૩૦ ના તેના પત્રમાં આ નાટકે તે કવિના મન ઉપર જે ઉંડી અસર કરી હતી તેનું વર્ણન છે. ગેટેને મેઘદૂત અને ગીતગોવિંદની માહિતી જણાય છે ગેટે પોતે સંસ્કૃત ભાષા જાણતો ન હતો; પરંતુ તે ભાષાએ એના ઉપર આકર્ષણ કર્યું હતું, અને તેણે દેવનાગરી લિપિ લખવાનો અભ્યાસ શરૂ કર્યો હતો એમ ગેટે—દફતરખાનાના લેખોથી આપણે હાલ પણ જોઇ શકીએ છીએ.

શૃંગારી જર્મન કવિઓ ઉપર હિંદુસ્થાનનાં કાવ્યોની અસર થઈ છે. સને ૧૭૮૯માં કાર્લ ઓગસ્ટ મદ્રાસમાં યુવાવસ્થામાં મરી ગયો. બીજો ભાઇ ફ્રેડરીચે (૧૭૭૨—૧૮૨૯) હિંદુઓના સાહિત્ય અને પ્રશ્નોનો પ્રથમ અભ્યાસ જર્મનીમાં શરૂ કર્યો. સને ૧૮૦૩માં એલેક્ઝાન્ડર હેમીલટન નામના ઈંગ્રેજ સંસ્કૃત ભાષાના જાણનાર પાસે તેણે સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો. તેના ફલ તરીકે **On the Language and wisdom of Indians-a contribution to the Foundation of Antiquity**—ફ્રેડરીચનો ગ્રંથ લખાયો હતો. તેનો મોટો ભાઈ ઑગસ્ટ વીલ્હેલ્મ સંસ્કૃત વિદ્યામાં વધારે રસ લેતો હતો. તેણે જર્મનીની ભૂમિમાં સંસ્કૃત વ્યુત્પત્તિશાસ્ત્રનો પ્રથમ પાયો નાંખ્યો હતો. લેટીન ભાષામાં ગીતા, હિતોપદેશ, અને રામાયણ (અધુરૂં)નાં—તેનાં સટીક ભાષાંતરો શિષ્ટ ગ્રંથાવલિમાં પ્રથમ દાખલ થવા પામ્યાં છે.

તે અરસામાં શ્લેગેલ ફ્રાન્ઝ બોપે (**Schlegel Franz Bopp**) (૧૭૯૧-૧૮૬૭) પારીસમાં સંસ્કૃત અભ્યાસ શરૂ કર્યો. ત્યાર પછી જર્મન હિંદ-જ્ઞાનના અભ્યાસીઓની ધારાવાહી ચાલીઃ—લૅસન, વેબર,

રોય, બ્હોટલીંગ, મેક્સમ્યુલર, બ્યુલર, કીલહોર્ન, ઓલ્ડનબર્ગ ઇત્યાદિ પરંપરાએ જર્મનીમાં સંસ્કૃત વાઙ્મયનો વિસ્તાર કર્યો.

વિલ્હેમ વૉન હંબોલ્ટ અને ફ્રીડ્રીચ રૂકર્ટનાં નામ વિસરાવાં જોઇએ નહિ. હંબોલ્ટને (૧૭૬૭-૧૮૩૫) હિંદુ વિચારોનું સ્વત્વ અથવા વિશેષત્વ સ્પષ્ટ સમજાયું હતું. તે મુદ્દો તેણે ભગવદ્‌ગીતાને લગતા નિબંધમા ચર્ચ્યો છે, ગીતા સંબંધમાં તે લખે છે કેઃ—આ જગતમાં વિચારના ગાંભીર્યમાં અને ભવ્યતામાં આ ગ્રંથ અપૂર્વ સ્થાન ભોગવે છે, ગીતાનો પ્રથમ પરિચય થતાં તે લખે છે કેઃ—"હું મારા ભાગ્યની સ્તુતિ કરૂં છું કે હું આ ગ્રંથ વાંચવા સારૂ જીવી શક્યો છું."

બીજો લેખક તે સુપ્રસિદ્ધ કવિ રૂકર્ટ છે (૧૯૮૮-૧૮૬૬). તેના તરફથી સંસ્કૃતમાંથી જર્મન ભાષામાં ઘણાં સુંદર ભાષાંતરો થયાં છે તેણે વેદ ઇતિહાસ, પુરાણ અને કાવ્યોના ઉપર ખાસ લક્ષ્ય આપ્યું છે.

હવે જર્મન તત્ત્વચિંતકો તરફ નજર નાંખીએ. જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ જર્મન તત્વવિદ્યામાં હિંદુસ્થાનના તત્ત્વજ્ઞાનની છાયા પ્રવેશ પામી છે. કેન્ટ (૧૭૨૪-૧૮૦૪), ફીસ્ટ (૧૭૬૨-૧૮૧૪), હેગેલ (૧૭૭૦-૧૮૩૧) ના સિદ્ધાંતોમા હિંદના તાત્વિક દર્શનના સમાન વિચારો ઘણા છે જો કે તેઓને હિંદતત્ત્વજ્ઞાનના વાઙ્મયની પ્રત્યક્ષ માહિતી નથી, તોપણ કાળની અપ્રત્યક્ષ રીતે અસર થયા વિના રહી નથી.

શેલીંગ (૧૭૭૫-૧૮૫૪) અને શોપેનહોર (૧૭૮૮-૧૮૬૦) ની સ્થિતિ જૂદા પ્રકારની છે. શેલીંગને ઉત્તર અવસ્થામાં હિંદુસ્થાનની વિદ્યાનો રસ ઉત્પન્ન થયો જણાય છે. તેણે ઉપનિષદોની સ્તુતિ કરી છે; અને તે ગ્રંથોને તે મનુષ્ય પ્રજાનો પુરાતન વિદ્યાનો વારસો માને છે. તેણે સને ૧૮૪૫માં મેક્સમ્યુલરને પોતાના અભ્યાસ સારૂ કેટલાંક ઉપનિષદોનું ભાષાંતર કરવા પ્રેર્યા હતા. ઉપનિષદોને તે બાઈ-

બલનાં પ્રકરણો કરતાં ચઢીઆતાં માને છે. બાઇબલનાં પ્રકરણો બાબત તે લખે છે, કે 'ધર્મની સત્ય ઉંડી ભાવના સંબંધમાં બાઇબલનાં પ્રકરણો પુરાતન હિંદુ પવિત્ર ગ્રંથો અને બીજા ગ્રંથો સાથે સરખામણીની તુલનામાં મૂકી શકાય તેવાં નથી."

શોપેનહોર જ્યારે વીમરમાં રહેતો હતો ત્યારે એટલે સને ૧૮૧૪-માં ઉપર કહેલા ફ્રીડરીચ મેજરનો હિંદુઓના પ્રાચીન વિદ્યાનો વારસો તેને જોવા મળ્યો હતો. ત્યાર પછી હિંદુના વિચારોમાં તે ઊંડો રસ લેતો થયો હતો. પોતાના મરણ સમયે તેણે જે પુસ્તકાલય મૂકયું છે તેમાં હિંદને લગતા ઘણા ગ્રંથો છે ઉપનિષદ સંબંધના તેના ઉદ્ગારો એટલા બધા સુવિદિત છે કે તેનો ઉતારો આપવાની અત્રે જરૂર નથી. તેણે કહ્યું છે કેઃ-"મારા વિચારોની ખીલવણીમાં આ વિશ્વનું પ્રત્યક્ષ જ્ઞાન, કેન્ટના ગ્રંથો, અને હિંદુઓના પવિત્ર ગ્રંથો, અને પ્લેટોના ગ્રંથોએ મોટો ઉપકાર કર્યો છે એ મારે સ્પષ્ટ જણાવવું જોઇએ." ઘણે પ્રસંગે તે લખે છે કે તેની તાત્ત્વિક પદ્ધતિ હિંદુઓના સિદ્ધાંતોને અનુસરે છે. ગયા સૈકાના મધ્ય ભાગથી આજસુધીમાં શોપેનહોરે જર્મન વિચારમંદિર ઉપર ઘણી અસર કરી છે.

પૉલ ડ્યુસન તો વિદ્યમાન વેદાંતરસિક વિદ્વાન્ જર્મનીના છે.

હાર્ટમૅન (૧૮૪૨-૧૯૦૬) પોતાની 'Philosophy of History એ નામના ગ્રંથમાં લખે છે કે ભવિષ્યનો ધર્મ વ્યાવહારિક અદ્વૈત (concrete Monism) નું રૂપ પકડશે. તેમાં વેદાંતનો અધ્યાત્મ અદ્વૈતવાદ અને જ્યુડેઇક-ક્રિશ્ચિયન-એકેશ્વરવાદનું સંમિશ્રણ થશે.

ફ્રેડરીક નીટ્શ (૧૮૪૪-૧૯૦૦)ને હિંદુઓની સંન્યાસપ્રધાન તત્ત્વવિદ્યાની માહિતી હતી; અને તેને મનુના સામાજિક નિયમોમાં સમાયેલી વિદ્યા પ્રતિ મમતા હતી.

રીચર્ડ વૅગ્નરે (૧૮૧૩-૧૮૮૩) આખું આયુષ્ય હિંદુઓના ધર્મ

તત્ત્વોના રસિક ચિંતનમાં ગાળ્યું છે. બીથોવન ઉપર હિંદુઓના વિચારોની જબરી અસર થઇ છે.

ઉપરના સાર સંગ્રહથી સહજ સમજાશે કે જર્મનીના વિચારકોના મનની ઘટના ઘડવામાં હિંદુસ્થાને ઘણું વિચારનું દાન કર્યું છે.*

## (૪) અમેરિકામાં ઉપનિષદ્ વિદ્યાની અસર, બ્રહ્મોસમાજ ઉપર અસર.

પશ્ચિમમાં જેવી રીતે ઉપનિષદોની અસર જર્મન તત્ત્વવેત્તા શોપનહોર ઉપર થઇ તેવી અસર અમેરીકન કવિ ઇમરસન ઉપર થયેલી જણાય છે. ઇમિરસનના " ધી ઓવર સોલ " ( પરમાત્મા )નું કાવ્ય કેટલે અંશે ઉપનિષદ્‌ના વિચારોની છાયા ધરાવે છે એ તારવવું દુર્ઘટ છે, પરંતુ ઇમરસનના જીવનકથાકારના કહેવા મુજબ ઇમિરસન અસાધારણ સર્વદેશી વાચક હતા; જો કે તેમનું વાચન સર્વાંશ વિવેચનાત્મક નહોતું. આ વાચનમાં ઉપનિષદોનું વાચન પણ સમાયું હતું. ભગવદ્‌ગીતા, પુરાણો અને ઉપનિષદો ઇમિરસનના પ્રીતિ-પાત્ર ગ્રંથો હતા.+ हन्ताचेन्मन्यते हन्तुं વિગેરે કાઠક ઉપનિષદ્‌નું વાક્ય અક્ષરશઃ ઇમરસને પોતાના " બ્રહ્મ " " Brahma " નામના કાવ્યમાં ઉતાર્યું છે.

ઈંગ્રેજના આગમન પછી ઇ. સ. ૧૭૭૪નાં અરસામાં, એટલે કે જ્યારે દારાશિકોનો "ઔપનિષદ" નામનો ગ્રંથ Anquetil Du perronના હાથમાં ગયો, તે અરસામાં રાજા રામમોહનરાયનો જન્મ થયો હતો, તેમણે હિન્દુ ધર્મગ્રંથોના સંબંધમાં એમ લખ્યું છે કે " ઉપનિષદોમાં વેદનો સત્યગર્ભ રહેલો છે. " રામમોહનરાયે ઉપનિષદોનાં બંગાળીમાં, હિંદીમાં અને ઈંગ્રેજીમાં પોતાનાં ભાષાંતર

* સ્વામી અશોકાનંદના—The Influence of Indian Thought on the Thought of the West " એ લેખ ઉપરથી આ તારવણી કરી છે.

+ J. E. Cabot, Vol. I, Page 290

કર્યાં હતા; અને ત્યારપછી ઇંગ્રેજીમાં, ફ્રેન્ચમાં, અને જર્મનીમાં કોલબ્રુક, કોવેલ, રૅગ્નોડ, બોયટલીંગ, વેબર, અને મેક્ષમ્યુલર અને ડયુસનનાં ભાષાન્તરો થયાં હતાં. રાજા રામમોહનરાયના બ્રહ્મ સમાજનો પાયો ઉપનિષદોના સંબંધની તેમની મમતા ઉપર રચાયો હતો અને એ પાયા ઉપર મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરે અને તેમના અદ્ભૂત કવિત્વશક્તિવાળા પુત્ર રવીન્દ્રનાથ ટાગોરે પોતાની એકેશ્વરવાદની ઇમારત ચણી છે. કવીન્દ્ર રવીન્દ્રનાથ ટાગોર પોતાના "સાધના" નામના કાવ્યમાં સ્વતઃ લખે છે કે "હું મારા નિત્ય કર્મમાં ઉપનિષદોને સ્વાધ્યાય કરનાર એક કુટુંબમાં ઉછરી આવેલો છું. મને ઉપનિષદોનાં વાક્યો અંતઃપ્રેરણાને જગવનારાં છે અને તેથી કરીને મારા જીવનનું બળ વધતું ગયું છે." "સાધના" નામના કાવ્યમાં દરેક પાના ઉપર આપણને કવીન્દ્ર ટાગોરનું નીચેનું જીવન-સૂત્ર તરવરતું લાગ્યા વિના નહિં રહે, એટલે કે ઉપનિષદોના શિક્ષણની મુખ્ય ચાવી જ્ઞાન, પ્રેમ અને લોકનું કલ્યાણ કરવાની ઉત્કટ વાસનામાં સમાયેલી છે અને તે વાસના પ્રભુના વ્યાપક સ્વરૂપમાં ભળવાથી અને પરમેશ્વરનું કલ્યાણમય સ્વરૂપ ઓળખવાથી સિદ્ધ થઈ શકે તેમ છે. ખરેખર જીવનમાત્ર નાના પિંડમાં સમાયેલું નથી પરંતુ ઘણું વ્યાપક તત્વ છે.*

---

* જુઓ Herbert Gowen's "History of Indian Literature," 1931.

## પ્રકરણ બાવીસમું

# ઉપનિષદ્ વિદ્યા સાથે પ્રાચીન પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની સરખામણી

ઉપનિષદોમાં હાલની દૃષ્ટિનું શાસ્ત્ર અથવા સ્વતંત્ર દર્શન નથી, પરંતુ તેમાં તત્ત્વચિંતનોનાં અનેક બીજકો છે, અને તે માત્ર અંકુર દશામાં જણાય છે. ઉપનિષદોના વિચારો આવી આરંભ દશામાં હોવાથી પાછળના પ્રત્યેક દર્શનકારે પોતપોતાના સિદ્ધાંતના સમર્થનમાં તેનો ઉપયોગ કર્યો છે. ઘણે ભાગે ઉપનિષદોના વિચારો સાથે બંધબેસતું અદ્વૈત દર્શન છે, પછી તે શાંકર કેવલાદ્વૈત લેવું, કે રામાનુજનું વિશિષ્ટ અદ્વૈત લેવું, કે વલ્લભાચાર્યનું શુદ્ધાદ્વૈત લેવું–તે ચર્ચાનો વિષય છે. સ્વતંત્ર દ્વૈતદર્શનને તે ટેકો આપતાં જણાતાં નથી આ વિચારો ભગવાન્ બુદ્ધના પૂર્વભાવી છે; અને તેમાં પણ જે પ્રાચીન સંહિતા અને બ્રાહ્મણમાં અંતર્ગત થયેલાં ઉપનિષદો કંઇ નહિ તો ઈ. સ. પૂ. ૧૦૦૦ અથવા ૧૫૦૦થી પાછળનાં જણાતાં નથી. આ કારણથી તે વિચારો સામે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની મધ્ય કાળની અથવા અર્વાચીન કાળની પદ્ધતિઓની સરખામણી કરવામાં દેશ, કાળ અને વસ્તુપરિસ્થિતિ અત્યંત ભિન્ન હોવાથી પ્રસંગે જૂનામાં ન હોય તે માની લેવામાં આવે છે, અને નવામાં જે ન હોય તેનો વારસો જૂનામાંથી છે એવી કલ્પના કરવામાં આવે છે. ઉપનિષદોમાંથી પ્રગટ થયેલા શાંકર અદ્વૈતદર્શન તથા બીજાં અદ્વૈતદર્શનો સાથે સરખાવવા યોગ્ય પાશ્ચાત્ય તત્ત્વપદ્ધતિ સ્પાઇનોઝા[૧] (ઇ. સ. ૧૬૩૨) ની છે, અને અર્વાચીન જર્મન તત્ત્વવેત્તાઓની શ્રેણીઓ પણ વિચારવા

(૧) જુઓ " અદ્વૈતદર્શી સ્પાઇનોઝા " સદુપદેશ પરનો ઉપદેશ.

યોગ્ય[૨] છે. ઉપનિષદોના સમય જેટલી જૂની કોઈપણ પશ્ચિમની દાર્શનિક વિચારશ્રેણી આપણને મળેલી નથી. તેથી તે વિચારો સાથે સર્વાંશ સરખામણી કરવા લાયક પશ્ચિમની તત્ત્વજ્ઞાનની સમકાલીન ભૂમિકા નથી. તોપણ ગૌતમ બુદ્ધ (ઇ. સ. પૂ ૫૬૩–૪૮૩)ના સમયના પહેલાંના સૈકામાં જેવી રીતે હિંદુસ્થાનમાં વિચારોની ઘણી ઉથલપાથલ થઇ છે, તેવી પશ્ચિમમાં પણ ગ્રીસ દેશમાં થઇ છે. પશ્ચિમની જૂની સંસ્કૃતિ ગ્રીસમાંથી અને રોમન લોકમાંથી આવિર્ભાવને પામી છે. આથી ગ્રીસ દેશના વિચારકોના કેટલાકના વિચારો ઉપનિષદોના કેટલાક વિચારો સાથે ન્યૂનાધિક અંશે મળતા આવે છે; અને એવું પણ માનવામાં આવે છે કે હિંદુસ્થાનના વિચારકોનો પ્રત્યક્ષ વા પરોક્ષ સંબંધ આ પૈકી કેટલાક ગ્રીક તત્ત્વચિંતકને થયો હોવો જોઇએ. જ્યાંસુધી તેવો સંબંધ પકડાય નહિ ત્યાંસુધી સમાન દેશકાળની સામગ્રીમા સમાન વિચારશ્રેણીઓ પ્રકટ થાય એ સ્વાભાવિક છે એવો અભિપ્રાય સ્વીકારવા જેવો છે. મિથ્યા દેશાભિમાનમાં તણાઇ જઇ જે કંઈ સારૂ હોય તે ભારત વર્ષમા જ પ્રકટ થાય અને અન્યત્ર ન થાય એ માનવું તત્ત્વજિજ્ઞાસુને શોભે એમ નથી. આ દષ્ટિ લક્ષ્યમાં રાખી આપણે કેટલાક ગ્રીક તત્ત્વવેત્તાના વિચારો ઉપનિષદોના વિચારો સાથે સરખાવવા પ્રયત્ન કરીશું.

**પાયથેગોરાસ ( ઇ. સ. પૂ. ૫૮૨ )** ગ્રીક તત્ત્વવેત્તા પાયથેગોરાસ લગભગ પૂર્ણ કાશ્યપ અથવા પુરાણ કાશ્યપના ( ઇ. સ. પૂ. ૫૭૨ ) સમકાલીન છે, અને એનું જીવન ગૌતમ બુદ્ધના જીવન સમય ( ઇ. સ. પૂ. ૫૬૩–૪૮૩ ) સાથે લગભગ વીત્યું હોય એમ સમજાય છે. આ વિચારક સામોસમાં (Samos) જન્મ્યો હતો.

---

(૨) જુઓ 'પ્રત્યભિજ્ઞાદર્શન અને જર્મનીના Critical Schoolના કેન્ટથી માંડી હેગેલપર્યંતના તત્ત્વચિંતકો સંબંધમાં "હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ભાગ" ૨. પૃ. ૪૯–૫૨

તેની પહેલાંના આયોનીક (Ionic) વિચારકોના સિદ્ધાંતોનું તેને શિક્ષણ મળ્યું હતું; પરંતુ આ પુરુષે ઘણી લાંબી મુસાફરીઓ કરેલી જણાય છે, અને ઘણી પ્રજાના મનુષ્યો સાથે સંબંધમાં આવ્યો જણાય છે. તે મીસરના લોક સાથે ફર્યો હતો એટલું જ નહિ, પરંતુ પ્રાચીન ફીનીશીઅન, ખાલ્ડીઅન, ઇરાન દેશના મગી, હિંદુસ્થાનના વતનીઓ, યાહુદી, ડ્રુઇડ, થ્રેસના વતનીઓ વિગેરે અનેક પ્રજાના મનુષ્યો સાથે સહવાસમાં આવેલો હતો. ઈ. સ. પૃ. ૫૩૦માં પ્રવાસ કરી આવ્યા પછી એણે ગ્રીસ દેશના ક્રોટોના (Crotona) સ્થળ આગળ પાયથેગોરીઅન સંસ્થાનું વિદ્યામંદિર (School) ઉઘાડ્યું હતું. આ વિદ્યામંદિરનું શિક્ષણ ધાર્મિક અને નૈતિક ધોરણ ઉપર રચવામાં આવ્યું હતું.

પાયથેગોરીઅન સંસ્થાની ચઢતી પડતી રાજ્યસંસ્થાની ઉથલ-પાથલને લીધે થઇ જણાય છે. પાયથેગોરાસ ઇ. સ. પૂ. ૫૦૦ના અરસામાં ગુજરી ગયો હતો.

પાયથેગોરાસ રહસ્ય વિદ્યાનો (Mysteries) હીમાયતી હતો. આ સંબંધમાં એની પદ્ધતિ બ્રાહ્મણોની ઉપનિષદ્ કાળની વ્રતદીક્ષા જેવી હતી. જેમ ઔપનિષદ વ્રત લીધા પછી ઉપનિષદોનું અધ્યયન થાય; જેમ શિરોવ્રત પાળનારને મુંડક ઉપનિષદનું અધ્યયન કરાવવામાં આવે; જેમ અમુક વર્ષ બ્રહ્મચર્ય પાળી ગુરુને સંતોષ થાય તો વિદ્યાનો પ્રબોધ થાય એવા નિયમો ઉપનિષદોમાં સ્થળે સ્થળે જણાય છે, તેમ પાયથેગોરાસ પોતાના શિષ્યમંડળમાં અધિકારની પરીક્ષા કર્યા પછીજ મનુષ્યને દાખલ કરતો હતો. તેના ખાસ નિયમો ગુરુની આજ્ઞાનું પાલન, મૌનવ્રત, બ્રહ્મચર્ય, અને અન્નપાનમાં મિતાહારિત્વ, યોગક્ષેમ ઉપરાંત વધારે વસ્તુઓનો સંગ્રહ ન રાખવો (અપરિગ્રહ) અને પોતાના ચિત્તનું વારંવાર નિરીક્ષણ કરવું-વિગેરે હતા. આ આચારધર્મ સિદ્ધ કરનારને જીવાત્માનો પુનર્જન્મ શી રીતે થાય છે તે વિદ્યાનું શિક્ષણ આપવામાં આવતું; તે ઉપરાંત

ગણિતશાસ્ત્રના આંકડામાં શું રહસ્ય સમાયું છે તે શિખવવામાં આવતું. ત્યારપછી ભૂમિતિનું રહસ્ય, અને સ્વર અથવા નાદબ્રહ્મનો સંવાદ વિશ્વના ગ્રહઉપગ્રહ વિગેરે ગોળકોના ભ્રમણમાં કેવો ચાલે છે તે. શિખવવામાં આવતું. પદાર્થોમાં તત્વોનું મિશ્રણ અમુક પ્રમાણમાં હોય છે એમ શિખવવામાં આવતું.

આ સિદ્ધાંતોની તારવણી ઉપરથી સમજાશે કે આપણા યજ્ઞકાંડના પ્રસંગનાં શુલ્વસૂત્રોના નિયમોને અનુસાર યજ્ઞવેદિ રચવામાં આવતી, તથા તે વેદિ રચ્યા પછી તેમાં અગ્નિચયન અંકગણિતના નિયમાનુસાર થતું, તથા હોમમંત્રોમાં યુગ્મ એટલે બેકી અને અયુગ્મ એટલે એકી સંખ્યાના ક્રમપૂર્વક હોમ કરવામાં આવતો વિગેરે યાજ્ઞિકી પદ્ધતિ, તથા પ્રણવના નાદાનુસંધાનને લગતી ઔપનિષદ પદ્ધતિની જાણે છાયા પાયથેગોરાસમાં ઉતરી હોય એમ સહજ અનુમાન થાય છે. આ ઉપરાત આકાશાદિ પંચ તત્ત્વોનો તથા તેની આકૃતિઓનો પાયથેગોરાસનો સિદ્ધાંત ઉપનિષદોની પંચતત્ત્વની ધારણાના[2] નિયમો સાથે મળતો આવે છે. છાન્દોગ્યની ત્રિવૃત્કરણની પ્રક્રિયા પાયથેગોરાસના દ્રવ્યોના સંમિશ્રણના નિયમ સાથે કંઇક મળતી આવે છે.

પ્લેટો ( ઇ સ. પૂ ૪૨૭-૩૪૭ ) ગ્રીક વિચારક સોક્રેટીસ ( ઇ. સ. પૂ. ૪૭૧ ) ના શિષ્ય પ્લેટોની તત્ત્વપદ્ધતિમાં ઘણા અંશો ઉપનિષદોના અંશો સાથે મળતા આવે છે. પ્લેટોની સંવાદની પદ્ધતિ લગભગ પ્રશ્નોપનિષદ્‌ની પ્રશ્નોત્તરી તથા યાજ્ઞવલ્ક્યકાંડના ચર્ચાયોગ

---

(૧) જુઓ શુલ્વસૂત્ર તથા एकाचत्तिस्रश्च, तथा चतस्रश्च मे अष्टौ च વિગેરે રુદ્રના ચમક અધ્યાયના મંત્રો.

(૨) જુઓ योगशिखोपनिषद् ૨-૧૫૬-૧૭૮ તત્વોની આકૃતિઓ બાબત. પાયથેગોરાસ અગ્નિને ત્રિકોણાત્મક માનતો, પૃથ્વીને ઘન માનતો, વાયુને અષ્ટકોણાત્મક માનતો, અને જલને સમીકરણની આકૃતિ જેવું માનતો.

જેવી છે, જો કે પ્લેટોમાં જે ન્યાયપુરઃસર માંડણી અને સાહિત્યની દૃષ્ટિએ જે ચમત્કૃતિ છે તે ઉપનિષદ્‌માં જણાતી નથી. પણ સંવાદની રીતિ જ્ઞાનના ઉપદેશમાં ભારતવર્ષમાં અને ગ્રીક દેશમાં સમાન ઉપયોગી ગણાયાનું સમજાય છે. પ્લેટો ઉત્તમ શ્રીમાન્ કુટુંબમાં જન્મ્યો હતો. તેના પિતૃવંશનો સંબંધ એથેન્સના છેલ્લા રાજા કોડ્રસ (Codrus) સાથે જણાવવામાં આવે છે, અને માતૃવંશનો સંબંધ સ્થિતપ્રજ્ઞ સોલન ( Solon ) સાથે દર્શાવવામાં આવે છે. જેવી રીતે પાંડવોના જન્મની આખ્યાયિકામાં દેવોના સ્પર્શવડે ભાવના ઉભી કરવામાં આવી છે તેવી રીતે પ્લેટોને એપોલો ( Apollo ) અથવા સૂર્ય દેવનો પુત્ર પણ માનવામાં આવે છે. પાયથેગોરાસ અને હેરેક્લીટસની જ્ઞાનપદ્ધતિનો તે માહિતગાર હતો અને વીસ વર્ષની ઉમ્મરે તે સોક્રેટીસના સંબંધમા આવ્યો, અને ઘણાં વર્ષ તે મહાપુરુષના શિષ્ય તરીકે રહ્યો હતો. સોક્રેટીસના ( ઇ. સ. પૂ. ૩૯૯) મરણ પછી તેણે એક જ્ઞાનમંદિર સ્થાપ્યું હતું. તે મંદિરની રચના અને ઉપવન વિગેરેની ગોઠવણ ઘણી આકર્ષક હતી. તે એ ત્રણ વાર સીસીલી જઇ આવ્યો હતો, આ પ્રવાસોમાં તે ઇરાની મગી, બાબીલોનના વતનીઓ, યાહુદી વિગેરે પ્રજાઓના સહવાસમાં આવેલો જણાય છે. તે એંશી વર્ષ જીવ્યો હતો, અને ઇ. સ. પૂ. ૩૪૭મા ગુજરી ગયો હતો. પ્લેટોનું જીવન અનેક વિદ્યાઓના અધ્યયન અધ્યાપનમાં વીત્યું જણાય છે, અને એના વિચારોની ઘણી ઉંડી અસર પશ્ચિમના પાછળના તત્ત્વજ્ઞાન ઉપર તથા ખ્રીસ્તી ધર્મ ઉપર થયેલી છે, પ્લેટોના સંવાદો Dialogues Laws, Republic વિગેરે વાંચનારને આ પુરુષના અસાધારણ બુદ્ધિવૈભવનું ભાન થયા વિના રહે તેમ નથી. પ્લેટોની વિચારશ્રેણીને કેટલાક ન્યાય અથવા તર્ક (Logic) ભૌતિકશાસ્ત્ર ( Physics ) અને નીતિશાસ્ત્ર (Ethics)–એ ત્રણ વિભાગમાં ગોઠવે છે. ખરી રીતે તેના ગ્રંથોમાં સોક્રેટીસ ગુરુના વિચારોની ગુંથણી અને ખીલવણી

છે. સોક્રેટીસ સૂત્રકાર છે, અને પ્લેટો ભાષ્યકાર છે એમ કહીએ તો ચાલે.

પ્લેટોની તર્કપધ્ધતિ યાજ્ઞવલ્ક્યકાંડના ચર્ચાયોગ જેવી છે, તેમાં યોગની ગૂઢ અથવા ગુપ્ત પદ્ધતિનો સ્વીકાર નથી, પરંતુ વાદી–પ્રતિવાદીના નિયમવડે વસ્તુના નિર્ણયની સ્થાપના કરવામાં આવે છે. કોઇ મુદ્દાના પ્રશ્નનું ઉત્થાન, સામા પક્ષની તે બાબતની સંભાવના કેવી છે, તેની પરીક્ષા ચર્ચાના રૂપમાં ચાલ્યા કરે, અને પૂર્વપક્ષની વિચિત્રતા જણાતાં સિદ્ધાંતનું સ્થાપન થાય. આપણા ન્યાયશાસ્ત્રના ઉદ્દેશ, લક્ષણ અને પરીક્ષાનું ધોરણ લગભગ પ્લેટોના સંવાદોમાં સ્વીકારાયું હોય એમ જણાય છે.

પ્લેટોના વિજ્ઞાનવાદની માંડણી બહુ ચમત્કારિક છે. થીરેટસ [Theaetetus] નામના સંવાદમાં સોક્રેટીસ પ્રશ્ન પૂછે છે ?— જ્ઞાન એટલે સત્યજ્ઞાન વડે આપણે શું સમજવું ? આ પ્રશ્નના ઉત્તરમાં પ્રોટેગોરાસ અને તેના અનુયાયીઓ ઇન્દ્રિયવિજ્ઞાન રજુ કરે છે. ચર્ચા કરતાં જણાય છે કે ઇન્દ્રિયવિજ્ઞાન બાહ્યાર્થના અસ્તિત્વની સાબિતી કરી શકતું નથી. ઇન્દ્રિયવિજ્ઞાન જેને થાય તેને કદાચ ખરૂં ભાસે છે, પરંતુ એકનું ઇન્દ્રિયવિજ્ઞાન સર્વને સત્યાર્થની-પ્રતીતિ કરાવી શકતું નથી. ત્યારે શું અભિપ્રાય [Opinion] સત્યજ્ઞાન છે ? ના તેમ નથી. અભિપ્રાય બાંધનાર પુરતો તે ખરો હોય, પરંતુ તે વડે સત્યાર્થનો નિર્ણય થતો નથી. ત્યારે મનુષ્ય "જાણે છે" એમ ક્યારે કહેવાય ? જ્યારે તેને પદાર્થોનાં કારણોનું તથા હેતુઓનું સ્પષ્ટ ભાન થાય, કાર્યકારણના નિયમાનુસાર તે તે પદાર્થોની સંવાદ સંકલના કરી શકે, અને સર્વ ક્ષણભંગુર અથવા વિકારી પ્રતીતિઓની પીઠમાં શાશ્વત અથવા નિર્વિકાર વસ્તુની તેને પકડ આવે ત્યારે મનુષ્યને વિજ્ઞાન થયું સમજવું, આવી શાશ્વત વસ્તુની ભાવના (Idea) ઉપર પ્લેટો ભાર મૂકે છે. જેમ કોઇ શિલ્પી પાષાણ વિગેરે દ્રવ્યમાં આકૃતિ ઉતારે છે, તેમ મનુષ્ય કોઇ ભાવદ્રવ્યમાંથી બુદ્ધિના

ઘાટ અથવા આકૃતિઓ ઉપજાવે છે. દ્રવ્ય અને આકૃતિ—વસ્તુ અને તેના ઘાટ-(Essence and Form) પરસ્પર સંકલિત છે. તેમાં વસ્તુ અથવા દ્રવ્ય સ્થિર અથવા અન્વયી છે, અને ઘાટ અથવા આકૃતિ બદલાયાં કરે છે. વસ્તુની ભૂમિકા નિત્ય અથવા સ્થિર વર્ગની છે, ઘાટની ભૂમિકા અનિત્ય અથવા અસ્થિર વર્ગની છે. વસ્તુ સાથે તત્ત્વજ્ઞાન અથવા સત્ય જ્ઞાનનો સંબંધ છે, આકૃતિ સાથે કલ્પના અથવા અભિપ્રાયનો સંબંધ છે. પ્લેટો પ્રાકૃત જનસમુદાયને ઇન્દ્રિયવિજ્ઞાન જે ઘણે ભાગે કલ્પનારૂપ અથવા અભિપ્રાયરૂપ છે તેમાં ડૂબેલો માને છે, અને તત્ત્વવિદોને સત્ય જ્ઞાનના અનુભવી માને છે. એક રમુજી ઉદાહરણ વડે તે રહસ્ય સમજાવે છેઃ-ધારો કે એક પૃથ્વીની અંદર ગુહા છે, અને તેની સામે એક પર્વતની મોટી શિલાની એક ઉંચી દિવાલ છે. ગુહાની અંદર કેટલાકએક સાંકળે બાંધેલા કેદીઓની હાર છે અને તેમની પીઠ ગુહાની પીઠ તરફ છે એટલે કે પ્રથમ કહેલી શિલાની દિવાલની સામેની ગુહાની પીઠ પ્રતિ આવેલી છે. આ કેદીઓની દૃષ્ટિ માત્ર ગુહાની સામેની પથ્થરની દિવાલ ઉપર જ સર્વદા રહે એવું તેમને બંધન છે. હવે ધારો કે ગુહાના ઉપરના પ્રદેશમાં મોટો યજ્ઞકુંડ અથવા હોળાનો પ્રકાશ છે, અને ત્યાં આગળ થઈ ઘણા મનુષ્યો, તથા ઇતર પ્રાણીઓ જાઆવ કરે છે. આ મનુષ્યોના તથા ઇતર પ્રાણીઓની ગતિ આગતિથી ગુહાની સામેની દિવાલ ઉપર પડછાયા પડે છે, અને તે પડછાયાને જ કેદીઓ દેખ્યા કરે છે. આવા બંધનમાં બાળપણથી પડેલા કેદીઓ પડછાયાને-સત્ય પદાર્થ જ માન્યા કરે, તેવા સંસારી મનુષ્યો ઇન્દ્રિય વિજ્ઞાનની છાયાને સત્યાર્થે માન્યા કરે છે. ખરી કેળવણી આપવામાં એટલું જોવાનું છે કે આ કેદીઓ બંધનમાંથી છૂટે, સામે દૃષ્ટિ કરી જોયા કરે છે તેને બદલે પાછળ દૃષ્ટિ નાંખી શકે, ગુહા બહાર નીકળી શકે, પ્રકાશ અને તેની આગળ પાછળનાં મનુષ્યોની અવરજવર પ્રત્યક્ષ જોઈ

શકે ત્યારે તેને સાચું વિજ્ઞાન શું, અને મિથ્યાજ્ઞાન અથવા છાયાજ્ઞાન શું તે સમજાય. ઇન્દ્રિયજ્ઞાન તે છાયાજ્ઞાન છે, અને વસ્તુવિજ્ઞાન તે સત્ય જ્ઞાન છે. પ્રત્યેક મનુષ્યને સત્ય વિજ્ઞાનની ભાવના (Idea) હોય છે, અને તેની તે માત્ર ઇન્દ્રિયજ્ઞાન વડે, છાયાને જ ગ્રહણ કરી શકે છે. ઇન્દ્રિયજ્ઞાન અને બુદ્ધિવિજ્ઞાનનો ભેદ સમજવો જોઈએ. આ પદ્ધતિમાં સ્થિર બુદ્ધિવિજ્ઞાનનું સર્વોત્તમ આવિર્ભાવ કરવાનું સામર્થ્ય જેમાં એકત્ર થયું છે તેને પ્લેટો શુભ વિજ્ઞાનનું કેન્દ્ર (Good–in–itself) અથવા પરમ શિવ અથવા પરમેશ્વર કહે છે. એ મોટો ત્વષ્ટા અથવા સૃષ્ટિનો અદ્ભુત શિલ્પી છે, અને તે સ્થિર દ્રવ્યના ઘાટો ઘડે છે, જેના ઉપર જીવો પોતાના છાયાવાળા ઘાટો ઘડે છે.

બ્રહ્માંડના આત્મા અને પિંડના આત્માના સ્વરૂપનું ચિંતન પ્લેટોના સંવાદોમાં આવે છે. જીવાત્માના તે ત્રણ અંશોને સ્વીકારે છે. (૧) વિજ્ઞાનમય (Rational), (૨) પ્રાણમય (Spiritual element) અને (૩) અંતમય (Appetitive). પ્રથમ અંશ જ ખરી રીતે અમર તત્ત્વ છે, અને બીજો મર્ત્યામર્ત્ય છે, અને ત્રીજો મર્ત્ય છે. Phoedrus, Republic and Phœds એ ત્રણ ગ્રંથોમાં તે આત્માના અવિનાશિપણાની પ્રક્રિયા સારી રીતે ખીલાવે છે.

બ્રહ્માંડના આત્માને તે કર્તા અથવા વિશ્વકર્મા (Demiourgos) સંજ્ઞા આપે છે. જેમાથી વિશ્વનો ઉદય થાય છે તે દ્રવ્યમાં અંતર્ગત ગુણદોષનું સ્વરૂપ રહેલું છે, અને તેથી પરમેશ્વરના સર્જનમાં સર્વોત્તમ ભાવના ઘડવાની સમાયેલી છતાં દ્રવ્યગત ગુણધર્મોનો અત્યંતાભાવ કરી શકે તેમ નથી.

રાજ્ય બંધારણની વ્યવસ્થાને લગતા પ્લેટોના વિચારો અત્ર તારવવાની અગત્ય નથી.

પ્લેટોના ઇન્દ્રિયવિજ્ઞાન અને બુદ્ધિવિજ્ઞાનની પ્રક્રિયામાં આપણે ઉપનિષદ્‌ના વિચારોની છાયા જોઇ શકીએ છીએ. પરમેશ્વરે ઇન્દ્રિયોને બહિર્મુખ કરી છે તેથી તે બહિર્મુખ જ જુએ છે; જ્યારે તે અંતરાત્મા પ્રતિ પાછી વળે છે ત્યારે કોઇ ધીર પુરુષ પોતાના અમૃત ભાવને અનુભવે[1] છે–એ ઉપનિષદ્ વાક્યમાં ઇન્દ્રિયોની બહિર્મુખતા જીવને સંસારમાં દબાવે છે અને અંતર્મુખતા મોક્ષ પ્રતિ લઇ જાય છે. વળી ભૂતમાત્રા અને પ્રજ્ઞામાત્રાના યોગ વડે જીવન ચાલે છે. તેમાં પ્રજ્ઞામાત્રા વધારે સ્થિર છે, અને ભૂત માત્રા વિનાશી છે;[2] વળી આ વિશ્વ મૂર્તરૂપે સત્ અને અમૂર્તરૂપે ત્યત્-એટલે એક આપેક્ષિક સત્ય અને બીજું પરમ સત્ય, પ્રાણો આપેક્ષિક સત્ય છે અને આત્મા તેનું પણ સત્ય છે[3] વિગેરે ઔપનિષદ વિચારોના પડછાયા વિશિષ્ટ રૂપમાં પ્લેટોમાં પડતા જણાય છે. આત્માના જન્માંતર પરિણામના સંબંધી સિદ્ધાંત તો ઉપનિષદોનો સર્વત્ર પસરેલો જણાય છે.

આ ઉપરાંત મહીદાસ ઐતરેયનું ભૌતિક વિજ્ઞાન એરિસ્ટોટલની–(ઇ. સ. પૂ. ૩૮૪–૩૨૨) પ્રક્રિયાઓ સાથે મળતું આવે છે એમ પ્રકરણ ત્રીજામાં આપણે વિચારી ગયા છીએ એટલે અત્ર પુનરક્તિ કરવાની જરૂર નથી.



(૧) જુઓ का. २-१ (२) कौ. ३-७-८-९ (३) बृ. २-१-२०

## પ્રકરણ તેવીસમું

### ઉપસંહાર.

આપણે ઉપનિષદોના સાહિત્યની બહિરંગ પરીક્ષા પ્રકરણ ૧—૬ સુધી કર્યાં પછી તેના અંતરંગ વિષયોનું ચિંતન પ્રકરણ ૭—૧૫ સુધી કર્યું, અને ત્યાર પછી ઉપનિષદોની વિદ્યાનાં કિરણો ભારતવર્ષનાં અનેક શાસ્ત્રોમાં શી રીતે પ્રવેશ પામ્યાં, (પ્રકરણ ૧૬–૧૯) તેનો તથા તેના ઉપર સાક્ષાત્ બંધારણ બાંધનારાં અદ્વૈતાદિ દર્શનો કેવી રીતે ઘડાયાં (પ્રકરણ ૨૦), અને છેવટે પશ્ચિમની ભૂમિમાં ઉપનિષદોએ આરંભથી તે આજસુધી પ્રત્યક્ષ વા પરોક્ષ કેવી અસર કરી છે તેનું ચિંતન ( પ્રકરણ ૨૧–૨૨ ) કરી ગયા. આવું સર્વ-વ્યાપક વિદ્યાનુ પ્રસ્થાન જે ભારતવર્ષમાં પ્રકટ થયું છે તે ભારતવર્ષની પ્રજાએ પૃથ્વી ઉપર અધ્યાત્મભૂમિકામાં ઘણું પરાક્રમ કર્યું છે. તેણે શસ્ત્ર વડે ભૂમંડલ ઉપર વિજય કર્યો નથી, પરંતુ શાસ્ત્ર વડે કર્યો છે. સંસ્કૃતિની લેવડદેવડનું જો સરવૈયું કાઢવામાં આવે તો એકંદર મનુષ્ય પ્રજાને વધારેમા વધારે શાંતિસુખ ભોગવવાની સમૃદ્ધિ ભારતવર્ષે જ આપી જણ શે.

ગુજરાતના ઉછરતા વર્ગે ઉપનિષદોનાં મૂલનો અભ્યાસ કરવાની અગત્ય છે. ઉપનિષદોની ભાષા થોડાં સ્થળો બાદ કરીએ તો કઠિન નથી. કૉલેજમાં જેમણે સંસ્કૃત લીધું હોય તેમને આ મૂલ ગ્રંથો સમજવા ભારે પડે તેમ નથી. ભાષાંતરોનો આશ્રય લેવો પડે તો સ્વર્ગસ્થ મગનભાઈ પટેલ તથા આચાર્યશ્રી નથ્થુરામ શર્માનાં ભાષાંતરોનો આશ્રય લેવો. પ્રથમ ભાષાંતરકાર નવી પદ્ધતિના છે, બીજા ભાષાંતરકાર સાંપ્રદાયિક પદ્ધતિના છે. ઉપનિષદોની સાહિત્ય દૃષ્ટિથી કિંમત કરવી હોય તો નચિકેતા સુમનગુચ્છ ( વિશ્વનાથ

પાઠક કૃત ), અથવા શ્રી નાનાલાલ કવિનાં ઉપનિષદ્ પંચક વાંચવા ભલામણ કરૂં છું. મૂલ ઉપનિષદ્ સાહિત્યનો અભ્યાસ કર્યા પછીજ ન્યાય પ્રસ્થાન એટલે બ્રહ્મસૂત્રનો અભ્યાસ કરવો યોગ્ય છે. હાલનો ક્રમ અવળો છે, અને તેથી ઉપનિષદોના મર્મો જોવા જોઇએ તેવા સ્ફુટ થતા નથી. આ રીતે અભ્યાસ કરનારને પાછળના આચાર્યોનાં ભાષ્યો વિદ્યાવૃદ્ધિમાં ઉપયોગી થશે અને તે સાથે મૂલ શ્રુતિના અર્થનો નિર્ણય કરવામાં કયાં કયાં, કોણે તાણાતાણ કરી છે તેની પરીક્ષા થશે, અને વિવેચન કરવાની શક્તિ ખીલશે ઉપનિષદનો અભ્યાસ તેના નામ પ્રમાણે **બ્રહ્મની સમીપ** વિચારકને લેઇ જાય એવા હેતુથી આ નિબંધ અભિરુચિ ઉત્પન્ન કરવા લખાયો છે; તેમાં ઘણી ત્રુટિઓ પણ હશે તે અભ્યાસક સ્વતઃ ઉદાર મનથી પૂરી કરી લેશે.



# સૂચી


अ

અથર્વવેદ ૬૩૪,૫૪,૬૬
અનુભૂતિ પ્રકાશ— ૧૫.૨૬
અપરબ્રહ્મ ૧૪૩
અષ્ટાવક્ર ૫૭–૫૮
અશ્વપતિ કૈકેય ૪૬
અંધઘોષ ૧૮૮
અજ ૧૫૬
અનંત લક્ષ્મી અમ્મલ ૬૬
અવિદ્યા ૧૩૬
અહંગ્રહ–જુઓ ઉપાસના
અક્ષર બ્રહ્મ ૧૩૨
અવસ્થા (જ્ઞાનની તથા અજ્ઞાનની) ૧૬૮
અવ્યાકૃત ૧૩૧,૧૩૬
અશોક ૨૧૨
અશોકાનંદ ૨૨૬
અંતઃકરણ ૧૩૯

आ

આગમ– ૨૦૧—૨૦૫
અ.પંમાર્ગ ૧૮૦
આન્વીક્ષિકી ૨૦૧
આત્મપુરાણ ૧૫,૨૬,૫૧
આત્મવિદ્યા ૪૩
આનંદમીમાંસા ૧૧૭–૧૮
આરંભવાદ ૧૪૧
આરાડ કાલામ ૧૮૮
આસુરિ ૧૮૫

इ

ઈશ્વર ૧૩૨–૧૩૩

उ

ઉક્થ ૩૮,૩૯
ઉદ્દાલક આરૂણિ ૩૫,૪૪–૪૮
ઉદ્રક રામપુત્ર ૧૮૮
ઉપહિતબ્રહ્મ ૧૪૩–૧૪૪
ઉપાધિ ૧૪૩,
ઉપાસના ૧૪૩૧૪૪,૧૪૯,૧૫૩—
લક્ષણ ૧૫૩
ભેદ

उ

ઉપનિષદ
—અપ્રસિદ્ધ ઉ.– ૯,૧૦
—આચારધર્મ– ૧૯૬–૧૯૯
—આગમો– ૨૦૧–૨૦૬
—ઉપાસના સંબંધ ૯,૧૦
—કાલ ૬૯–૭૧
—તાંત્રિક ઉ. ૨૪
—વ્યવહાર ધર્મ ૧૯૮
—વાચ્યાર્થ ૬,૭
—લક્ષ્યાર્થ ૮
—યોગરુઢાર્થ ૮

-નું ભાષ્ય ૮
-સાહિત્યનાં શોધ ખોળકો ૯
-પ્રાચીન ધર્મ ૧૯૮
-પ્રતિપાદ્ય વિષયો ૭૨,૧૧૯
-એધર ૭૨,૮૧
-ચીન ૨૨૧
-વીઝર ૨૨-૨૩
-ગ્રીમ ૨૨-૨૩
-યુરોપ અમેરિકામાં ૨૧૩-૨૨૭
અસર
-સામાન્ય વેદોન ૨૨-૨૩
-ઓન્ધાસ ૨૨-૨૩
-હાકન ૨૨-૨૪
-પ્રાચીન પાશ્ચાત્ય તત્ત્વ
જ્ઞાનનો સંબંધ ૨૨૮
દર્શન ૨૦૬-૨૧૨
સિદ્ધાંતભેદ ૨૧૦-૨૧૨
બ્રહ્મોસમાજ ૨૨૬-૨૩૬
લક્ષણ આમુખ
વર્ગીકરણ ૧૪,૩૨
વિચારકો ૩૧-૧૧
વિવરણ ૧૫
વેદ સાહિત્ય સાથે સંબંધ ૧-૧૪
શાખા સંબંધ ૧૦,૧૧,૧૨
સામાજિક વ્યવસ્થા ૧૯૩-૨૦૦
સંખ્યા ૧૬,૧૭,૧૮,૧૯,૨૦,
૨૧,૨૨
સંગ્રહ ૧૪,૩૨

ऊ

ઊર્ધ્વ ત્રિસ્રોતા ૧૩૮

ऋ

ઋગ્વેદ ૯,૩૩,૧૭૯
ઋષભદેવ ૨૦૧

ए

એન્કેતીલ ડ્યુપેરોન ૩૧,૨૨૨

ऐ

ઐતરેય-આરણ્યક ૩૭,૩૯,૪૦,
૪૧,૪૨
-બ્રાહ્મણ ૩૭

औ

ઔદાલક સૂત્ર ૪૭

क

કપિલ ૧૮૪,૧૮૫
કવષ ઐલૂષ ૩૭
કપીંદાચાર્ય ૨૯,
કહોલ ૪૫
કર્મ ૧૩૬
કલ્પસૂત્રો ૧૫૨
કાત્યાયની ૫૧
કામ ૧૩૬
કામસૂત્ર ૮,૪૬,૪૮
કારણવાદ ૧૮૬
કોશ ૪૫,૧૭૮
કૌટિલ્ય ૮
કૌશિકી ૪૪

ग

ગતિભેદ ૧૭૬,૧૮૦,૧૮૩
ગાર્ગ્યાયણી ૩૬,૬૭
ગોપથ બ્રાહ્મણ ૭૦
ગૌડપાદાચાર્ય ૫૩,
ગૌતમ ધર્મશાસ્ત્ર ૪૭
ગૌતમબુદ્ધ ૧૮૭,૧૯૪,૨૦૨

च

ચક્રવર્તીઓ ૧૯૪
ચંદ્રગુપ્ત ૨૧૩
ચૂલભાગવિત્તિ ૪૫

ज

જનક ૩૬,૫૬–૫૮
જનક (દૈવરાતિ) ૫૭
જનક (બહુલાશ્વ) ૫૭
જુહૂનારા ૩૦
જાતક (બૌદ્ધ) ૪૭,૪૮
જાનક આવસ્થૂણ ૪૫
જાનશ્રુતિ ૬૪–૬૫
જાબાલ ૬૩,૧૯૫
જૈન ૨૦૧
જીવભાવ ૧૨૦–૧૨૯

ज्ञ

જ્ઞાનાધિકાર ૧૬૧
જ્ઞાનપ્રાપ્તિ ૧૬૬
જ્ઞાનનિષ્ઠા ૧૬૧,૧૬૪
જ્ઞાનસામગ્રી ૧૬૯

ट

ટાગોર ૨૨૭
ટોલેમી ૨૧૩

ड

ડાયોનીસીઅસ ૨૧૩,૨૧૮
ડયુસન ૨૨૫

त

તાત્પર્યલિંગો ૧૭૧–૧૭૫
ત્રિપુટી ૧૩૪
ત્રિમૂર્તિ ૧૩૪
તુલાવિદ્યા ૪૦
તાંડ્ય (બ્રાહ્મણ) ૧૯૫
તૈજસ ૧૩૩
તૈત્તિરીય ૫૦,૭૦
તૈવિજ્જ સુત્ત (બૌદ્ધ) ૭૦
ત્રિવૃત્કરણ ૧૩૯

द

દધીચિ ૫૪,૫૫
દારા શિકોહ જુઓ ઉપનિષદ્
દીઘનિકાય (બૌદ્ધ) ૭૦
દેવયાન ૧૮૦

ध

ધૂમમાર્ગ ૧૮૦
ધૌમ્ય ૪૪

न

નચિકેતા ૪૫
નાદ ૧૩૨
નામરૂપ ૧૩૬
નારદ ૧૯૨
નારાયણ ૧૫,૧૩૮
નીટ્શે ૨૨૫

प

પરબ્રહ્મ ૧૪૩
પરમહંસ ૧૯૪
પરમ વ્યોમ ૧૩૮
પરિણામવાદ ૧૪૧
પંચ જ્ઞાનેંદ્રિયો ૧૩૯
પંચ કર્મેન્દ્રિયો ૧૩૯
પંચ તન્માત્રા ૧૩૯
પંચભૂત ૧૩૯
પંચીકરણ ૧૩૯

પંચૌધ (બ્રાહ્મણ) ૪૯
પંચ ગેધાત (ઈરાની) ૪૯
ંચ સ્કંધ (બૌદ્ધ) ૪૯
પંચ ગેધાત (અવસ્તાની) ૪૯
પંચાગ્નિવિદ્યા ૪૫, ૫૯–૬૦૬૭
ંચશિખ ૧૮૫
તર્દન દૈવોદાસ ૩૬,૬૭
ાયમજ જુઓ હિરણ્યગર્ભ
માણ વૃત્તિ ૧૪૨
પ્રવાહણ જૈબિલિ ૩૬, ૫૮,૬૧
ાણ ૧૩૨
પ્રાણ–જૂઓ હિરણ્યગર્ભ ૧૩૯
પ્રાણવિદ્યા ૪૩,
પિતૃયાન ૧૮૦
પૈપ્પલાદ ૩૫, ૫૩—૫૬
પૂર્ણ (પુરાણ) કાશ્યપ ૧૮૮
ારસ્થાન ૨૦૭—૨૧૨
ર૬ બ્રહ્મ જૂઓ
ત્રિવિધ બ્રહ્મવાદ
ંપર બ્રહ્મ જૂઓ જીવાત્મા
ાશુપત ૨૦૧
ાયથૅગોરાસ ૨૨૯
ાતિક સૂત્ર (બૌદ્ધ) ૭૦
તીક જુઓ ઉપાસના
ેટો ૨૩૧–૨૩૬
ાટીનસ ૨૧૮–૨૨૧

ब

બૃહદૃષ ૭૦
બિંદુ ૧૩૨
બીજ ૧૩૨
બુદ્ધ ૪૯, ૧૮૭
બુદ્ધચરિત ૧૮૮
બ્રહ્મ (સગુણ) ૮૮–૧૦૩
બ્રહ્મ (ધાત્વર્થ) ૧૦૮–૧૧૦
બ્રહ્મ (ચતુષ્પાદ) ૧૫૦
બ્રહ્મોપાસના ૧૪૧
બ્રહ્મયોગી ૨૧
બ્રહ્મવાદ (ત્રિવિધ) ૭૨,૮૫
૧૫૫
બ્રહ્મવાદ (દ્વિવિધ) ૮૩,૧૦૩–
૧૦૫
બ્રહ્મવાદ (શાંત ૮૮
બ્રહ્મવાદ (સ્પંદ) ૮૮
બ્રહ્મવાદ (ચિત્ર) ૮૮
બ્રહ્મવાદ (નિર્ગુણ) ૧૦૨, ૧૦૪–
૧૧૯
બ્રહ્મવાદ (અદ્વિતીય) ૧૦૭
બ્રહ્મ (સગુણ) ૮૬–૧૦૩
બ્રહ્મવિજ્ઞાન ૧૬૧–૧૭૫
બ્રહ્મવિદ્યા ૪૫

भ

ભક્તિરસાયન ૧૯૨

ભક્તિશાસ્ત્ર ૧૧૬,–૧૯૦
ભક્તિસૂત્રો ૧૯૨
ભક્તિમીમાંસા ૧૯૨
ભગવદ્ગીતા ૧૮૦
ભગ ૮૭
ભવભૂતિ ૫૬
ભર્તૃહરિ ૨૨૧
ભાગવત ૨૦૧
ભૂમા ૧૯૨
ભૂતાત્મા ૧૭૭
ભોક્તા જૂઓ જીવાત્મા
ભોગ્ય જગત્ ૧૩૦–૧૪૧

म

મન ૧૭૯
મધુસૂદન ૧૯૨
મધુક પૈંગ્ય ૪૫
મહત્ ૧૩૩–૧૩૮
મહાભારત ૪૮
મલિનસત્ત્વ ૧૩૩–૩૪
મહીદાસ ઐતરેય ૩૩,૩૬–૪૩,
મહર્લોક ૧૩૯
મહાવીર ૧૯૪
માંડૂક્ય ૩૫, ૫૨–૫૩
મુક્તાંશ ૩૦
મૂક્ષાવિદ્યા ૪૦
મેક્ષ્મુલર ૨૧
મૈત્રેયી ૫૧,૧૯૦

य

યજુર્વેદ (શુક્લ) ૯
(કૃષ્ણ) ૩૫
યાજ્ઞવલ્ક્ય ૩૫,૫૫,૪૯–૫૨
૧૯૦
યોગસૂત્ર ૬૧, ૧૮૫

र

રસશાસ્ત્ર ૧૧૮
રસ (પરમાત્મા) ૧૯૦,૧૯૧
રામાયણ ૫૨
રામાનુજ ૧૫, ૨૪,

ल

લયપ્રક્રિયા ૧૪૦
લિંગાત્મા ૧૭૮
લિંગશરીર ૧૩૯

व

વરુણ ૩૫, ૪૯
વાક્ય (મહા) ૧૭૦
વાક્ય (અવાંતર) ૧૭૦
વાત્સાયન ૮, ૪૬, ૪૮
વાર્ષગણ્ય ૧૮૭
વિકલ્પવૃત્તિ ૧૪૪
વેબ્નર ૨૨૫
વિરાટ ૧૩૩
વિશિષ્ટ બ્રહ્મ ૧૪૩–૧૪૪
વિશેષણ ૧૪૩
વિધિ ૧૩૩
વીરચરિત ૫૬

| | | | |
|---|---|---|---|
| | ૧૫, ૨૪ | શ્વેતકેતુ | ૪૫ |
| | ૪, | શેલીંગ | ૨૨૪ |
| નતા | ૫. | શોપેનહોર | ૩૧, ૨૨૫ |
| –ના વિભાગ | ૫, | **સ** | |
| –મૂર્ધા | ૬, | સત્યકામ જાબાલ | ૩૬, ૬૨–૬૩, ૧૯૫ |
| –ઉત્તમાંગ | ૬, | સયુગ્વા રૈક્વ | ૩૬, ૬૪–૬૬, ૧૯૫ |
| –શિર | ૬, | સંવર્ગ વિદ્યા | ૬૫–૬૬ |
| –મુંડ | ૬, | સુજાતા | ૪૫ |
| –શાખાઓ | ૧૪, ૧૬ | સુફી મત | ૩૦, ૩૨ |
| વૈશ્વાનર વિદ્યા | ૪૬ | સુબંધુ (ઋષિ) | ૧૭૯ |
| વ્રાત્ય | ૬૬ | સૂતસંહિતા | ૨૬ |
| **શ** | | સુષુમ્ણા | ૧૭૬ |
| શતપથ બ્રાહ્મણ. | ૭૦ | સંન્યાસ | ૧૬૭ |
| શક્તિ (બ્રહ્મની) | ૧૫૭–૧૬૦ | સાંખ્ય | ૧૮૪–૧૮૯ |
| શંકરાચાર્ય | ૧૪ | સૌન્દરાનંદ (કાવ્ય) | ૧૮૮ |
| શંકરાનંદ | ૨૪, ૨૬ | સ્ટ્રેબો | ૨૧૩ |
| શાંખાયન–આરણ્યક | ૫ | સ્પાઇનોઝા | ૨૨૮ |
| –ગૃહ્ય સૂત્ર | ૫ | હારિદ્રુમત | ૧૯૫ |
| શાંડિલ્ય | ૧૯૨ | હાર્ટમેન | ૨૨૫ |
| શારદાતિલક | ૧૫૨ | હેગેલ | ૨૨૯ |
| શુદ્ધસત્ત્વ | ૧૩૩–૧૩૪ | હિરણ્યગર્ભ | ૧૩૩, ૧૩૫, ૧૭૬, ૧૯૫ |
| શ્રીમંથવિદ્યા | ૪૫ | | |